# વિજ્ઞાપન

પુસ્તકસમિતિના અષાડ સુદ ૧ સં. ૧૯૭૯ ને દિને ઓઘા-ફ્ડેલા કાર્યની રૂએ " હિંદી તવારીખ–તુર્ક અને પઠાણ રાજ્યો " નું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગુજરાત વિદ્યાપીઠ કાર્યાલય
[illegible], સં. ૧૯૭૯

મહામાત્ર

# પ્રસ્તાવના

દેશના રાષ્ટ્રીય જીવનની ખીલવણીમાં ઇતિહાસનું શિક્ષણ મોટો અને અગત્યનો ભાગ ભજવે છે. હિંદુસ્તાન જેવા ઉન્નતિની ટોચેથી ગબડેલા દેશને માટે તો—ભૂતકાળની જાહોજલાલી અને મહત્તા' ઉગતી પ્રજાના મનમા ઠસી પૂર્વજો માટે માન અને શ્રદ્ધાની લાગણી ઉત્પન્ન થાય, તથા તેમના જેવી કર્તૃત્વશક્તિના બીજ પોતાનામા રહેલાં હોઇ પ્રયત્ન કરતાં ભૂતકાળની પેઠે ચાલુ જમાનામાં પણ જગતની મહાન પ્રજાઓમાં માનવતું સ્થાન પોતાથી મેળવી શકાય તેમ છે, એવી આત્મશ્રદ્ધા બધાય, તેમજ ભૂતકાળની ત્રુટીઓ સમજાતાં ભવિષ્યને માટે તેમાથી બચી જવાની બુદ્ધિ ખીલે, અને ચાલુ જમાનાની રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષાઓને પોષણ મળી તેની સિદ્ધિને અર્થે થતા પ્રયત્નોમા સર્વ પ્રકારે સહાયભૂત થવાના કામને હિંદી યુવાનો પોતાનું પરમ કર્તવ્ય સમજતા થાય—એ જ ઇતિહાસશિક્ષણનો ઉદ્દેશ હોવો જોઇએ. એને માટે પાઠ્ય પુસ્તકો પણ તેવી જ ભાવનાથી અને તેવા જ દૃષ્ટિબિંદુથી લખાયેલા હોવાં જોઇએ. આપણી શાળાઓ માટે એવાં પુસ્તકોની ખામી જણાયાથી આ પુસ્તક તે દિશામાં એક પ્રયત્નરૂપ છે.

આપણા દેશની શાળાઓમાં ઇતિહાસ જે રીતે શીખવાય છે, તેથી ઇતિહાસશિક્ષણનો ઉદ્દેશ ભાગ્યે સફળ થતો હોય! બાળક

અગ્રખંડનો ઇતિહાસ શીખવાનો શરૂ કરે ત્યારથી તે છેક ઉંચા ઉપલા ધોરણ લગી, મુસલમાનોના ઉદયથી તે ચાલુ બ્રિટિશ અમલ પર્યન્તની, લગભગ તેની તે જ હકીકત ફરીને ફરી તેને શીખવાની હોય છે; માત્ર દર ઉપલા ધોરણમા પાઠ્ય પુસ્તક અને તેની ભાષા તેમજ શૈલી નવા હોય એટલુ જ. અને તેમાએ આપણા લોકો જ ગલી હતા, તેમને રાજકાજનું પૂરૂ ભાન નહોતું, મુસલમાની અમલ જુલમી અને ક્રૂર હતો, એવી છાપ જાણે અજાણે પણ બાળકના મન પર પડે છે. રાષ્ટ્રીય દૃષ્ટિએ તે એક દોષ છે, અને તે દોષ દૂર થવો જ ઘટે. વળી, મુસલમાન નૃપતાઓની કારકીર્દિને કેવી ટૂંકમા આટોપી દેવામા આવી હોય છે—જાણે તે અમલમા કંઇ જ વિશેષ બનાવો બન્યા ન હોય કે તેમાથી કોઈની પ્રજાને કંઇ બોધ મેળવવાનો જ ન હોય! આવી રીતે એકને એક હકીકત ટૂંકમા વખતો વખત શીખવાયા કરવાથી ઇતિહાસનો વિષય શુષ્ક બની શીખનારને તેમજ શીખવનારને તેમા રસ પડતો નથી. વિગતો વિસ્તારપૂર્વક કહેવાથી વિદ્યાર્થીઓને રસ પડે છે, એટલુ જ નહિ પણ ઇતિહાસ શીખવાની તેમની હોંસ વધે છે, એ તો દરેક ઇતિહાસશિક્ષકના અનુભવની વાત હશે. એવા જ અનુભવથી અમારૂ માનવુ થયુ છે કે જો દેશના સમગ્ર ઇતિહાસના સમયવાર વિભાગ પાડી તેના તે સમયને લગતી વિદ્યાર્થીઓને જાણવા જોગ તમામ વિગતોનો સમાવેશ કરવામા આવે, અને પછી એક વિભાગ એક ધોરણમા સાદ્યંત શીખવવાની વ્યવસ્થા થાય તો ઇતિહાસશિક્ષણનો ઉદ્દેશ સચવાવા ઉપ્રાંત એ વિષય ઘણો મનોરંજક પણ બને. ઇતિહાસ શીખના નવલકથાના વાચન જેવો આનંદ થવો જોઇએ. એ જ માન્યતાથી પ્રેગ્રેસ શ્રી ભરૂચ કેળવણી મંડળના અભ્યાસક્રમમા નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામા આવી છે

१. પૂર્વ અને પૌરાણ રાજ્યો—વિનયમંદિરના ધોરણ ४ થામા
२ મોગલ સામ્રાજ્ય—વિનયમંદિરના ધોરણ ५ મામા

૩. મરાઠા સામ્રાજ્ય—વિનયમંદિરના ધોરણ ૬ ઠ્ઠામાં

૪. પ્રાચીન ઇતિહાસ તથા બ્રિટિશ સામ્રાજ્ય—વિનયમંદિરના ધોરણ ૭ મામાં

એને માટે જરૂરી પાઠ્ય પુસ્તકો રચવાની ગોઠવણ પણ સદરહુ મંડળ તરફથી થએલી હોઈ તે પૈકી આ પ્રથમ વિભાગ તૈયાર કરવામાં આવેલો છે. એમાં ઉપર દર્શાવેલો ઉદ્દેશ યથાશક્તિ સાધવા પ્રયત્ન થએલો છે. વળી, પ્રસ્તુત પુસ્તકમાં દિલ્હીની સત્તાને કેન્દ્રસ્થ ગણી તેનો ઇતિહાસ સવિસ્તર આપવા સાથે દિલ્હીની સલ્તનતનાં સમકાલીન બીજાં સ્વતન્ત્ર રાજ્યોની હકીકત પણ આખી સંકલના જળવાય એવી રીતે આપવા પ્રયત્ન કરેલો છે. દેશની ધાર્મિક અને આર્થિક સ્થિતિનું પણ યોગ્ય ઠેકાણે નિદર્શન કરાવવામા આવેલું છે. એ કામમાં સફળતા કેટલે અંશે મળી છે તે તો અનુભવ ને અંતે જ જણાય.

ખલિફાત, ઇસ્લામના આરબ અમલ તથા ગીઝની અને ઘોરી વંશોને લગતી, તેમ જ મહમદ ગીઝનીના યુગનાં હિંદુ રાજ્યોની હકીકત ઘણાકને પ્રસ્તુત પુસ્તકમાં વધારે પડતી અને વિદ્યાર્થીઓ માટે બીનજરૂરી લાગવા સંભવ છે. પરંતુ ઇસ્લામી સંસ્કૃતિ અને ઇસ્લામીઓની કર્તૃત્વશક્તિનો, તથા પ્રાચીન ભારતના ગૌરવ અને તેની અંતરંગ સ્થિતિનો યથાર્થ ખ્યાલ આવવા માટે તેમ કરવું ઇષ્ટ ગણ્યું છે. વળી પ્રસ્તુત પુસ્તક મુખ્યત્વે વિદ્યાર્થીઓ માટે લખાયું છે, છતાં તે શિક્ષકબંધુઓ અને ઇતિહાસરસિક ગૃહસ્થોની પણ થોડી ઘણી સેવા બજાવે એ પણ લેખકનો એક હેતુ છે. તેથી બાળકોને ખાસ યાદ ન રખાવવા જેવી બાબતો ઝીણા ટાઈપમાં છાપી છે. તેવી બાબતો બાળક વિદ્યાર્થીઓ પાસે યાદ રખાવવાનો આગ્રહ શિક્ષકે અલબત્ત ન ધરવો, તથાપિ વર્ગમાં તેનું

એક વાર વાચન થાય એ બસ છે. બીજી બાબતો પણ ખાસ ગોખવાનો કે પુસ્તકની બાબામાં જે વિદ્યાર્થી લખી શકે તેવી રીતે તૈયાર કરાવવાનો આગ્રહ ન રહેવો જોઈએ. તેનો ભાવ માત્ર બાળકોના હૃદયપટ પર અંકિત થઇ રહે એટલે બસ. ગોખણપટ્ટી એ શિક્ષણનો ઉદ્દેશ નથી, એ તત્ત્વ આ પુસ્તકની યોજનામા ખાસ લક્ષમા રાખેલુ છે. શિક્ષણમા પણ એ તત્ત્વને અનુસરાય તો બાળકની સ્મરણશક્તિ પર વિશેષ બોજો પડવાની ફરિયાદ ઉઠવાનો સંભવ નહિ રહે. સિવાય, આપેલી વિગતોમાથી કઇ અને કેટલી ખાસ યાદ રખાવવા જોગ છે તેનો વિવેક શિક્ષક પોતે પણ વિદ્યાર્થીઓની શક્તિ અનુસાર કરી લેશે ફુટનોટમા ભલામણ કરેલા પુસ્તકો તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચી તે વાચવા તેમને ઉત્તેજવા.

આ પુસ્તકની યોજનામા નીચેના ગ્રંથોની સહાય લેવામા આવી છે, જે માટે તેમના વિદ્વાન કર્તાઓનો આભાર માનવામા આવે છે —

Elphinstone's History of India
Lane Poole's Medieval India
Havel's History of Aryan Rule in India
Taylor's Student's Manual History of India

Dutt's History of Ancient and Modern India
Hindu Superiority by Har Bilas Sarda
Short History of Saracens by Ameer Ali

સર દેસાઈ કૃત—મુસલમાની રીયાસત ભાગ ૧ લો
સસ્તાસાહિત્યવાળો રાજસ્થાનનો ઇતિહાસ

મ. ન. પટેલ કૃત—મહાજન મંડળ

ભટ વાસંહપ્રસાદ કાળિદાસ કૃત—હઝરત મોહમ્મદ પયગમ્બર

પીરઝાદા મોટામીયાં સાહેબ કૃત—રસુલે અરબી

વિ. ધ. પટેલ કૃત—ભરતખંડનો સરળ ઇતિહાસ

મ. છ. ભટ કૃત–પૃથુરાજ ચોહાણ અને ચંદ બરદાઇ

चिं. वि. वैद्य कृत—मध्य युगीन भारत भाग—१ ला

પ્રસ્તુત પુસ્તકની યોજના, વિગતો તેમજ શૈલી સંબંધી ઇતિહાસરસિક બન્ધુઓ તરફની સૂચનાઓ સાભાર સ્વીકારવામાં આવશે, અને યોગ્ય લાગતાં બીજી આવૃત્તિમાં ઘટિત સુધારો વધારો કરવા તજવીજ થશે.

આશ્વિન સુદ ૧ } ના. નં. ચોકસી
સં. ૧૯૧૯ } અધ્યાપક, ભરૂચ કેળવણી મંડળ.

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ લું

### ઇસ્લામનો ઉદય—પૃષ્ઠ ૧-૮



## પ્રકરણ ૨ જું

### ખલિફાત અને ઇસ્લામનો ફેલાવો—પૃષ્ઠ ૯-૧૪



## પ્રકરણ ૩ જું

### મુસલમાનોનો હિંદમાં પગપેસારો—પૃષ્ઠ ૧૪-૨૨

## પ્રકરણ ૪ થું

### ગીજનીના તુર્ક રાજા—પૃષ્ઠ ૨૩-૨૬



---

## પ્રકરણ ૫ મું

### મહમૂદ ગીજનીના સમયમાં હિંદની સ્થિતિ

### રાજકીય સ્થિતિ—પૃષ્ઠ ૨૬-૪૪



---

## પ્રકરણ ૬ ઠું

### મહમૂદ ગીજનીના સમયમાં હિંદની સ્થિતિ

(ચાલુ)—પૃષ્ઠ ૪૪–૫૧



---

## પ્રકરણ ૭ મું

### ગીજનીના તુર્ક રાજા—(ચાલુ) પૃષ્ઠ ૫૧–૬૭



---

## પ્રકરણ ૮ મું

### ગીજની વંશની પડતી અને આખર—પૃષ્ઠ ૬૮–૭૨

## પ્રકરણ ૯ મું

## બારમા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ

પૃષ્ઠ ૭૨–૮૦



## પ્રકરણ ૧૦ મું

## ઘોરી વંશ—પૃષ્ઠ ૮૧–૯૦

## પ્રકરણ ૧૧મું

### ગુલામ વંશ—પૃષ્ઠ ૯૦-૧૦૭



## પ્રકરણ ૧૨મું

### ખીલજી વંશ—પૃષ્ઠ ૧૦૮-૧૨૮

## પ્રકરણ ૧૩ મું

### તઘલખ વંશ—પૃષ્ઠ ૧૨૯–૧૪૩



## પ્રકરણ ૧૪ મું

### સૈયદ વંશ—પૃષ્ઠ ૧૪૪–૧૪૫



## પ્રકરણ ૧૫ મું

### લોદી વંશ—પૃષ્ઠ ૧૪૬–૧૫૦

## પ્રકરણ ૧૬ મું

### સોળમા સૈકાનાં બીજાં સ્વતંત્ર રાજ્યો—પૃષ્ઠ ૧૫૧-૧૬૪



## પ્રકરણ ૧૭મું

### સોળમા સૈકાનાં બીજાં સ્વતંત્ર રાજ્યો—(ચાલુ) ૧૬૫-૧૭૭



## પ્રકરણ ૧૮ મું

### તુર્ક-પઠાણ અમલમાં દેશની સ્થિતિ—પૃષ્ઠ ૧૭૭-૧૮૮

---

## પ્રકરણ ૧૯ મું

### ઉપસંહાર—પૃષ્ઠ ૧૮૮-૧૯૫.



---

# હિંદી તવારીખ

## (તુર્ક અને પઠાણ રાજ્યો)

### પ્રકરણ ૧ લું

### ઇસ્લામનો ઉદય

[ હિંદુસ્તાનની લગભગ ૩૩ કરોડની વસ્તી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે જુદી જુદી કોમોની બનેલી છે. તેમાં હિંદુ અને મુસલમાન એ બે મુખ્ય કોમો છે. તુર્કસ્તાન અને ઇરાન જેવા ઇસ્લામી દેશોમાં મુસલમાનોની સંખ્યા અઢી કરોડથી વધારે નથી, ત્યારે આપણા દેશમાં તેમની વસ્તીનું પ્રમાણ સાત કરોડ જેટલું છે. આ ગંજાવર સંખ્યાબળ હિંદી મુસલમાન ભાઇઓને હિંદુસ્તાનમાં તેમજ કુલ ઇસ્લામી આલમમાં અગત્યનું સ્થાન અપાવે છે. આ બધા હિંદી મુસલમાનો કંઇ બહારથી આવેલા નથી. હિંદુઓ કરતા તેમનો ધર્મ જુદો હોવા છતા તેઓનો મોટો ભાગ મૂળથી જ પરદેશી નહોતો. અને હાલતો બધા જ આ દેશના વતની છે. **હિંદુસ્તાન દેશ હિંદુઓના જેટલી જ મુસલમાન વગેરે બીજી કોમોની માતૃભૂમિ છે. માતૃભૂમિના ઉદ્ધાર માટે મથવું એ હિંદવાસી દરેક કોમનો સમાન હક છે.** એકવાર એવું હતું કે હિંદુ મુસલમાનોને ઉભા રહે નહોતું બનતું. પરંતુ હવે વખત બદલાયો છે. બંને કોમના લોકો હવે સાથે હળી મળીને રહેતા થયા છે, એટલું જ નહિ પણ માતૃભૂમિના કલ્યાણ માટે સઘળી કોમો વચ્ચે ગાઢો સંપ થવાની જરૂર છે એમ પણ સમજવા લાગ્યા છે. આવા સંપ માટે સૌથી પ્રથમ ધર્મસહિષ્ણુતાની ખાસ જરૂર છે; અને તેટલા સારૂ જુદી જુદી કોમોના લોકોએ એક બીજાના ધર્મ

વિષે જાણુવું થવું ઘણું જરૂરનું છે. તેથી આ પ્રકરણમાં આપણે ઇસ્લામનો ઉદય અને તેના ગ્રસ્થની ચર્ચા કરીશું ]

**૧. ઇસ્લામના ઉદય પહેલાં અરબસ્તાનની સ્થિતિ—** જગતના સઘળા મહાન ધર્મો એશિયાખંડમાં ઉત્પન્ન થયા છે. મુસલમાન ધર્મનું મૂળ સ્થાન અરબસ્તાન દેશ છે એ દેશ હિંદુસ્તાનની પશ્ચિમે અરબી સમુદ્રની પેલી બાજુએ આવેલો છે એની ઉત્તરે સિરિયા તથા એશિયાઇ તુર્કસ્તાન છે, અને ઇશાનમાં મેસોપોટેમીયા, ઇરાનનો અખાત અને ઇરાન દેશ છે

અરબસ્તાનના અસલ વતનીઓ જંગલી દશામાં આમતેમ ટોળી બંધ ભટક્યા કરતા હતા રહેવાને વાસ્તે તેમને ઘર નહોતા, તેમ તેમના પહેરવા ઓઢવાના પણ કંઇ ઠેકાણા નહોતા પાછળથી સુધારો દાખલ થતા તેઓ ઉનના વણેલા જાત ટાંગીઆના તંબુમાં રહેતા તથા ભરવાડનો ધંધો કરતા થયા અરબસ્તાનના રેતાળ વેરાનમાં ખોરાકની છત પ્રમાણે તેઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે પોતાના ઢોરઢાંક સાથે ભટકવા લાગ્યા, શરીરે ચાદર વીંટી પોતાની આબરૂનું રક્ષણ કરવા લાગ્યા, તથા માંસ, સાંઢણીનું દૂધ અને ખજૂર ખાઇને પોતાનું ગુજરાન ચલાવતા થયા તે પછી વધારે સુધારો થતા ભરવાડના ધંધા ઉપરાંત તેમણે તેજાના, હાથીદાંત અમૂલ્ય મોતી, સોનાન વગેરેનો દેશ પરદેશ સાથે વેપાર ખેડવા માંડયો

આ લોકોની ધર્મ—માન્યતા અસલ અનેક વિચિત્ર વહેમોથી ભરપૂર હતી તેઓ મૂર્તિપૂજક હોઇ મક્કામાં આવેલું 'કાબા' તેમનું મુખ્ય મંદિર હતું એ મંદિરમાં ૩૬૦ મૂર્તિઓ હતી, અને રોજ એક એક મૂર્તિને તેઓ પોતાની ખાસ ઢબે પૂજતા અરબસ્તાનના સઘળા ભાગોમાંથી આરબ લોકો આ 'કાબા'ના દેવોના દર્શન કરવા આવતા

અસલના આરબોની સ્ત્રીઓ વિષેની માન્યતા બહુજ હલકા પ્રકારની હતી સ્ત્રીઓને તેઓ દાસી કે ગુલામડી ગણી તેમની પાસે

ખૂબ વેતરૂ કરાવતા, તથા તેમની સાથે બહુ અણુઘટતુ વર્તન ચલા વતા સ્ત્રીઓને વારસો મળતો નહોતો, કે તેમને ધનસચય કરવાનો અધિકાર નહોતો ધણીને સ્હેજ વાંક પડતા તે તેને ઘરમાથી કાઢી મેલતો, અને તે બિચારીને કઈ પણ આધાર વિના રખડવુ પડતુ સ્ત્રી જાતની આવી ખરાબ સ્થિતિ હોવાથી જેને ઘેર છોકરીનો જન્મ થતો, તે આદમી ઘણો દુખી થતો, અને છોકરીને દુખમાથી બચાવવા તથા તેના પાલનપોષણના ખર્ચમાથી છુટવા, તેમજ અપશુકનની વ્હેમી માન્યતાના કારણે છોકરીને બચપણમા જ જીવતી દાટી દેવાનો દુષ્ટ રિવાજ અરબસ્તાનમા હતો એ દુષ્ટ રિવાજને લીધે દેશમા સ્ત્રીઓની હમેશા અછત રહેતી અને તેથી ઘણા ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણવાનો દુષ્ટ રિવાજ પણ ચાલતા હતો પુરુષો ઘણા વ્યસની હોઇ પુષ્કળ નિશાબાજી કરતા, જુગાર ખેલતા, વાતવાતમા ટટા ફિસાદ કરતા, અને અનીતિનુ જોર એટલુ બધુ હતુ કે મેળા ઓની અદર પણ સ્ત્રીપુરુષો ભેગા મળી છાકટા બનીને ગમે તેમ અનીતિથી વર્તતા

અર્થાત્ કે ઇસ્લામના ઉદય પહેલા અરબસ્તાન દેશ અજ્ઞાન અધકારમા ડૂબેલો હતો બૌદ્ધ યાહુદી કે ખ્રિસ્તી ધર્મનો એ દેશની ભટકતી પ્રજા પર કઈજ પ્રભાવ પડ્યો નહોતો કુસસ્કારી આરબો ને એ અજ્ઞાન અધકારમાથી બહાર કાઢી તથા ઐક્યની દોરીથી ગુથી એક મહાન અને સસ્કારી પ્રજા બનાવવા માટે કોઇ ખાસ મહાપુરુષની આવશ્યકતા હતી તે આવશ્યકતા ઇશ્વરે હજરત મહમદને પેગબર તરીકે મોકલી પૂરી પાડી

**૨. હજરત મહમદ પેગબર સાહેબ:—** ઇસ્લામ ધર્મ ચલાવનાર હજરત મહમદ પેગંબર સાહેબનો જન્મ ઇ સ ૫૭૦ મા મક્કા શહેરમા થયો હતો એમના દાદા અબ્દુલ મુત્તાલિબ આરબોની એક જાતો પૈકી 'કોરેશ' જાતિના આગેવાન હતા એમના પિતા અબ્દુલ્લા તેઓ શ્રીના જન્મ પહેલા જ મરણ પામ્યા

હતા. તેમની માતા અમીના બીબી પણ તેમને ૭ વર્ષના મૂકી ગુજરી ગયાં. તેથી હઝરત સાહેબને તેમના દાદા અને તે પછી તેમના કાકા અબુતાલિબે ઉછેરીને મોટા કર્યા. એમના કાકા મોટા વેપારી હતા. તેઓ ઘેટાં રાખતા અને ઉંટોના કાફલા સાથે વેપાર ખેડતા. મહંમદ સાહેબે પણ મોટા થતાં તે મુજબ વેપાર કરવા માંડ્યો. તેમની નેકી અને પાકદાનતનાં જ્યાં ત્યાં વખાણ થવા લાગ્યાં. એ વખતે મક્કામાં 'ખદીજા બીબી' નામની એક અત્યંત ધનાઢ્ય વિધવા રહેતી હતી. તેણે મહંમદ સાહેબની કીર્તિ સાંભળી તેમને પોતાના મુનીમ તરીકે વેપાર કરવા સારૂ રોક્યા. મહંમદ સાહેબની હુશિયારીથી ખદીજા બાનુને પુષ્કળ લાભ થયો, અને તેમના સદાચારથી ખુશ થઈ તેમની સાથે છેવટે તેમણે લગ્ન કર્યું. આ વખતે મહંમદ સાહેબની ઉમર ૨૮ વર્ષની અને ખદીજા બીબીની ઉમર ૪૦ વર્ષની હતી.

હઝરત સાહેબનું વલણ નાનપણથી જ ઇશ્વરભક્તિ તરફ વિશેષ હતું તે વખતે અરબસ્તાનમાં મૂર્તિપૂજાનું જોર ઘણું જ હતું અને લોકો અનેક દેવદેવીઓને માનતા. મહંમદ સાહેબ પણ કાબાના મંદિરમાં દર્શન કરવા જતા, તથા ભજન, ધ્યાન વગેરે ઘણું કરતા; પણ પછી વિચાર, મનન અને કુદરતના અવલોકનથી તેમના વિચારોમાં ફેર પડવા માંડ્યો અને તેઓ 'ઈશ્વર એક છે' એવું માનતા થયા. પ્રભુ માટે તેમના ચિત્તમાં જબરી તાલાવેલી ઉત્પન્ન થઇ. તેઓ ઘણો વખત એકાંતમાં બેસી તથા દેહભાન ભૂલી ગાંડાની માફક રહેવા લાગ્યા. આખરે એક દિવસે 'હુરા પહાડ' ની ગુફામાં તેમને ફિરસ્તાનો સાક્ષાત્કાર થયો અને તેના દ્વારા ખુદાઇ ફરમાન મળ્યું કે 'ઇશ્વરના ખરા ધર્મને લોકોમાં પ્રસિદ્ધ કરવા મેં તને નીમેલો છે.' તે મુજબ તેઓએ ઉપદેશ કરવા માંડ્યો તેમનાં પત્ની, તેમનો પિત્રાઇ ભાઇ તથા જમાઇ અને કાકા હઝરત સાહેબના પ્રથમ શિષ્ય થયાં. મહંમદ સાહેબ મૂર્તિપૂજાને ધિક્કારવા લાગવાથી તેમની

જાતના લોકો તેમની સામે થયા અને તેમને તથા તેમના ચેલાઓને ઘણી રીતે હેરાન કરવા લાગ્યા. તેમને મારી નાખવા માટે પણ કેટલાંક કાવતરાં રચાયાં. તેથી આખરે તેમને મક્કા છોડીને ઉત્તરમાં અઢીસેં માઇલ દૂર મદીને નાસી જવું પડ્યું. અરબી ભાષામાં આ નાસી જવાની ક્રિયાને 'હિજરા' કહે છે અને તેથી એ વખતથી ચાલુ થયેલો શક 'હિજરીસન' કહેવાય છે. એ બીના ઇ. સ. ૬૨૨ માં બની.

મહંમદ સાહેબ પોતાનો ઉપદેશ પ્રથમ તો શાંત રીતે કરતા હતા. પરંતુ તેમની જાતિના લોકોએ તેમને તથા તેમના શાગીર્દોને પુષ્કળ ત્રાસ આપવા માંડ્યાથી આખરે તેમણે, આપણે અહિં થઇ ગયેલા શીખ ગુરુ ગોવિંદસિંહની પેઠે પોતાના શિષ્યોને હથિયાર સજાવ્યાં, અને શાંત પ્રચારની સામે થનારને તરવારથી વશ કરવાનો બોધ આપ્યો. હઝરત સાહેબના આ નવા ઉપદેશથી તેમના શિષ્યોમા કેવળ ધાર્મિક વૃત્તિને બદલે લશ્કરી ઝનુન દાખલ થવા પામ્યું. આખરે મક્કાના વિરોધીઓ નમ્યા અને મહંમદ સાહેબને તેમણે પેગંબર તરીકે કબુલ કર્યા. મક્કા કબજે કરી તેમણે કાબાના દેવળ-માંની સઘળી મૂર્તિઓને ભાગી નાખી, અને ત્યા નવીન ધર્મની જાહેર પ્રાર્થના ચાલુ કરી. એ વખતથી કાબા મુસલમાનોનું પ્રાર્થના મંદિર અને જગતના સઘળા મુસલમાનોનું પવિત્ર જાત્રાનું સ્થાન બન્યું. કાબાની પાસે 'ઝમઝમ' નામનો કૂવો આવેલો છે, તે પણ બહુ પવિત્ર મનાય છે. હજ જનારા લોકો તેનું પાણી હિંદુઓના ગંગાજળની પેઠે ચંબુઓમાં ભરી લાવે છે. મહંમદ સાહેબ ઇ. સ. ૬૩૨માં એક શુક્રવારને દિવસે મરણ પામ્યા. તેમના શબને ત્રણ દિવસ સુધી લોકોને દર્શન કરવા માટે ખુલ્લું રાખી મદીનામાં તેમણે પોતે બંધાવેલી 'ફિલનબી. મસીદ'માં દફનાવવામાં આવ્યું. એથી મદીના પણ ઇસ્લામ ધર્મનું પવિત્ર સ્થાન મનાય છે.

હઝરત મહંમદ સાહેબ મહા બુદ્ધિમાન, શૂરા, બળવાન, શાન્ત કદી ડગે નહિ તેવા અને ઘણા સાદા પુરુષ હતા આખા અરબ સ્તાનના રાજા થયા છતા તેઓ હમેશા ફકીરી હાલતમા જ રહેતા, સાદુ કપડ પહેરતા ખજુર જેવો સાદો ખોરાક ખાતા અને એક માત્ર સાદડી પર સુતા પોતાના કપડા તથા જોડા પણ તેઓ જાતે જ સાફ કરતા હતા રેશમી કપડા અને દાગીના પહેરવાની એમની સખત મના હતી ખદીજા બીબીના મૃત્યુ પછી એમણે હઝરત અબુબકરની દીકરી 'આયેશા બીબી' નામે વગ્ન કર્યું હતુ એ સિવાય પણ એમને બીજી કેટલીક સ્ત્રીઓ હતી હઝરતની ઇશ્વર ભક્તિ અપાર હતી ન્યાયમા કડક હોવા છતા તેઓ ઉદાર અને દયાળુ હતા હઝરત મહંમદ પેગમ્બર સાહેબે ધર્મસત્તા સાથે રાજ્ય-સત્તા પણ પોતાને હાથ કરી લીધી હતી તેથી આજે પણ મુસલ માન ધર્મના વડા ગુરૂ 'ખલિફા' ને સ્વતંત્ર રાજ્યસત્તા હોવાની અગત્ય મનાય છે *

૩ ઇસ્લામના મુખ્ય સિદ્ધાંતો —હઝરત મહંમદ પેગમ્બરે ચલાવેલ ધર્મ ઇસ્લામ ધર્મ કહેવાય છે ઇસ્લામનો અર્થ તાબેદાર ઇસ્લામના મુખ્ય ગ્રથને કુરાન કહે છે એના (૧) દીન અને (૨) ઇમાન—એવા બે ભાગ છે ઇમાનમા ધર્મના તત્ત્વો વર્ણવેલા છે, અને દીનમા મુસલમાનોએ શુ કરવુ અને શુ ન કરવુ તે કહેલુ છે એ ધર્મના મુખ્ય સિદ્ધાંતો એ છે કે (૧) મનુષ્યને પુનર્જન્મ લેવો પડતો નથી (૨) ઇશ્વર એક છે અને તેના સિવાય બીજો કોઈ દેવ નથી ઇસ્લામ ધર્મના મુખ્ય મત્રને 'કલમા' કહે છે એનો અર્થ એવો થાય છે કે 'ઇશ્વર એક છે, અને મહંમદ તેનો પેગમ્બર છે' હિન્દુઓના જેમ જનોઈ દેવાનો રિવાજ છે, તેમ

* વધુ માહિતી માટે વાંચો—પીર મહમદ મીયાસાહેબકૃત 'રસુલે અરબી' તથા ભટ નૃસિંહપ્રસાદ કાલિદાસ કૃત 'હઝરત મોહમ્મદ પયગમ્બર'

મુસલમાનોમાં એટલી જ ઉમરે કલમાની દીક્ષા આપવામા આવે છે. 'સત્ય બોલવું; ન્યાયથી વર્તવું, ગરીબોને ભિક્ષા આપવી, સર્વ મનુષ્યો પ્રત્યે સમાન ભ્રાતૃભાવ રાખવો, કપટ કે ચોરી કરવાં નહિ, મૂર્તિની પૂજા કરવી નહિ, દારૂ કે એવી બીજી કોઇ પણ કેફી ચીજનો ઉપયોગ કરવો નહિ—એવાં એવાં સુંદર ફરમાનો કુરાનમાં છે. વળી રેશમી કપડાં અને દાગીના પહેરવાની, તથા વ્યાજ ખાવાની પણ એમાં સખત મના કરેલી છે. બ્રાહ્મણોને જેમ ત્રિકાલ સંધ્યા કરવાની હોય છે, તેમ મુસલમાનોને રોજ પાંચ વખત નમાઝ પઢવાની હોય છે. ઇસ્લામમા 'જીન્નત એટલે સ્વર્ગ' અને 'દોજખ એટલે નર્ક' ની ભાવના હોઇ એમ માનવામાં આવે છે કે '**કયામત**'—એટલે કે પ્રલયકાળને અંતે થનારા ઇન્સાફ—ને દિવસે ખુદા સર્વ મરેલા સ્ત્રી પુરુષોને જીવતાં કરી તે દરેકને પોતપોતાનાં સારા બુરા કર્મ અનુસાર જીન્નતનું સુખ કે દોજખનું દુઃખ આપશે.

**૪. શિયા અને સુન્નીના ભેદ**—બીજા ધર્મોની પેઠે મુસલમાન ધર્મમા પણ મતભેદને લીધે 'શિયા' અને 'સુન્ની' એવા બે પંથો પડ્યા છે સુન્ની લોકો અબુબકર, ઉમર, અને ઉસ્માન—એ પહેલા ત્રણ ખલિફાઓને ઇમામ તરીકે માને છે, ત્યારે શિયા લોકો એ ત્રણને ઇમામ તરીકે કબૂલ નહિ રાખતાં હઝરત અલીને જ પહેલા ઇમામ ગણી બીજા અગીઆર મળી કુલ બાર ઇમામ ગણે છે. શિયાપંથી વહોરા વગેરે પુનર્જન્મ અને ઇશ્વરના અવતારમા પણ માને છે. શિયા લોકો તાબુતને માનતા નથી. આ બે મુખ્ય ભેદો સિવાય 'સુફી,' 'વાહબી' વગેરે બીજા પણ કેટલાક પંથો મુસલમાનોમા છે.

**૫ તાબુતની ઉત્પત્તિઃ**—હઝરત મહંમદની ગાદીએ ચોથા ખલિફ હજરત અલી થયા. એમના વખતમાં મુસલમાનોના માહોમાહેના ઝગડા બહુ વધી ગયા. પરિણામે મુઆવીઆ નામના ગૃહસ્થે

હઝરત અલીનું ખુન કરી ખલિફાતની ગાદી પચાવી પાડી. તેની સામે હઝરત અલીના હુસન અને હુસેન નામના પુત્રો થયા. પણ મુઆવીઆ બહુ બળવાન અને ક્રૂર હોવાથી તથા હુસન-હુસેન શાંતિપ્રિય હોવાથી તેમણે છેવટે 'મુઆવીઆ પોતાની હયાતિ પર્યંત ખલિફાતની સત્તા ભોગવે' એવી શરતે સલાહ કરી; અને પોતે ઇરાન જઇ રહ્યા. પરંતુ તે પછી મુઆવીઆએ ઉપલા તહનામાથી વિરૂદ્ધ વર્તી ખલિફાત પોતાના જ વંશમા ચાલુ રહે તેવી વેતરણ કરવા માંડી, અને હઝરત હુસનને છુપી રીતે ઝેર દઈ માર્યા. એ જ અરસામા મુઆવીઆ મરણ પામ્યો અને તેનો પુત્ર યઝીદ ખલિફાની ગાદીએ બેઠો. એવી રીતે તહનામાનો ખુલ્લો ભંગ થયેલો જોઇ હુસેને ફોજ જમાવી લડાઇ જાહેર કરી. પણ લડાઇ થતા યઝીદે યુક્તિપૂર્વક હુસેનને ઘેરી લીધા, અને તેમનો પાણીનો વહેવાર કાપી નાખી તેમને પાણી વગર રીબાવી રીબાવીને મારી નાખ્યા. આ કરપીણ બનાવની યાદગીરી સુન્ની મુસલમાનો આજ પણ તાબુત કાઢી તાજી કરે છે. છતા તાબુતનો રિવાજ હિન્દુસ્તાનમા જ છે, હિન્દુસ્તાન બહારના દેશોમા નથી.

આ હુસન હુસેન, હઝરત પેગંબર સાહેબના પુત્રી ફાતમા બીબીના પુત્રો હતા તેમના વંશજો સૈયદ કહેવાય છે. સૈયદ લોકો મુસલમાનોમા શ્રેષ્ઠ મનાતા હોઇ, સામાન્ય રીતે માથે લીલી પાઘડી બાંધે છે.

---

## પ્રકરણ ૨ જું

# ખલિફાત અને ઇસ્લામનો ફેલાવો

૬. ખલિફાત અથવા ખિલાફતઃ—મુસલમાન ધર્મના મુખ્ય આચાર્યને 'ઇમામ' અને પેગંબરની ગાદી ઉપર થયેલા પુરુષોને 'ખલિફા' (અનુયાયી) કહેવામાં આવે છે. 'ખલિફા' યાને ઇસ્લામના મુખ્ય ધર્મગુરુની ગાદીને 'ખલિફાત' કિંવા 'ખિલાફત' કહે છે. મુખ્ય ખલિફાત નીચે પ્રમાણે થઈઃ—

| ખલિફાત | સમય | રાજધાની |
|---|---|---|
| ૧. મદીનાની પ્રજાસત્તાક ખલિફાત | ઇ. સ. ૬૩૨ થી ૬૬૧ | મદીના |
| ૨. ઉમયાદ ખલિફાત | ઇ. સ. ૬૬૧ થી ૭૫૦ | દમાસ્કસ |
| ૩. અબ્બાસી ખલિફાત | ઈ. સ. ૭૫૦ થી ૧૨૫૮ | બગદાદ |
| *૪. સ્પેનની ઉમયાદ ખલિફાત | ઇ. સ. ૭૫૬ થી ૧૦૩૧ | કોર્ડોવા |
| *૫. ઉત્તર આફ્રિકાની ફાતિમીદ ખલિફાત | ઇ. સ. ૯૦૯ થી ૧૧૭૧ | મહમદીઆ |
| ૬. ઇજીપ્તની અબ્બાસી ખલિફાત | ઇ. સ. ૧૨૪૨ થી ૧૪૭૯ | કેરો |
| ૭. ઓટોમન ખલિફાત | ઇ. સ. ૧૫૧૭ થી ચાલુ | કોન્સ્ટેન્ટીનોપલ |

૭. મદીનાની પ્રજાસત્તાક ખલિફાતઃ—હઝરત મહંમદ સાહેબના મૃત્યુ પછી મુસલમાનોએ મદીનામાં ભેગા થઇ વૃદ્ધ સરદાર હઝરત અબુબકરને પોતાના ખલિફા તરીકે ચુંટી કાઢયા. એવી રીતે મદીનામાં કુલ ૪ ખલિફા થયા (૧) અબુબકર, ઈ. સ. ૬૩૨-૬૩૪, (૨) ઉમર ઈ સ. ૬૩૪ થી ૬૪૯, (૩) ઉસ્માન ઇ. સ. ૬૪૯ થી ૬૫૬ અને (૪) અલી ઇ. સ. ૬૫૬ થી ૬૬૧. એ ચારે ખલિફાઓ સમગ્ર મુસલમાનોના મતથી

* બગદાદથી સ્વતંત્ર

સુદાઇને અધિકાર પર આવેલા હોવાથી એમની કારકીર્દીના સમયને 'આરબોની પ્રજાસત્તાક ખલિફાત' એવુ નામ ઇતિહાસમા આપવામા આવે છે હજરત અબુબકરના અમલમા દમાસ્કસ શહેર મુસલમાનોના હાથમા આવ્યુ તેમ ખલિફા ઉમરના વખતમા સિરિયા, જેરૂસલેમ અને મિસર દેશો રોમન બાદશાહો પાસેથી, અને ઈરાન દેશ જરથોસ્તીઓ પાસેથી આરબોએ જીતી લીધા ઈરાન જીતાતા ત્યાની લગભગ આખી વસ્તીએ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો જે થોડાઘણા ધર્મચુસ્ત લોકો પોતાના આતસ બહેરામ સાથે હિંદ તરફ નાસી આવ્યા તેમને સંજાણના રજપુત રાજાએ આશરો આપ્યો એ નાસી આવેલા જરથોસ્તી ઇરાનીઓના વંશજો તે આપણા પારસી ભાઇઓ છે ઉમર પછી થયેલા ખલિફ ઉસ્માને દરિયાઇ કાફલો તૈયારી કરી ભૂમધ્ય સમુદ્રમા આરબોની ધાક બેસાડી, અને માલ્ટા, ગ્રીસ, રહોડસ વગેરે કિનારાના પ્રદેશો દરિયાઇ સત્તા તળે આણ્યા ચોથા ખલિફા અલી હજરત મહમદ પેગંબર સાહેબના જમાઇ થતા હોઇ બહુ ભલા અને દયાળુ હતા એમના વખતમા મુસલમાનોમા માંહોમાંહેના ઝઘડા બહુ વધી ગયા, આખર મુઆવીઆ નામના એક મહત્વાકાંક્ષી ગૃહસ્થે હજરત અલીનુ ખૂન કરી પછી ખલિફાનો અધિકાર ભોગવવા માંડ્યો મુઆવિઆએ દમાસ્કસને રાજધાની કરી ખલિફાતને વંશપરંપરાની બનાવી આ દમાસ્કસની ખલિફાત ઉમયાદવંશી ખલિફાત તરીકે ઓળખાય છે

૮ ઉમયાદવંશી ખલિફત —ઇ સ ૬૬૧ થી ૭૫૦ સુધી દમાસ્કસ શહેર ખલિફતનુ પાયતખ્ત રહ્યાથી તે શહેરની શોભા ઘણી જ વધી ગઇ દમાસ્કસ પૃથ્વી પર એ જમાનામા પહેલા નંબરનુ શહેર થયુ પણ ત્યાના 'ઘેરેઘેર પાણીના નળ' ની વ્યવસ્થા આજ પણ લોકોને દંગ કરે છે.

આ વંશમા મુઆવીઆ અને યઝદ નામના ખલિફાઓ બહુ પરાક્રમી નીવડ્યા એમના વખતમા ઉત્તર આફ્રિકાના પ્રદેશો મુસલમાનોએ જીતી કબજે કર્યા આ વંશના અબ્દુલ મલિક નામના ખલિફાની કારકીર્દીમા તેના તરીક નામના સરદારે સ્પેનનો દક્ષિણ ભાગ જીતી લઇ ત્યા પોતાના નામથી એક જબરદસ્ત કિલ્લો બાંધ્યો, જે આજે જીબ્રાલ્ટર (જેબલ તરીક—તરીકે બાંધેલો કિલ્લો ) નામથી પ્રસિદ્ધ છે ઇ સ ૭૧૧ મા આખો સ્પેન દેશ ખ્રીસ્તિઓ પાસેથી જીતી લઇને યુરોપીઅન રાજ્યોને તેમણે ગભરાવી દીધા પશ્ચિમ બાજુથી બોસ્ફરસની સામુદ્રધુની લગ યુરોપી

તુર્કી પર પણ આરબોએ સ્હે પાડી. એ રીતે પૂર્વ અને પશ્ચિમ બન્ને બાજુઓથી દબાણ કરતાં કરતાં મુસલમાનો સમગ્ર યુરોપમાં ફરી વળવાની તૈયારીમાં હતા, એવામાં ફ્રેન્ચ સેનાપતિ મૅાર્ટેલને હાથે આરબોનો, ટૂર્સની લડાઇમાં સંપૂર્ણ પરાભવ થતાં સ્પેનની બાજુએથી તેઓ આગળ વધતા અટક્યા. આ ટૂર્સની લડાઇ પછી ૧૮ વર્ષે ઉમયાદ વંશની ખલિફાતનો પણ અંત આવ્યો, ઇ. સ. ૭૫૦.

**૯. અબ્બાસી ખલિફાત.**—ઉમયાદ વંશી ખલિફાઓ અને અલીના વંશજો વચ્ચેનો અણબનાવ ચાલ્યા જ કરતો હતો. ઇ. સ ૭૫૦ માં અલીના વંશજોએ ફરીને માથું ઉચક્યું, અને ઉમયાદ વંશની આખર આણી ખલિફાતની ગાદી બગદાદમા આણી. પેગંબર સાહેબના એક કાકાનું નામ અબ્બાસ હતું. તેમના નામ પરથી બગદાદના ખલિફાઓ પોતાને 'અબ્બાસી ખલિફા' કહેવડાવવા લાગ્યા. આ વંશનો અમલ ૫૦૦ વરસ ચાલ્યો. એમા હારૂન–અલ–રશીદ અને મામૂન નામના ખલિફા બહુ પ્રસિદ્ધ થયા એમની કારકીર્દીમાં આરબોએ વિદ્યાકળામાં બહુ સારી પ્રગતિ કરી. ગ્રીક, ખાલ્ડી અને સંસ્કૃત ભાષાના ગ્રંથોમાથી અરબીમાં તરજૂમા કરાવાયા. ગણિત, વિજ્ઞાન, ખગોળ અને વૈદક વગેરે વિદ્યામા આરબ વિદ્વાનોએ ઘણી શોધખોળ કરી ખલિફા હારૂન–અલ રશીદ મહાપ્રતાપી અને દયાળુ રાજકર્તા થઇ ગયો. અરેબિયન નાઇટ્સ નામના વાર્તાઓના ગ્રંથથી એની કીર્તિ અમર થયેલી છે હારૂન મનનો સાદો હોવા છતાં શૂરો, રાજ-કાજમા કુશળ અને પ્રજાહિતેચ્છુ હતો. પ્રજાના કલ્યાણ માટે તેણે નિશાળો, દવાખાના, સડકો, પૂલો વગેરે અનેક કામો કર્યા હતા, તથા તે પોતે રાજ્યમા ફરી લોકોની ફરિયાદ જાતે સાભળતો હતો પૃથ્વી પર થઈ ગયેલા મહાન નરપતિઓમા હારૂનની ગણના થાય છે.

હારૂન પછી થયેલા એના પુત્ર મામૂનની કીર્તિ પણ ઉજ્જ્વળ છે. એણે દરેકને મનગમતો ધર્મ પાળવાની છૂટ આપેલી હોવાથી એના વિશાળ રાજ્યમાં ખ્રિસ્તી, પારસી અને યાહુદી લોકોના અનેક દેવળો ઊભાં થયાં હતાં. આ સમયમાં ખલિફાઓની સત્તા ભૂમધ્ય સમુદ્રથી તે સિંધુ નદી સુધી ફેલાઇ હતી. પણ તે પછીના ખલિફાઓ એશઆરામ અને વિલાસ-મા પડી જવાથી તેમની સત્તા દિવસે દિવસે નબળી પડવા માંડી. નવા થયેલા તુર્કી સરદારોનું જોર વધ્યું અને છેવટે આયેના પ્રાંતોમા એ તુર્કી

સરદારોએ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં આવી ફાટફુટથી ઈ સ. ૯૪૫ના અરસામાં બગદાદની ખિલાફત વિસ્તારમાં છેક જ ઘટી ગઈ અને તે પછી રાજ્ય તરીકે ગણો મુલક રહ્યો નહિ. માત્ર મહેલ અને દરબારનો ઘેરો–ઘલો ઠાઠ ઈ સ. ૧૨૫૮ સુધી ચાલુ હતો, તેનો પ્રસિદ્ધ મોગલ બાદશાહ તૈમુરલંગે અંત આણ્યો આ ખિલાફાઓની પડતીના વખતમાં પણ જુદા જુદા ભાગના મુસલમાન સુલતાનો ગાદીએ બેસતી વેળા આ નામધારી ખલિફાઓના પાસેથી પણ પોતાની પદવીની મંજુરી અને પોશાક મંગાવવામાં મોટું ભૂષણ સમજતા

**૧૦ સ્પેનનો ઉમયાદ વંશ**—દમાસ્કસના ઉમયાદ વંશથી ખલિફાની કારકીર્દીમાં સ્પેન દેશ જીતાયા પછી આરબ સરદાર અબ્દુર રહેમાને કોર્ડોવાને રાજધાની કરી સુલતાનની પદવી ધારણ કરી તે પછી દમાસ્કસની ખિલાફતનો અંત આવતાં ઈ સ ૯૨૯માં સુલતાન અબ્દુર રહેમાન ત્રીજાએ બગદાદના અબ્બાસી ખલિફાની સત્તામાંથી નિકળી જઈ પોતે ખલિફાનું પદ ધારણ કર્યું આ ખલિફાઓના અમલમાં અરબસ્તાન, સિરિયા, ઉત્તર આફ્રિકા વગેરે સ્થળેથી અનેક મુસલમાનો સ્પેનમાં આવી વસ્યા. ત્યાં તેમણે મહેનત કરી ખેતી વગેરે ધંધાઓની સારી ખીલવણી કરી રસાયણ, ગણિત, એલ્જીબ્રા ખગોળ વગેરે ઉપયોગી વિદ્યાકળાનું જ્ઞાન યૂરોપીઅનોને મુખ્યત્વે એમના દ્વારા જ મળ્યું આ આરબ સત્તાને યૂરોપીઅન રાજ્યસત્તાઓ સાથે સતત ઝઘડવું પડતું હતું એમ કરતાં છેવટે ઈ સ ૧૦૩૩માં આલ્ફોન્ઝો નામના ખ્રિસ્તી સરદાર સ્પેનમાંથી તેમની સત્તા ઉખેડી નાખી

**૧૧ ઉત્તર આફ્રિકાની ફેતિમીદ ખલિફાત.**—બગદાદના ખલિફાઓની પડતીના વખતમાં ઉત્તર આફ્રિકાના સુબેદારોએ સ્વતંત્ર થવાની ખટપટ શરૂ કરી પરિણામે ઈ સ ૯૦૯માં ત્યાં ફેતિમીદ વંશની સ્થાપના થઈ આ ફેતીમીદ વંશી ખલિફાઓની રાજધાની ટ્યુનિસ પાસે મહમદીઆ શહેરમાં હતી આ ખલિફાઓના જવાન નામના એક સરદારે 'કાહિરા' નામે એક કિલ્લો બાંધ્યો, જે આજે 'કૈરો' નામે ઈજીપ્તની રાજધાની તરીકે પ્રસિદ્ધ છે ખ્રિસ્તીઓ સાથેના ધર્મયુદ્ધમાં પ્રસિદ્ધિ પામેલા સલાદિન નામના તુર્કી સરદારે આ ખલિફાતનો ઈ સ ૧૦૭૧માં અંત આણ્યો

**૧૨. ઈજીપ્તની અબ્બાસી ખલિફાત**—ઉત્તર આફ્રિકાના ફાતિમીદ ખલિફાતના નાશ પછી ઈજીપ્ત દેશ મામલુક સરદારોના અધિકાર મા આવ્યો. આ સરદારો પણ 'કૈરો મા રહી ખલિફાનો અધિકાર ભોગવતા હતા બગદાદની નામધારી ખલિફાતના અંત પછી તો જગતના સર્વ મુસલમાનો તરફથી તેમને ખલિફા તરીકેનુ માન મળ્યુ હોય એમ લાગ છે હિંદુસ્તાનના તઘલખ વશી સુલતાનોએ આજ ખલિફાઓ તરફથી પોશાક મેળવ્યા હતા કૉન્સ્ટેન્ટિનાપલના તુર્કી સુલતાન પહેલા સલીમે ઇ સ ૧૫૧૭મા ઈજીપ્તને તાબે કરી આ ખલિફાતની આખર આણી.

**૧૩ ઓટોમન તુર્કી ખલિફાત**—મૂળ અફગાનિસ્તાન તરફના વતની તુર્ક લોકો, ઉસ્માન નામના પરાક્રમી સરદારના નામ પરથી ઓસ્માન તુર્ક કહેવાયા, જેનો અપભ્રશ થઇ તેઓ હાલ ઓટોમન તુર્ક તરીકે ઓળખાય છે આ ઓટોમન તુર્કોએ સુલતાન બીજા મહમદ ની સરદારી તળે ઇ સ ૧૪૫૧ થી ૧૪૮૦ના વચગાળ મા ખ્રિસ્તીઓ પાસેથી કૉન્સ્ટેન્ટિનોપલ જીતી લઇ ત્યા પોતાની રાજધાની કરી તે પછી એ વશમા સલીમ પહેલો નામનો સુલતાન બહુ પરાક્રમી થયો એણે ઈજીપ્ત દેશ જીતી લઇ, હઝરત પેગબર સાહેબના અરિયનો કબજો મેળવી ખલિફાતનુ પદ ધારણ કર્યુ તે વખતથી ખલિફાની ગાદી આ ઓટોમન તુર્કી સુલતાનોના વશમા જ અદ્યાપિ પર્યંત ચાલી આવી છે જગતના સર્વ મુસલમાનો તુર્કી સુલતાનને જ પોતાનો ખલિફા માને છે

સુલતાન સુલેમાનના સમયમા ઇસ્લામી સત્તા યૂરોપમા ખૂબ આગળ વધવા પામી યૂરોપીઅન રાજાઓને હરાવી રૂહોડસ, હગેરી વગેરે દેશો તુર્કોએ જીતી લીધા પરતુ તે પછી તેમની પડતી બેઠી સત્તરમા સૈકામા યૂરોપનો ઘણો પ્રદેશ તેમના તાબામાથી જતો રહ્યો, અને રૂશિયાએ તો તેમને સમૂળગા કચરી નાખવાની બાજી રચી ઓગણીસે પછી તો તેમનુ નામ નિશાન ભુસાઇ જવાના પ્રસગ ઉભા થયા હતા પરતુ તુર્કોની બહાદુરીથી તુર્ક જુવાનીઆઓમા પ્રગટેલા નવીન ચૈતન્યથી ઇ સ ૧૯૦૮મા તુર્કીમા રાજ્યક્રાંતિ થઈ નિયત્રિત રાજ્યપદ્ધતિ શરૂ થઈ તે પછી ઇ સ ૧૯૧૪ મા પ્રગટેલા યૂરોપીઅન મહાભારત યુદ્ધમા જર્મની સાથે તુર્કોની પણ હાર થતા જીતનારા યૂરોપીઅન રાજ્યોએ તેનું નામ

નિશાન ભૂંસી નાખવાની બાજી રચી, પણ જુવાન તુર્કોની કુશળતા અને બહાદુરી ભરી લડતથી તુર્કીનું માથું અદ્યાપિ ઉંચું રહી શક્યું છે.

**૧૪. હિંદમાંની ખિલાફત ચળવળ:**—યૂરોપીય વિગ્રહ વખતે વિલાયતની બ્રિટિશ સરકારે પોતાના સામ્રાજ્યમાં વસતા મુસલમાનોને શાંત રાખી પોતાના પક્ષમાં ખેંચવાના હેતુસર એવું જાહેર વચન આપેલું કે "વિગ્રહને અંતે તુર્કીના રાજ્યને તથા ખલિફાતને લેશ પણ આંચ નહિ આવવા દેવામાં આવે." છતાં વિગ્રહને અંતે એ વચનનો બ્રિટિશ પ્રધાનમંડળ તરફથી છડેચોક ભંગ થવાથી મુસલમાનોમાં ખિલાફતની તીવ્ર ચળવળ ઉભી થઈ, જેને મહાત્મા ગાંધીજીની સરદારી તળે હિંદુઓએ પણ ટેકો આપ્યો. આ હિંદી ખિલાફત ચળવળ તુર્કી પ્રજાના કેસમાં ઘણી સહાયકારક નીવડી. હિંદીઓની એ દિલસોજી માટે તુર્કી પ્રજાએ હિંદી પ્રજાનો આભાર માન્યો છે.

---

## પ્રકરણ ૩ જું

---

## મુસલમાનોનો હિંદમાં પગપેસારો

[ મુસલમાન ધર્મના ઉદય તથા વિસ્તાર વિશે જરૂરી જોગી માહિતી પાછલા પ્રકરણોમાં અપાઈ ચૂકી છે. આ પ્રકરણમાં આપણે હિંદમાં તેમના પ્રવેશ તથા રાજ્ય સ્થાપવાના પ્રયત્નોનું વિવેચન કરીશું.]

**૧. આરબી રાજ્યવિસ્તાર અને હિંદ:**—હઝરત મહંમદ પેગંબર સાહેબ પાસેથી મેળવેલા નવીન ધર્મ ઝનુન સાથે આરબો એક વખત અરબસ્તાન છોડીને જે નીકળ્યા, તે પાણીના રેલાની માફક થોડાજ વર્ષોમાં પૃથ્વીના જુદા જુદા ભાગ પર ફરી

વધ્યા. એશિયામાં તેમણે ઈરાન, તુર્કસ્તાન, સિરિયા, તથા એશિયા માઇનોર જીતી યુરોપમાં પગ પેસારો કર્યો, અને યુરોપી તુર્કસ્તાન ગ્રીસ, માલ્ટા વગેરે દેશો જીતી યુરોપીઅન પ્રજાઓને ચમકાવી મૂકી. પશ્ચિમ બાજુએથી તેમણે મિસરમાં પેસી મોરોક્કો સુધીના આખા ઉત્તર આફ્રિકાને ઇસ્લામની સત્તા તળે આણ્યો. ત્યાંથી જીબ્રાલ્ટરની સામુદ્રધુની ઓળંગીને તેઓ યુરોપના સ્પેન દેશમાં પેઠા, ને કોર્ડોવાને પાયતખ્ત બનાવી યુરોપમાં એક મજબુત આરબ રાજ્યની સ્થાપના કરી. આ રાજ્ય આગળ જતાં બગદાદની ખલિફાતથી છૂટું પડી પશ્ચિમની આરબ સત્તાનું એક જુદું જ કેન્દ્ર થઇ પડયું.

એ રીતે દિનપ્રતિદિન વધતા જતા ઇસ્લામી પૂરને રોકવા રણ કે મહાસાગર જેવી કુદરતી અડચણો સિવાય તે સમયમાં કોઇજ સમર્થ નહોતું. ઈરાન જીત્યા પછી તેઓ બલુચિસ્તાન અફઘાનિસ્તાન ને તાર્તરીમાં પણ ફેલાવા પામ્યા હતા. અર્થાત્ કે ઈ. સ. ના આઠમા સૈકાની શરૂઆતમા ઇસ્લામી પૂરના પ્રચંડ મોજાં ભરતખંડની ઉત્તર સરહદની પર્વતમાળાને જોસથી અફળાવા માંડયાં હતા. નિશદિન બરફથી ઢંકાયલી એ અભેદ પર્વતમાળાને લીધે જ હિંદુસ્તાન અત્યાર લગી મુસલમાનોના હુમલાથી બચવા પામ્યું હતું. ઉત્તરે એ અભેદ પર્વતમાળા અને દક્ષિણે ધ્રુવના અગાધ સમુદ્રો તે સમયે હિંદુસ્તાનના કુદરતી બચાવના સાધનોની ગરજ સારતા. આરબો પાસે તે સમયમા એવડું નાકાબળ હતું નહિ, કે બોલન, ખૈબર જેવા ઘાટ માર્ગો તેમને હાથ લાગ્યા નહોતા. તેથીજ હિંદુસ્તાન આટલો વખત તેમના જગદ્વ્યાપી ઝનુની ઝપાટામાથી સલામત રહી શક્યુ હતું.

**૨. આરબોની જળમાર્ગે સ્વારીઓ:**—કુદરતી અડચણોને લીધે આરબો હિંદુસ્તાનમા ધાર્મિક કે રાજકીય જીવન પર કંઇ અસર નીપજાવી શક્યા નહોતા, એ વાત ખરી. તથાપિ એ ઉપરથી એમ માની લેવાનું નથી કે હિંદ સાથે તેમનો કોઇ જાતનો સંસર્ગ-

જ નહોતો. હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરોથી આરબ લોક કંઈ જમાના થયાં ભોમીયા હતા. આરબ વેપારીઓ આ સમયમાં પણ ખંભાત, ભરૂચ, સુરત, સોપારા, કાલિકટ ઇત્યાદિ હિંદના બંદરો સાથે વેપાર ખેડતા હતા. આ વેપારીઓને મોઢે હિંદના જાહોજલાલી અને વૈભવના વર્ણન સાંભળી આરબ સૈનિકોની દાઢ કોઇ કોઇ વાર સળકી આવતી. હિંદુસ્તાનનો અખૂટ ધન ભંડાર લુંટી તાલેવર થવાના, તથા હિંદુ દેવળોની મૂર્તિઓ ભાંગી કીર્તિ ખાટવાના લોભથી પહેલવારકા તેઓ ઇ. સ. ૬૩૭માં થાણા પર જળમાર્ગે ચઢી આવ્યા.

આ વેળા ખિલાફતની ગાદીએ હઝરત મહમદથી બીજી પેઢીએ થયેલા ખલિફા ઉમર હતા, અને હિંદુસ્તાનમાં જગમશહૂર મહારાજા હર્ષની આણ વર્તી રહી હતી. આ ચઢાઇમા તેમજ તે પછીની ગુજરાતના બંદર ભરૂચ અને પશ્ચિમ કિનારાનાં બીજા બંદરો પરની ચઢાઈમા તેમનું કંઇ ન વળવાથી તેમને નિરાશ થઇ પાછા ફરવું પડ્યું હતું. ઇ. સ. ૬૫૪ ની તેમની સિંધ, પરની સ્વારી પણ એટલી જ નિષ્ફળ નીવડી. આરબોની આ દરિયાઇ સ્વારીઓનું રાજકીય દૃષ્ટિએ હિંદના ઇતિહાસમાં ઝાઝું મહત્વ નથી; કારણકે તેમની એ સ્વારીઓની મતલબ હિંદુસ્તાનની જગવિખ્યાત અટલક દોલત લુંટી જઈ માતબર થવા પુરતી જ હતી.

૩. **મહમદ કાસમની સિંધ પર સ્વારીઃ**—શરૂઆતની આરબ સ્વારીઓની મતલબ લુંટફાટ કરી હિંદુસ્તાનની દોલત ઘસડી લઇ જવા પુરતીજ હતી એ ખરૂં, પરંતુ વખત જતાં તે સ્થિતિ પલટાઈ ગઇ. બલુચિસ્તાનમા મુસલમાન સત્તા જામતાં આરબ સામ્રાજ્યની સરહદ હિંદુસ્તાનની સરહદને અડોઅડ લાગી રહી. પરિણામે આરબ ફોજને સરહદપરના હિંદુઓ સાથે વખતોવખત અથડાવાના પ્રસંગ ઉભા થવા લાગ્યા. પરંતુ ખલિફાનું ઘણું ધ્યાન તે વારે બીજી બાજુએ લાગેલું હોવાથી હિંદ તરફ ઝાઝું લક્ષ આપી

શકાય તેમ નહોતું. તેવામાં બનાવ એવો બન્યો કે આરબોનું એક વહાણુ કેટલાંક માણસો સાથે સિંધ પ્રાંતના દેવળ બંદરમાં કેદ પકડાયું. સિંધ પ્રાંતના કેટલાક ભાગ પર એ વેળા દાહિર નામના રજપૂત રાજાનો અમલ હતો. ખાલ્દીઆના સુબા હજાજે દાહિર રાજા પાસે એ વહાણુ તથા માણસો પાછા માગ્યાં. પરંતુ દેવળ બંદર દાહિર રાજાની સત્તામાં ન હોવાથી તેનાથી મુસલમાન સુબાની એ માગણી પુરી પડાય તેમ નહોતું. એ પરથી ખરૂં કારણુ ધ્યાનમાં લીધા સિવાય ઝનુની સુબાએ તત્કાળ દાહિર રાજા પર સ્વારી મોકલવાની પેરવી કરવા માંડી. ખલિફા વલીદની મરજી આ કામમાં ખાસ નહોતી, પણુ તેને આવું અવળું ગમે તેમ સમજાવી હજાજે તેની મન્જુરી મેળવી લીધી. પછી તેણે એક જબરૂં અને ઝનુની સૈન્ય જમાવી મહમદ કાસમ નામના એક જુવાન શૂરા સરદારની સરદારી તળે સિંધ પર રવાના કરી દીધુ. કાસમનું સૈન્ય ખલિફના પોતાના કસાયલા લશ્કરમાથી ચુંટી કાઢેલા ૭ હજાર ઘોડેસ્વાર, તેટલા જ ઉંટસ્વાર, અને ત્રણુ હજાર ભારવાહી ઉંટોનું બનેલું હતું. તે ઉપરાંત બલુચિસ્તાનના હાકેમને પોતાના લશ્કર સાથે રસ્તામા કાસમ સાથે જોડાઇ જવાનો હુકમ હતો. વળી ઘેરાના કામમા ઉપયોગી થઇ પડે તેવી પત્થરના ગોળા ફેંકનારી પાચ તોપોને પણુ જળમાર્ગે દેવળ બદરે મોકલી આપવાની ગોઠવણુ થઈ હતી

**દેવળનું યુદ્ધ અને કાસમની જીત**

દડ મજલ કુચ કરતા મહમદ કાસમ ઇ સ. ૭૧૨ ની વસંત ઋતુમા લશ્કર સહિત દેવળ બદર આવી પહોચ્યો. મુસલમાનોને આમ એકાએક છેક જ નજીક આવી પહોચેલા જોઇ કિલ્લેદારોએ કિલ્લાના દરવાજા ફટાફટ બધ કરી દીધા. આથી કાસમને ઘેરો ઘાલવાની ફરજ પડી. દેવળ નગરની અંદર એક ઉચું દેવાલય હતું, તેની ટોચ પર ફરકરી રહેલી લાલ ધજા જ્યા લગી સાબૂત હશે ત્યા લગી નગરને તથા ત્યાના રહેવાસીઓને ધોકો પહોચવાનો નથી એવી ત્યાના લોકની માન્યતા

હતી. એ વાત કાસમને કાને જતા તેણે પોતાની તોપોનાં મોઢાં તે ધજા તરફ ફેરવ્યાં. તોપચીએ એવી તો આબાદ નેમ સાધી કે એક જ ગોળે ધજા કડડભૂસ કરતી જમીન પર તૂટી પડી. આ બનાવથી દેવળવાસીઓ બહુ ખિન્ન થયા, ને તેમની સઘળી હિંમત છૂટી ગઇ. એ જ અરસામા મુસલમાનોએ નીસરણીઓ મૂળી કિલ્લો કબજે કર્યો. નગરનો હાકેમ નાસી છુટયો, ને કાસમ પોતાનો જયવંત ઝંડો ફરકાવતો શહેરમા દાખલ થયો. દેવળ એ ગુજરાતના સોમનાથ પાટણની પેઠે સિંધનું તે વખતનું જાત્રાનું ધામ હોઇ બ્રાહ્મણોની વસ્તી ત્યાં વિશેષ હતી. કાસમે એ બ્રાહ્મણોને મુસલમાન થવાનું કહ્યું. પણ બ્રાહ્મણોએ તે વાત ન સ્વીકાર્યાથી કાસમે ૧૭ વર્ષની ઉપરના તમામ બ્રાહ્મણોની ક્રૂરપણે કતલ કરાવી, અને બાકીનાઓને ગુલામ તરીકે પોતાને દેશ મોકલી આપ્યા. ત્યારબાદ દેવળમાં એક મસ્જીદ બંધાવી તથા ત્યાંના રક્ષણ સારૂ ૪૦૦૦ ની આગમ ફોજ રાખી બાકીની ફોજ સાથે તે દાહિરને જીતવા નીકળ્યો.

મહમદ કાસમ દેવળથી નીકળી સિંધુ નદીને જમણે કાંઠે ઉપલાણ તરફ આગળ વધવા લાગ્યો. થોડે દૂર જતા જ સામે કાંઠે રજપૂતોનું લશ્કર તેની નજરે પડ્યું. કારણકે દેવળની દુર્દશા સાંભળી દાહિર રાજા પોતાના સમસ્ત સૈન્ય સાથે સજ્જ થઇને આવ્યો હતો.

**દાહિરનો રણસંગ્રામ**

દાહિરને જોતા જ કાસમે પોતાની ગતિ રોકી, અને હોડીઓનો પૂલ બાંધી યુક્તિપૂર્વક પોતાના લશ્કરને સામે કાંઠે ઉતાર્યું. ઘોર યુદ્ધ થયું; તેમા દાહિરે પુષ્કળ પરાક્રમ કર્યું. પણ અંતે તેના હાથીઓ શત્રુઓના સળગતા બાણોથી ભડકી જઇ નાસવા લાગ્યાથી તેની હાર થઇ. દાહિર લડતા લડતાં રણમા પડયો, ને તેનો પુત્ર તથા બાકીનું સૈન્ય નાસી ગયું. નાસી આવેલા લશ્કરને ફરી જમાવી દાહિરની શૂરી રાણીએ શત્રુઓને ખાળવાનો ભગીરથ પ્રયત્ન કર્યો, પણ તેમા તેને યશ મળ્યો નહિ. તેનાં માણસો માર્યાં ગયાં ને તે પોતે તથા બીજી હજારો રજપૂત

સ્ત્રીઓ ચિતા ખડકી જીવતી બળી મૂઇ. કુલીન હિંદુ સ્ત્રીઓને પોતાના સતીત્વની તે વેળા કેટલી કિંમત હતી તે આ પરથી સહજ સમજી શકાશે. રાણી તથા તેના લશ્કરનો નાશ થતાં, કાસમની ગતિને રોકનાર સિંધમાં કોઈ જ રહ્યું નહિ. દાહિરનો એક પુત્ર સિંધમાંથી નાસી ચિતોડના મોરી રાજાને આશ્રયે જઈ રહ્યો. દાહિરનું સઘળું રાજ્ય ધીમે ધીમે કાસમે હસ્તગત કર્યું, અને દાહિરના બ્રાહ્મણ પ્રધાનને જ પોતાનો વજીર બનાવી સિંધમાં આરબસત્તા જમાવી; ઇ. સ. ૭૧૨.

૪. **સિંધમાં આરબ અમલ:**—આરબોને સિંધમાં પગભેર થયેલા જોઇ, રજપૂત અમલથી કંટાળી ગયેલી બૌદ્ધ માર્ગી, જાટ, મીડ વગેરે જાતો આનંદ દર્શાવવા લાગી. સિંધી પ્રજાની માંહોમાંહેની એદીલી અને ઉગતા સૂર્યને વધાવી લેવાની દાનતથી, સિંધમાં આરબ સત્તાની બરાબર જમાવટ કરવાના કાસમના પ્રયત્નને ઘણી મદદ મળી. ધન તેમજ અધિકારની લાલચ બતલાવી કાસમ આ ભેદભાવને વધારવા ચૂકે તેમ નહોતું. વળી શરૂઆતમાં તેણે નિર્દોષ, નિઃશસ્ત્ર પ્રજાની કતલ ચલાવવાની જે નીતિ ધારણ કરી હતી તે ખલિફાના ફરમાનથી તેણે બદલી. ખંડણી અથવા હિંદુસ્તાનના ઇતિહાસમાં સામાન્ય રીતે પ્રસિદ્ધ થયેલો 'જજીયા વેરો' ભરનારને હેરાન નહિ કરવાનો તેણે હુકમ ફેરવ્યો. તેમજ હિંદુઓના ધર્મ તથા દેવાલયોને પણ હાડછેડ કરવાનું તેણે છોડી દીધું. રાજકાજ માટે ભણેલા બ્રાહ્મણોની મદદની મુસલમાનોને અનિવાર્ય જરૂર હતી. તેથી એક માત્ર મુખ્ય રાજ્યસત્તા અને લશ્કરી અધિકાર વગર રાજ્યનો સર્વ કારભાર પહેલાંની માફક દેશીઓને હસ્તક જ ચાલતો હતો. વળી કાસમે રૈયત અને સરકાર વચ્ચેનો વહેવાર પ્રમાણિકપણે ચલાવવાનું તથા મહેસુલ ખેડુતના ગજા મુજબ ઠેરવવાનું પોતાના અધિકારીઓને ફરમાવ્યું હતું. આથી કરી જીતાયલી પ્રજા કંઇક શાંત પડી, અને પરદેશી અમલનો કડવો ઘુંટડો તુરત માટે ગળી ગઇ.

આ પ્રમાણે કાસમે સિંધમાં આરબ રાજ્ય જમાવ્યું અને મુલતાન સુધી વધાર્યું. પણ આરબ અમલ હિંદુસ્તાનમા ઝાઝો સમય ટકવા સર્જીત નહોતો. કાસમને મોકલનાર ખલિફ તથા હજાજ બન્ને મૃત્યુ પામ્યા હતા. દાહિરની પુત્રીઓ કે જેમને કાસમે દમાસ્કસ મોકલી આપી હતી તેમની ભંભેરણીથી નવા થયેલા ખલિફાની ઇતરાજી કાસમ પર ઉતરી, ને તેણે કાસમનું કમકમાટીભરી રીતે મોત નીપજાવ્યું. કાસમના મરણથી સિંધમાની આરબસત્તા ઢીલી થઇ ગઇ; રજપૂતો જોરપર આવ્યા અને આરબસત્તાને સિંધમાથી ઉખેડી નાખી. એ પછી પણ બસેં વર્ષ લગી આરબોના રડયા ખડયા સંસ્થાનો મુલતાન વગેરે સ્થળે રહેવા પામ્યા હતા. પણ હિંદના સમગ્ર ઇતિહાસમા તેનું વિશેષ મહત્ત્વ નથી. આરબો અને હિંદુઓ વચ્ચે થોડા જ સમયમા સ્નેહભાવ ઉત્પન્ન થયો હતો, અને તેઓ બન્ને એકબીજા સાથે ઘણી મિત્રતાથી વર્તતા હતા. છતા ધર્મઝનૂનથી ઉશ્કેરાઇ કોઇ કોઈએ કેટલીકવાર અત્યાચાર પણ ગુજાર્યા છે એવા અત્યાચારીઓને હાથે થયેલો નાશ અત્યારે પણ જોનારનું ધ્યાન ખેંચે છે.

( રાજકીય દૃષ્ટિએ હિંદ સાથેનો આરબોનો સબધ આટલો જ હતો. હિંદમા કાયમનો ઇસ્લામી દોર જમાવવાનું કામ તેમના પછી લગભગ ત્રણસે વર્ષે આવવા માંડેલા તુર્ક અને મોગલ લોકોએ કર્યું છે આ બન્ને જાતિઓ સુધારણા તેમજ સસ્કારમા આરબો કરતાં ઘણે દરજ્જે ઉતરતી હતી. એ વાત મુસલમાન સમયનો હવે પછીનો ઇતિહાસ શીખનારે અવશ્ય ધ્યાનમા રાખવી ઘટે છે. )

**૫. મહંમદ કાસમનો કરુણાજનક અંત:**—હિંદુસ્તાનમાં મુસલમાની સત્તા સ્થાપન કરવાનો પ્રયત્ન કરનાર આ પહેલા શૂર સરદારનું મોત બહુ કમકમાટી ભરી રીતે નીપજ્યું છે કહે છે કે દાહિર રાજાને બે પુત્રીઓ હતી, દૈવયોગે તે કાસમના હાથમા જીવતી કેદ પકડાઇ; કાસમે તેમને ખલિફાના જનાનાને લાયકની ધારી દમા-

રકસ મોકલી આપી. ત્યાં મોટી છોકરીનાં રૂપગુણથી પ્રસન્ન થઇ ખલિફાએ તેને બેગમ તરીકે પોતાના જનાનામાં દાખલ કરવાની એકવાર મરજી બતાવી. તે પ્રસંગે એ છોકરીએ અત્યંત દીનભાવે અરજ ગુજારી કે "જહાંપનાહ ! હું આપના પવિત્ર જનાનાને લાયક-ની રહી નથી. દુષ્ટ કાસમે અમને અહિં મોકલતાં પહેલાં અમારા સતીધર્મનો બળાત્કારે નાશ કર્યો છે." એ સાંભળતા જ ખલિફા-નો કોપાગ્નિ ભભુકી ઉઠયો. કોપમા ને કોપમાં તેણે મહમદ કાસમને 'જ્યાં હોય ત્યાંથી ગંધાતા ચામડામાં શીવાઇને' દમારકસ આવવાનું ફરમાન મોકલી આપ્યું. કાસમ ખલિફાનો ચુસ્ત ભક્ત હતો. તેથી ખલિફાના ફરમાનનો તેણે બિન તકરારે અક્ષરે અક્ષર અમલ કર્યો. પોતે જીવતાજીવત બળદના ચામડામા પેઠો અને ઉપરથી તે શીવ-ડાવી લીધું. એ સ્થિતિમાં ત્રણ દિવસ રહીને તેનો પ્રાણ પંખી ઉડી ગયો. કાસમનું મુડદું દમારકસ આવી પહોંચતા ખલિફે પેલી છોકરી-ને તે બતાવ્યું. એટલે તે છોકરી આનંદથી બોલી ઉઠી "હાશ ! હવે મને ટાઢક વળી. મારા બાપના કુટુંબનો નાશ કરનાર દુષ્ટ પર વેર લેવાની દાનતથી જ મેં તેના પર આ આરોપ મેલ્યો હતો. ખરી રીતે હું ભ્રષ્ટ થઇ નથી." એ સાભળીને તો ખલિફા પશ્ચાત્તાપ અને ક્રોધથી રાતોપીળો થઈ ગયો. ગેોહવશ થઈ કાસમ જેવા પોતાના શૂરા સરદારનો આવી ઘાતકી રીતે ઘાત કરવા માટે તેને અત્યંત પસ્તાવો થયો. પણ હવે પસ્તાવો કર્યાથી શુ વળે ? તેથી પોતાનો સઘળો ગુસ્સો તેણે પેલી બધી છોકરીઓ પર ઠાલવ્યો; ને તેમને ઘોડાને પૂંછડે બંધાવી, આખા શહેરમા ઘસડાવીને ભૂંડે હાલે મારી નખાવી. એ રીતે એક ક્રૂર કૃત્યને બીજા ક્રૂર કૃત્યથી ધોઇ નાખવાનો ખલિફાએ નિષ્ફળ પ્રયત્ન આદર્યો !

સાચી હકીકત કહી દેવાથી ખલિફા પોતાના પર ગુસ્સે થશે અને દેહાંત દંડ દેશે, એ વાત તે છોકરીઓથી કંઇ અજાણી નહોતી. પરંતુ પોતાની પવિત્રતાનો નાશ થવા દેવા કરતાં પ્રાણત્યાગ કરવાનો

તેમનો નિશ્ચય હતો. તેથી આ વિલક્ષણ યુક્તિથી તેમણે કાસમ પરત્વે વેર તથા પોતાની ટેક એ બન્ને વાના એકી વારે સાધી લીધાં! આ પરથી પવિત્રતાની કિંમત તે વખતની સ્ત્રીઓ કેટલી આંકતી તે સમજી શકાશે.

૯. હિંદમાં આરબસત્તા નહિ જામવાનાં કારણ—સિંધની જીતથી મુસલમાનોને હિંદુસ્તાનમાં પગ મુકવાનું સ્થાન થયું ખરું, પણ તેમની સત્તા આગળ ફેલાવા પામી નહિ. આનાં કેટલાંક કારણો છે પ્રથમ તો તેઓ તદ્દન ઉંધે રસ્તે હિંદુસ્તાનમાં પેઠા. બીજું અતિ અગત્યનું કારણ એ કે હિંદના રજપૂત રાજાઓનું મંડળ તે વખતે પૂર જોરમાં હતું; એટલું જ નહિ પણ તેમનામાં સંપનો પણ છેક અભાવ નહોતો. આ બળવાન અને સંપીલા રાજાઓને જીતવાને કાજે જરૂર પૂરતી ફોજ ખલિફા તરફથી આવી શકી નહિ. વળી સિંધ પ્રાંત વિસ્તારમાં જો કે ગુજરાત કરતાં કંઇક મોટો છે, તોપણ ત્યાંની જમીન મોટે ભાગે રેતાળ હોવાથી ખલિફાઓને તે વિશેષ લાભદાયક નીવડ્યો નહોતો આથી કરી ખલિફાના દરબારમાં સિંધના આરબોની કુમક માટેની માગણીને ઝાઝું વજન મળતું નહિ આ બધાં કારણો ઉપરાંત મહમદ કાસમ જેવા શૂરા સરદારના ઘાતથી સિંધમાંની આરબસત્તા પણ છેક ખખળી ગઇ તેમાં વળી કેટલાક ધર્માંધ આરબોએ હિંદુઓ પ્રત્યે ધર્મની બાબતમાં જુલમ ગુજારવા માંડ્યો. આથી કરી હિંદુ પ્રજા છેડાઇ પડી અને પરિણામે આરબસત્તા આગળ વધવાને બદલે તેના મૂળમાંથી જ ઉખડી ગઇ.

---

## પ્રકરણ ૪ થું

---

## ગીજનીના તુર્ક રાજા

**૧. અલપ્તગીન:**—ખલિફાતની પડતીના વખતમાં જે અનેક રાજવંશો અસ્તિત્વમાં આવ્યા તેમાં સામાની રાજવંશ મુખ્ય હતો. તેમની રાજધાની બુખારામાં હતી. આ સામાની વંશના પાંચમા સુલતાન અબ્દુલ મલિક કને અલપ્તગીન નામનો એક તુર્કી ગુલામ હતો. સુલતાનની તેના પર મહેરબાની થતાં સુલતાને તેને ખુરાસાન પ્રાંતની સુબાગીરી આપી. પણ ત્યાર પછી સુલતાન અબ્દુલ મલિકના મરણ બાદ બુખારાની ગાદી તેના પુત્ર મન્સુરને ન મળે તેવી ખટપટ અલપ્તગીને ચલાવી. આથી મન્સુર અલપ્તગીન પર ક્રોધે ભરાયો, અને ખુરાસાનની સુબાગીરી પરથી તેને દૂર કર્યો. જાનની સલામતી માટે અલપ્તગીન ૨૦૦૦ અનુયાયીઓ સાથે કાબુલ તરફ નાસી ગયો અને ગીઝનીને નધણીયાતું જોઇ ત્યાં તેણે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું; ઇ. સ. ૯૬૨.

આ વખતે આ રાજ્યની પૂર્વ સરહદ હિંદુસ્તાનના પંજાબ પ્રાંતને લાગી હતી. પંજાબમાં તે વખતે જયપાળ નામનો રજપૂત રાજા રાજ્ય કરતો હતો. આ બે રાજ્યની વચ્ચે માત્ર સિંધુ નદી જ આવેલી હોવાથી થોડા જ વખતમાં એ બે રાજ્યો વચ્ચે ખટપટ ઉભી થઇ પરંતુ અલપ્તગીનની કારકીર્દીમા લડાઇનો પ્રસંગ ન આવતાં તે સન ૯૭૬માં મરણ પામ્યો.

**૨. સબક્તગીન:**—એ પણ અલપ્તગીનનો તુર્કી ગુલામ હતો. એની બહાદુરી તથા ચાતુરીથી મોહિત થઇ અલપ્તગીને તેને પોતાની છોકરી પરણાવી હતી. અલપ્તગીન પછી ગીજનીની ગાદી પણ એને જ મળી.

સબક્તગીન વિષે એક એવી દંતકથા ચાલે છે કે, તે પહેલાં જ્યારે સ્વારની નોકરી કરતો હતો ત્યારે એક વાર તે શિકાર કરવા ગયો હતો. ત્યાં જંગલમાં એણે એક હરણીનું બચ્ચું પકડયું અને તેને ઘોડા પર લઈ આગળ ચાલવા માંડયું. થોડેક દૂર જઈ તેણે પાછળ નજર ફેંકી તો તે બચ્ચાની મા તેના ઘોડાની પાછળ પાછળ આવતી જણાઈ. હરણીનો કરુણામય દેખાવ અને બચ્ચા માટેનો તેનો પ્યાર જોઈ સબક્તગીનનું હૃદય દયાથી પીગળી ગયું, અને તેણે બચ્ચાને તેની મા પાસે જવા છોડી દીધું. હરણી જાણે આભાર માનતી હોય તેમ વારંવાર સબક્તગીન તરફ નજર કરતી પોતાના બચ્ચા સાથે જંગલ તરફ દોડી ગઈ. રાત્રે સબક્તગીનને સ્વપ્નું આવ્યું. તેમાં જાણે પેગંબર સાહેબે આવીને તેને કહ્યું કે, " આજે તેં જે દયાનું કામ કર્યું છે તે ખુદાને મંજૂર છે, અને તે માટે ખુદા તને રાજગાદી આપશે. રાજા થયા પછી પણ તારી રૈયત પ્રત્યે તું એવી જ દયા બતાવતો રહેજે."—અને ખરેખર ! સબક્તગીન એક દયાળુ રાજા નીવડયો.

જયપાળ સાથેનો ઝગડો

સબક્તગીને અફગાનિસ્તાનનો ઉત્તર ભાગ જીતીને પોતાના રાજ્યમાં વધારો કર્યો. આથી હિંદુસ્તાનની છેક પડોશમાં તુર્કી રાજ્યને જામતું જોઇ લાહોરના રાજા જયપાળ અને બીજાઓને ડર પેઠો. તેથી તેમણે બધાએ એકસંપ કરી એ 'તુર્કી રાજ્યને ઉગતાં જ ડામી દેવાના ઇરાદાથી જયપાળની આગેવાની તળે એક મોટા લશ્કર સાથે અફગાનિસ્તાન પર ચડાઇ કરી. સબક્તગીન પણ તેના પુત્ર મહમૂદ સાથે સામે લડવા આવ્યો. પરંતુ બનાવ એવો બન્યો કે બન્ને લશ્કરો વચ્ચે લડાઇ જામે તે પહેલાં એકાએક બારે વાવાઝોડા સાથે વરસાદ થયો. આ તકનો લાભ લઈ મહમૂદે રજપૂતોનો પાછા કરવાનો માર્ગ આંતર્યો. આથી જયપાળે સલાહ કરવાની મરજી બતાવી. પણ 'મહમૂદ રજપૂતોની પૂરેપૂરી ખબર લેવાનો છે' એવી

બાતમી જ્યારે જયપાળને મળી ત્યારે તેણે દ્રઢતાપૂર્વક જણાવ્યું કે "અમે પણ અમારા સર્વસ્વનો નાશ કરી રણભૂમિમાં દુશ્મનને મારતા મરીશું." એ પરથી શાણા સબક્તગીને પચાસ હાથી તથા અઢી લાખ રૂપીયા દંડના લેવાના કરી તથા દર સાલ ખંડણી મોકલવાનું જયપાળ પાસે વચન લઇ તેની સાથે સલાહ કરી, ને રજપૂત ફોજને સહીસલામત જવા દીધી.

પરંતુ સ્વદેશ પહોંચ્યા પછી બ્રાહ્મણોની સલાહથી જયપાળે પોતાનું વચન પાળ્યું નહિ. ખંડણી પોતે ન મોકલી તો ન મોકલી, પણ તે લેવા આવેલા સબક્તગીનના માણસોને તેણે કેદમાં પૂર્યા. આથી સબક્તગીન ખુબ ખીજવાયો ને જયપાળને સજા કરવા ચડી આવ્યો. જયપાળ પણ હાથપગ જોડી બેસી રહ્યો નહોતો. તેણે પણ દિલ્હી, અજમેર, કનોજ, કલિંજર વગેરે સ્થળના રાજાઓની મદદ મેળવી, એક લાખની ફોજ સાથે સબક્તગીન સામે કૂચ કરી. પરંતુ હિંદુસ્તાનનું ભાગ્યચક્ર હવે પલટાયલું હોવાથી આ લડાઇમાં પણ તેને યશ મળ્યો નહિ. સબક્તગીને પોતાના લશ્કરના પાંચ પાંચસેં માણસના ટોળાં કરીને હિંદુઓને થકવી નાખવાની યુદ્ધનીતિ ચલાવી. આથી રજપૂત લશ્કર હેરાન હેરાન થઇ ગયું. તેમના સરદારોમા ફૂટ પડી ને સઘળા નાસી ગયા. સબક્તગીન પુષ્કળ લૂંટ મેળવી તથા સરહદના બંદોબસ્ત માટે ખૈબર ઘાટના મુખ આગળ ૧૦૦૦૦ પઠાણોનું જબરૂં થાણું બેસાડી પાછો ફર્યો. આ પ્રમાણે બબ્બે વાર મુસલમાનોને હાથે પરાજય પામતા જયપાળ ઘણો શરમીંદો બની ગયો.

એ પછી બારે ડહાપણ અને ન્યાયથી વીસ વર્ષ રાજ્ય કરી
મૃત્યુ સબક્તગીન ઇ. સ. ૯૯૭ મા મરણ પામ્યો.

૩. **મહમૂદનું રાજ્યારોહણઃ**—સબક્તગીને મરતી વખતે પોતાના હકદાર પુત્ર ઇસ્માઇલને ગાદીવારસ ઠરાવ્યો હતો. પણ મહમૂદ નામના તેના એક દાસીપુત્રે ઈસ્માઇલને કેદ કરી ગીજનીની

ગાદી પોતે બથાવી પાડી. આ મહમૂદ બહુ પરાક્રમી અને સાહસિક હતો. તેણે ઈ. સ. ૯૯૯માં અત્યાર લગી કોઇ તુર્ક રાજાએ ધારણ નહિ કરેલી સુલતાનની પદવી ધારણ કરી, અને ગીજનીની ઉત્તર પશ્ચિમે આવેલા રાજ્યો જીતી લઇ ગીજનીમાં તુર્ક બાદશાહી સ્થાપી. હિંદુસ્તાનના ઇતિહાસમા એનું નામ 'મહમૂદ ગીજની' તરીકે અદ્યાપિ મશહૂર છે.

---

## પ્રકરણ ૫ મુ

## મહમૂદ ગીજનીના સમયમાં હિંદની સ્થિતિ

[સુલતાન મહમૂદ ગીજનીએ હિંદુસ્તાન પર સ્વારીઓ કરવા માંડી તે સમયે હિંદની રાજકીય, ધાર્મિક તથા વિદ્યાહુન્નર બાબતમા સ્થિતિ કેવી હતી તે જાણવાની જરૂર હોવાથી હવેના બે પ્રકરણોમા આપણે તેનુ વિવેચન કરીશું]

૧ **રાજકીય સ્થિતિ**—મહારાજા હર્ષના મૃત્યુ પછી તેનું સામ્રાજ્ય નાનામોટા અનેક રાજ્યોમા વહેંચાઇ ગયુ તે પછી આઠમા સૈકામા કનોજના રાજા યશોવર્મા તથા કાશ્મીરના રાજા લલિતાદિત્યે ભરતખંડના ચક્રવર્તી પદ માટે હરીફાઇ માંડી હતી. પરંતુ તેમના એ પ્રયત્નને ઝાઝો કિંવા જાથુકનો યશ મળ્યો હોય તેમ લાગતુ નથી બૌદ્ધ ધર્મના લોપ સાથે પ્રચારમા આવેલા બ્રાહ્મણધર્મમાં દેશના જુદા જુદા રાજવંશો 'રાજપૂત' નામથી ઓળખાવા લાગ્યા. આ રાજપૂત રાજ્યોમા નવીન ધર્મના પ્રતાપે ક્ષાત્રતેજ પુન ચમકવા લાગ્યુ હતું; અને સુલતાન મહમૂદે સ્વારીઓ કરવા માંડી ત્યા સુધીમાં તો આમાના કેટલાક બળવાન પણ થવા

પામ્યાં હતાં. આ રાજ્યોને પરસ્પર ચડસાચડસી ચાલ્યા કરતી હોવાથી તેમની સરહદો હારજીતને સબબે સદા બદલાયા કરતી. આમ છતાં પરદેશી શત્રુ સામે સંપી જવાના ગુણનો તેગનામાં તે વખતે છેક અભાવ નહોતો.

સુલતાન મહમૂદ ગીજનીના સમયમા હિંદુસ્તાનમા નાનામોટાં જે અનેક રાજ્યો હતા, તેના આપણે સોઇની ખાતર આઠ જૂથ પાડી શકીયે—

(૧) **પશ્ચિમહિંદનાં રાજ્યઃ**—જેમા ગુજરાત, રજપૂતાના, સિંધ અને પંજાબનો સમાવેશ થતો હોય નાનામોટા રજપૂત રાજાઓ અને ઠાકોરોનો અમલ હતો.

(૨) **મધ્યહિંદનાં રાજ્યઃ**—જેમા માળવાનું રાજ્ય ધારાનગરીના ભોજ રાજાની કારકીર્દીમા ખુબ પ્રખ્યાતિએ પહોચ્યું. આ ભોજ રાજા મહમૂદ ગીજનીનો સમકાલીન હતો.

(૩) **ઉત્તરહિંદનાં રાજ્યોઃ**—જેમા કનોજનું રાજ્ય મુખ્ય હતું.

(૪) **હિમાલય પ્રદેશનાં પહાડી રાજ્યોઃ**—જેમા કાશમીર, કાબુલ, નેપાળ અને આસામના રાજ્યો મુખ્ય હતા

(૫) **બંગાળાઃ**—એમા બે રાજ્યો હતા. પશ્ચિમમા પાલકુલના રાજાનો અને પૂર્વમા સેન વંશના રાજાનો અમલ ચાલતો.

(૬) **ઓઢીયાનું રાજ્યઃ**—એમા પહેલા કેસરી વંશના રાજા હતા; પણ પાછળથી તે ગંગ વંશના રાજાઓના તાબામા આવ્યુ હતુ.

(૭) **દખ્ખણઃ**—જેમા કલ્યાણ અને રાજમાહીના ચાલુક્ય રાજાઓનો અમલ હતો.

(૮) **દક્ષિણાંત રાજ્યોઃ**—જેમા પાંડ્ય, ચોલ અને ચેરા વંશના રાજાઓનો અમલ હતો.

હવે પછીનો ઇતિહાસ બરોબર સમજાય તે માટે એ આઠ જૂથનાં મુખ્ય મુખ્ય રાજ્યોની હકીકત આપણે પ્રથમ જાણી લેવાની જરૂર છે.

**(૧) પશ્ચિમ હિંદનાં રાજ્યોઃ—**

**(ક) ગુજરાત**—દ્વારિકાના યાદવો પછી ઘણા વખત સુધીનો આ દેશનો ઇતિહાસ અંધારામાં છે. તે પછી ગુજરાત અશોકના તાબામાં ગયું, અને તે પછી કેટલેક વર્ષે તેના વંશજો પાસેથી શક લોકોએ તે જીતી લીધું. આ શક લોકો પાછળથી બૌદ્ધ ધર્મી થયા. તેમની રાજધાની શિહોરમાં હતી, અને તેમના રાજ્યનો વિસ્તાર દક્ષિણમાં કોલ્હાપુર અને સતારા સુધી હતો આ રાજવંશ ઇતિહાસમાં શાહકુળને નામે ઓળખાય છે આ શક રાજ્યની જાહોજલાલીના સમયમાં અયોધ્યાના પ્રખ્યાત સૂર્યવંશના કનકસેન નામના પુરુષે સૌરાષ્ટ્રમાં આવેલા વીરનગરના પરમાર રાજ્યને જીતી લીધું, અને ત્યાં શકરાજાના માંડલિક તરીકે પોતાની ગાદી કરી; ઇ. સ. ૧૪૪. કનકસેનની ચોથી પેઢીએ થયેલા વિજયસેને વિજયપુર અથવા હાલનું ધોળકા વસાવ્યું. શક લોકોનું રાજ્ય નાશ પામ્યા પછી ગુજરાતમાં કનોજના ગુપ્ત વંશની સર્વોપરી સત્તા સ્થપાઇ, એટલે કનકસેનના વંશજો ગુપ્ત મહારાજાઓના માંડલિક બન્યા. સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં (ઇ. સ. ૬ઠ્ઠા સૈકામાં) આ વંશમાં સેનાપતિ ભટાર્ક નામનો પુરુષ થયો. ગુપ્ત સમ્રાટ વતી સોરઠનો સઘળો કારભાર તેના હાથમાં આવ્યો એણે વલભીપુર વસાવી ત્યાં રહેવા માંડ્યું. આ સેનાપતિ ભટાર્ક જ વલભી વંશનો મૂળ પુરુષ ગણાય છે. ગુપ્ત સામ્રાજ્ય નબળું પડતાં ભટાર્ક અને તેના વંશજો ધીમે ધીમે સોરઠનો કારભાર સ્વતંત્રપણે કરવા લાગ્યા; અને ગુપ્ત સામ્રાજ્યના લોપ પછી તો વલભીપુર પશ્ચિમ હિંદુસ્તાનમાં એક જબરું મહારાજ્ય થઇ પડ્યું.

એ પછી કનોજના મહારાજા હર્ષવર્ધને વલભીપુરના રાજા ધ્રુવસેન અથવા ધ્રુવભટને તથા ભરૂચના ગુર્જર રાજાને દબાવી ગુજરાતને કનોજનું ખંડીઉં બનાવ્યું હતું. આ ધ્રુવસેન અથવા ધ્રુવભટે પાછળથી હર્ષની કુંવરી સાથે લગ્ન કરી હર્ષની મહેરબાની મેળવી હતી. હર્ષના મૃત્યુ પછી વલભી રાજ્યે પોતાની સ્વતંત્રતા પાછી મેળવી હતી. એ વંશનો છેલ્લો રાજા શિલાદિત્ય હતો. આ વલભી રાજાઓના વખતમાં દેશની

આબાદી પુષ્કળ વધી, વેપારનો સારો ફેલાવો થયો અને ઠેઠ મિસર સુધી ગુજરાતના બંદરોનો વેપાર ચાલવા લાગ્યો વલભી રાજ્યના નાશ પછી ગુજરાતમા ચાવડા જાતના રજપૂતોનું જોર વધ્યુ એમની રાજધાની પંચાસરમા હતી એ પંચાસરનો છેલ્લો રાજા જયશિખર કલ્યાણિના રાજા ભુવડ સોલંકીને હાથે હાર્યો અને માર્યો ગયો, ઇ સ ૬૯૬ એટલે ગુજરાતમા કલ્યાણિના સોલકી સુબાઓનો અમલ શરૂ થયો. પરતુ તે પછી બરાબર પચાસ વર્ષે જયશિખરના પરાક્રમી પુત્ર વનરાજે સોલકીઓને ગુજરાતમાથી હાકી કાઢયા, અને ઉત્તર ગુજરાતમા અણહિલપુર પાટણ વસાવી બળવાન ચાવડા રાજ્યની પુન સ્થાપના કરી, ઈ સ ૭૪૬. ચાવડા વશ શુમારે બસેં વર્ષ ચાલ્યા પછી ઈ સ ૯૪૨મા છેલ્લા રાજા સામતસિહને મારી તેના ભાણેજ મૂળરાજે સોલકી વંશની સત્તા સ્થાપી. સુલતાન મહમૂદે હિંદ પર સ્વારીઓ કરવા માંડી ત્યારે અણહિલપુરની ગાદીએ મૂળરાજનો પુત્ર ચામુંડ હતો અને તેની સોમનાથની સ્વારી વખતે ભીમ બાણાવળી હતો આ ભીમદેવ અને તેના પૌત્ર સિદ્ધરાજ જયસિહની કારકીર્દીમા ગુજરાતની સત્તા ગુજરાત બહાર ઘણે દૂર લગી ફેલાવા પામી, અને ગુજરાતના સોલકીઓની કીર્તિ હિંદુસ્તાનના રાજવશોમા, નક્ષત્રમડળમા સૂર્યની માફક ઝળકી રહી સોલકી પછી ગુજરાતમા વાઘેલાનુ રાજ્ય થયુ એ વશના છેલ્લા રાજા કરણ પાસેથી દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખીલજીએ ઈ સ ૧૨૯૭મા ગુજરાત જીતી લીધુ, ત્યા લગી ગુજરાતમા રજપૂત રાજ્ય રહ્યુ

(ખ) રજપૂતાના—ભીનમાલના ગુર્જરો—આર્યોની લીલાભૂમિ પજાબમા શક, યવન વગેરે પરદેશી જાતિઓનું જોર વધતા આર્ય લોકો રજપૂતાનાના તે વખતના નિર્જન સ્થાનમા આવી વસ્યા એ પૈકી ભીનમાલનું ગુર્જર રાજ્ય આગળ જતા બહુ પ્રસિદ્ધિમા આવ્યુ એના રાજા ચાપોત્કટ વશના અસલ ક્ષત્રિય * હતા આગળ જતા ગુજરાતમા પંચાસર અને

---

* યૂરોપીઅન વિદ્વાનો આ ગુર્જર લોકોને શક અને હૂણ ટોળાઓ સાથે હિંદમા આવેલા માને છે પણ તે માન્યતા ખોટી હોવાનુ રા ચિં. વિ વૈદ્ય પોતાના 'મધ્ય યુગિન ભારત ભા ૧' નામના પુસ્તકમા સાબીત કર્યું છે જુઓ મ. યુ ભા પુ ૧ના પૃષ્ઠ ૧૧૮ થી ૧૨૫ તથા પુ ૨ ના પૃષ્ઠ ૩૦૩ થી ૩૦૪

અણહિલવાડના રાજ્યો સ્થાપનાર ચાવડા હોઇ આ જ કુળના હતા. મહમદ કાસમે સિંધ જીત્યુ તે વખતે આ ભીનમાલનું ગુર્જર રાજ્ય પર અદારમા હતું

આરબોની નદિને પૂર્વની બાજુએ આગળ વધતી અટકાવવામા ભીનમાલના રાજાઓને સંપૂર્ણ યશ મળ્યો હતો ભીનમાલમા ચાપોત્કટ રાજાઓનો અમલ લગભગ બસે વર્ષ ચાલ્યા પછી ત્યાંની રાજ્યસત્તા ગુર્જર લોકની પ્રતિહાર શાખાના હાથમા આવી આ પ્રતિહાર વંશના નાગભટ્ટ નામના રાજાએ વર્માકુળના ચક્રયુધ્ધ નામના રાજા પાસેથી કનોજ જીતી લઇ કનોજમા પ્રતિહાર ગુર્જર સામ્રાજ્યની સ્થાપના કરી

(ગ) ચિતોડના ઘેલોટીઓ—મહમદ કાસમની જીત વખતે ચિતોડમા મોરી વંશના પરમાર રાજાનો અમલ હતો આ મોરી રાજાને સિંધના દાહિર રાજા સાથે દોસ્તી હતી તેથી દાહિરનો પુત્ર ચિતોડના મોરી રાજાના આશ્રયે આવી રહ્યો હતો એ મોરી વંશનો છેલ્લો રાજા માનસિંહ કરીને હતો મેવાડના ઇતિહાસમા પ્રસિદ્ધ થયેલા બાપ્પા-રાવળનો તે મામો થાય. માનસિંહથી નાખુશ થયેલા સરદારોની મદદથી બાપ્પાએ મોરી વંશના એ છેલ્લા રાજાનો વધ કરી ચિતોડમા ગહિલોત અથવા ઘેલોગી વંશની સ્થાપના કરી, ઇ સ. ૭૨૮ એ ઘેલોટી વંશમા ખુમાન રાવળ નામનો રાજા બહુ નામાંકિત થઇ ગયો એના વખતમા ઘેલોગીઓની સત્તા રજપૂત રાજ્યમંડળમા સર્વોપરી હતી પણ પાછળથી અજમેરના ચોહાણો સર્વોપરી બન્યા હતા મહમૂદ ગીઝનીની સ્વારીઓ વખતે ચિતોડમા યશોવર્મા નામનો રાજા હતો. મેવાડના હાલના સીસોદીઆ રાણા આ જ ઘેલોટી વંશના છે

(ઘ) અજમેરના ચોહાણ—અજમેર * અથવા સાંભરમા ચોહાણોની

---

* પ્રાચીન અહિ-છત્ર (હાલના બરેલી પાસે)મા ચાહુમાન નામનો એક સૂર્યવંશી રાજા બહુ પ્રખ્યાત થઇ ગયો. એના વંશજો એના નામ પરથી 'ચાહુમાન' અથવા 'ચહુઆણ' નામે ઇતિહાસમા ઓળખાયા આ વંશમા ઇ સ છઠ્ઠા સૈકામા (ઇ સ ૫૫૧) વસુદેવ નામનો રાજા થયો તે પરદેશી હુમલાઓ સામે ટકી નહિ શકવાથી અહિ-છત્રમાથી ખસી સાંભરમા આવી વસ્યો. એના પૌત્ર અજયપાળે એક દુર્ગ બાંધ્યો તે તેના નામ પરથી 'અજય મેરૂ' અથવા અજમેર નામે પ્રસિદ્ધ થયો.

સત્તા હતી. આ ચોહાણ રાજાઓને પેલોટીઓ સાથે સર્વોપરી પદ માટે ચડસાચડસી ચાલતી હતી. ચોહાણોમાં વિશળદેવ નામનો રાજા બહુ પ્રખ્યાત થઇ ગયો. મહમૂદ ગીજનીની સ્વારીઓ વખતે આ વિશળદેવ જ રજપૂત રાજ્યમંડળમાં મુખ્ય ગણાતો હતો. સોમનાથના બચાવ માટે મહમૂદ સામે લડવામાં એ પણ શામેલ હતો. મહમૂદના મરણ પછી મુસલમાનોને હિંદમાંથી હાંકી કાઢવા સારૂ એણે જબરો પ્રયત્ન કર્યો હતો. અને તેમાં તેને જરા પણ મળ્યો હતો. તેના આ પ્રયત્નમાં ગુજરાતનો ભીમદેવ શામેલ થયો નહિ. તેથી વિશળદેવે ગુજરાત પર સ્વારી કરી ભીમદેવને હરાવ્યો, તથા જીતને ઠેકાણે વીસનગર નામનું શહેર યાદગીરી માટે વસાવી તે અજમેર પાછો ફર્યો.

(ઙ) જેસલમેરના ભાટી—ઉપર જણાવેલા મુખ્ય રાજ્યો ઉપરાંત જપૂતાનાની પશ્ચિમના ભાગમાં યાદવ કુળના ભાટી રાજાઓ આવી વસ્યા હતા. યાદવાસ્થળી પછી બચેલા યાદવોએ જબૂલિસ્થાન (ગીજની)માં રાજ્ય ચાપ્યું હતું. પણ આગળ જતાં ઈસ્લામનું જોર વધતાં તેઓ જબૂલિસ્થાન છોડી શિયાળકોટમાં આવ્યા હતા. ત્યાંથી પણ મુલતાન અને તાનોટમાં ખસતાં ખસતાં તેમની ભટ્ટી નામની એક શાખા રજપૂતાનાના લોદરવા સ્થાનમાં આવી વસી હતી. મુસલમાન સાથેનો તેમનો ઝગડો ત્યાં પણ ચાલુ જ હતો. વિજયરાય નામનો રાજા મહમૂદની સામે લડયો હતો. એ જ ભાટી રજપૂતોએ આગળ જતાં જેસલમેર વસાવ્યું. જેસલમેરમાં હાલ પણ ભાટી રાજાઓ રાજ્ય કરે છે.

(ચ) સિંધ—આ રાજ્ય મહાભારતના સમયમાં પણ પ્રસિદ્ધ હતું. મહાભારતમાં વર્ણવેલા સિંધુ, સૌવીર અને શિબી—એ ત્રણ રાજ્યો હર્ષના સમયમાં પણ અલોર, બ્રાહ્મણસ્થળ અને શિબીસ્થળ નામે ચાલુ હતાં. હર્ષના વખતમાં સારસીરાય નામનો મૌર્યવંશી શૂદ્ર રાજા સિંધમાં હતો. સાહસી પછી ચચ્ચ નામનો તેનો બ્રાહ્મણ પ્રધાન સિંધનું રાજ્ય પચાવી પડયો; ઇ. સ. ૬૫૦. આ ચચ્ચ બહુ બળવાન હતો. એના વખતમાં સિંધનું રાજ્ય સ્વતંત્ર થયું અને તેનો વિસ્તાર પણ વધ્યો. સાહસીરાય અને તેની સઘળી રૈયત બૌદ્ધ ધર્મી હતી. ચચ્ચે બૌદ્ધ ધર્મને ઉતારી પાડી સિંધમાં બ્રાહ્મણ ધર્મને ઉત્તેજ્યો. ચચ્ચ પછી તેનો ભાઇ ચંદ્ર અને તેના પછી ચચ્ચનો દાહિર નામનો છોકરો સિંધની ગાદીએ આવ્યો. આ દાહિર રાજાની કારકીર્દીમાં જ આરબોએ સ્વારી કરી સિંધ જીતી લીધો;

ઇ. સ. ૭૧૨. મહમૂદ કાસમ પછી સેમા અને સુમરા જાતનાં રજપૂતોએ સિંધમાં પોતાનાં સંસ્થાનાં સ્થાપ્યાં હતાં. પણ તેમણે પાછળથી હિંદુ ધર્મને છોડી મુસલમાન ધર્મ સ્વીકાર્યો હતો એ સિવાય મુલતાન વગેરે ઠેકાણે છુટાછવાયાં આરબસંસ્થાનો પણ હતાં. મહમૂદ ગીઝનીએ એ સઘળાંને જીતી સિંધ પ્રાંતને ગીઝની સાથે જોડી દીધો ઇ. સ. ૧૦૨૫.

(૭) પંજાબ—મહાભારત તથા પ્રાચીન પુરાણોની અંદર પંજાબ દેશમાં આવેલાં અનેક રાજ્યોનાં નામ ગણાવેલાં છે. તે પૈકી ગાંધાર, તક્ષશીલા, મદ્ર, માલવ, ત્રિગર્ત, કેકય, ક્ષુદ્રક, અંબષ્ટ ઈત્યાદિ રાજ્યો તો છેક સિકંદરની સ્વારી વખતે પણ કાયમ હતાં. આમાંનાં કેટલાંક સિકંદરના સમયમાં લુપ્ત થયાં, અને બાકીનાં સિકંદર પછી આવેલા શક અને હૂણ લોકોને હાથે નાશ પામ્યાં. આ પરદેશી લોકોને પરમાર અને ગુપ્ત રાજાઓએ મારી કાઢયા પછી પંજાબનો મોટો ભાગ પડોશના રાજ્ય સિંધ કે કાશ્મીરને તાબે રહેલો જણાય છે. હ્યુએન્ત્સંગના વખતમાં પંજાબમાં મુલતાન, ટેક (ટાક) અને જાલંધરનાં રાજ્યો હતાં. તે પૈકી મુલતાન સિંધના આરબોએ જીતી લીધું. તેના રાજ્યકર્તા પણ પાછળથી મુસલમાન ધર્મમાં વટલાઇ ગયા. મહમૂદની સ્વારી વખતે પંજાબમાં લાહોર અને જાલંધરનાં હિંદુ રાજ્યો અને મુલતાનનું આરબ સંસ્થાન મુખ્ય હતાં. લાહોરમાં પાલાત નામવાળા રાજાઓ હતા. એમના રાજ્યની સરહદ ગીઝનીની સરહદ સાથે અડોઅડ લાગી રહેલી હોવાથી સિકંદરની સ્વારીનો ઝપાટો જેમ પૌરવને ઝીલવો પડ્યો હતો તેમ મુસલમાન સ્વારીઓનો પહેલો ઝપાટો પણ આ પાલ રાજાઓને જ ઝીલવો પડ્યો. લાહોરમાં તે વખતે જયપાળ નામનો રાજા હતો જાલંધરની રાજધાની કાંગ્રા અથવા નગરકોટના ડુંગરી કિલ્લામાં હતી. આ ત્રણ રાજ્યો પૈકી લાહોરનું હિંદુ રાજ્ય નાશ પામ્યું. મુલતાનને આરબોના હાથમાંથી જીતી લઇ મહમૂદે તેને હિંદની સ્વારીઓ માટે પોતાનું મુખ્ય થાણું બનાવ્યું, અને નગરકોટ પર સ્વારી કરી ત્યાંનું પ્રસિદ્ધ દેવળ લૂંટી તે અઢળક દોલત ઘસડી ગયો, છતાં જાલંધરનું સ્વાતંત્ર્ય છેક મોગલ બાદશાહી સુધી કાયમ રહ્યું હતું હાલ પણ કાંગ્રાનો પહાડી કિલ્લો એક સ્થાનિક ઠાકોરને તાબે છે

(૨) મધ્ય હિંદનાં રાજ્ય —

(૮) માળવા—પંજાબમાં શક, હૂણનો પરદેશી અમલ થતાં ત્યાંના માલવ લોકો ત્યાંથી ખસીને મધ્ય હિંદમાં આવ્યા.

તેમની જાતિના નામ પરથી તેઓ જે દેશમાં વસ્યા તે દેશ માળવા નામે ઓળખાયો. અશોકના વંશજોનું રાજ્ય નબળું પડતાં માળવામાં અગ્નિવંશની પરમાર શાખાએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. આ પરમાર વંશમાં ઇ. સ. ના આરંભ પહેલાં ભરથરી અને વિક્રમાદિત્ય રાજા બહુ પ્રખ્યાત થઇ ગયા. વિક્રમે પરદેશી શક લોકોને હિંદમાંથી મારી કાઢયાથી તેના નામનો સંવત ચાલ્યો. આ સંવત આપણા ગુજરાતમાં તેમજ ઉત્તર હિંદુસ્તાનમાં અદ્યાપિ વપરાય છે. વિક્રમ પછી માળવામાં કેટલીક ઉથલપાથલ થઇ તે રાજ્ય કનોજ અને મહારાષ્ટ્રના બળવાન રાજ્યોના અમલ તળે કેટલોક કાળ રહ્યું. તે પછી નવમા સૈકામાં પાછું તે પરમારોના હાથમાં આવ્યું.

આ પરમાર વંશમાં થયેલા પ્રખ્યાત રાજાઓમાં મુંજ અને ભોજ હતા. મુંજે તૈલંગણના રાજા તૈલપને કેટલીક વાર હરાવ્યા પછી તે તૈલપને હાથે હાર્યો અને કેદ પકડાયો. ત્યાં તેની ઉદ્ધત વર્તણૂકને લીધે તૈલપે તેનો વધ કરાવ્યો. મુંજ પછી ભોજ થયો. એણે વિક્રમની ઉજ્જયનીને બદલે ધારાનગરીમાં પોતાની ગાદી કરી; તેથી તે ધારા નગરીના ભોજ તરીકે ઓળખાયો. આ ભોજ રાજા બહુ પરાક્રમી હતો. તેની વિદ્યાવિલાસિતા અને દાનશીલતાને માટે તેનું નામ આજે પણ મશહૂર છે વિક્રમની માફક તેનો દરબાર પણ મોટા પંડિતોથી ઉભરાઇ જતો. કહેવાય છે કે ભોજના વખતમાં એના બેહુતો પણ સંસ્કૃત બોલી જાણતા. આ ભોજ રાજા મહમૂદ ગીજનીનો સમકાલીન હતો. ગુજરાતના ભીમદેવ સાથે એને અણબનાવ થતાં ભીમદેવને હાથે તે હાર્યો હતો. આ પછી સિદ્ધરાજ જયસિંહે માળવાનું રાજ્ય જીતી ગુજરાત સાથે જોડી દીધું હતું. પણ સિદ્ધરાજ પછી તે સ્વતંત્ર થયું અને ગુલામવંશના અલ્તમશે તે ઇ. સ. ૧૨૩૪માં જીતી લીધું ત્યાં સુધી ચાલ્યું.

**(ખ) કાશી અને ચેદી*:**—સુલતાન મહમૂદની સ્વારીઓ વખતે મધ્ય હિંદમાં માળવા સિવાય કાશી અને ચેદીનાં રાજ્યો પણ હતાં. એ બન્ને રાજ્યો પણ પ્રાચીન હતાં. ચેદીનું બીજું નામ જેજાક ભુક્તિ હતું. કૃષ્ણનો પ્રસિદ્ધ વેરી શિશુપાલ આ ચેદીનો જ રાજા હતો. આ રાજ્ય કનોજ અને માળવાની પડોશમાં આવેલું હોવાથી મોટે ભાગે તે કનોજ કે માળવાનું તાબેદાર રહેતું. પણ ઇ. સ. ના નવમા સૈકામાં ચંદેલ રજપૂતોએ ત્યાં

* હાલનું બુંદેલખંડ.

સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. મહમૂદ ગીઝનીના સમયમાં આ કાશી તથા ચેદી બન્નેમાં કરણ નામના રાજાઓ હતા. કાશીના કરણે ગુજરાતના ભીમદેવને ભોજ રાજાને હરાવવામાં મદદ કરી હતી, તથા ચેદીના કરણે ભોજના મૃત્યુ પછી ધારાનગરી લૂંટી લઇ ભીમદેવને તેમાંથી ભાગ નહિ આપ્યાથી ભીમે ચેદી પર સ્વારી કરી કરણને નમાવ્યો હતો. એ પછી મહારાજ પૃથુરાજે મહોબા પર સ્વારી કરી પરમાલ રાજાને માર્યો, ત્યાંસુધી જેજાક ભુક્તિ અથવા ચેદીનું રાજ્ય સ્વતંત્ર રહ્યું હોય એમ લાગે છે.

(૩) ઉત્તર હિંદના રાજ્યો—કનોજ મહાભારતના સમય પછી મગધનું રાજ્ય બળવાન થયું. આથી કરી ભરતખંડની રાજધાની તરીકે હસ્તિનાપુરને ઠેકાણે પાટલીપુત્ર ગણાવા લાગ્યું. તે પછી મૌર્યવંશને સ્થાપનાર મહારાજ ચંદ્રગુપ્ત અને તેને વધારી આખા ભરતખંડને એક છત્ર તળે આણનાર બૌદ્ધ ધર્મી સમ્રાટ અશોકની કારકીર્દીમાં તો પાટલીપુત્રની કીર્તિ ઘણી જ વધી પડી. પાટલીપુત્રની એ કીર્તિ ઇ. સ. ના છઠ્ઠા સૈકા સુધી કાયમ રહી. પણ તે પછી મગધનું રાજ્ય નબળું પડી થાણેશ્વર અને કનોજના રાજ્ય તેની પર ચઢ્યા. ઇ. સ. ના સાતમા સૈકામાં હર્ષ હિંદુસ્તાનનો ચક્રવર્તી રાજા થયો. તેણે થાણેશ્વર અને કનોજના મહારાજ્યો એક કરી કનોજને પોતાની રાજધાની બનાવી. તે વખતથી પાટલીપુત્રનું માન છેક જ ઘટી ગયું અને કનોજ જ ભરતખંડની રાજધાની તરીકે મનાયું. કનોજનો રાજા જ સઘળા રાજાઓનો ઉપરી મનાવા લાગ્યો. આથી કરી સર્વોપરીપણું મેળવવાની લાલસાવાળા હર્ષ પછીના રાજાઓ કનોજને તાબે કરવાનો જ પ્રયત્ન આદરતા. હર્ષ પછી કનોજમાં મૌખરી વંશના ચમા રાજાઓનો અમલ ફરી ચાલ્યો. આ રાજાઓમાં યશોવર્મા નામનો રાજા પરાક્રમી નીવડ્યો. એણે હિંદુસ્તાનમાં ફરીને હર્ષના જેવું સામ્રાજ્ય સ્થાપવાની મહેનત કરી. પરંતુ દક્ષિણના ચાલુક્ય રાજા વિનયાદિત્ય અને કાશ્મીરના રાજા લલિતાદિત્યને હાથે તે હારી જવાથી તેની એ ઇચ્છા પાર પડી નહિ. યશોવર્મા પછી થોડાંજ વર્ષમાં કનોજનું રાજ્ય ભીનમાળના પ્રતિહાર ગુર્જર રાજા નાગભટ્ટે જીતી લીધું. ઇ. સ. ૮૧૬. આ પ્રતિહાર રાજાઓનો અમલ સુમારે બસેં વર્ષ ચાલ્યા પછી તે બનારસના પાલ વંશીય રાજાઓના હાથમાં ગયું. મહમદની સ્વારી વખતે કનોજમાં રાજ્યપાલ નામનો રાજા હતો.

(૪) હિમાલય પ્રદેશનાં પહાડી રાજ્યોઃ—

(ક) કાશ્મીર—અભેદ્ય પર્વતોથી રક્ષાયેલા આ પ્રાચીન રાજ્યનો ઇતિહાસ કલ્હણ નામના વિદ્વાન પંડિતે સંસ્કૃત ભાષામાં લખેલો છે. એ પુસ્તકનું નામ રાજતરંગિણી[૧] છે, અને તેમાં ઇ. સ. પૂ. ૧૪૦૦થી તે ઈ. સ. ૧૦૦૭ સુધીનો કાશ્મીરનો ઇતિહાસ આપેલો છે. એ ઇતિહાસ પરથી જણાય છે કે ઈ. સ. ના પહેલા સૈકામાં કાશ્મીરમાં કનિષ્ક નામનો સુચી વંશનો રાજા બળવાન થઇ ગયો. આ રાજા ચુસ્ત બૌદ્ધ માર્ગી હતો અને અશોકની માફક એણે પણ બૌદ્ધ ધર્મનું સંશોધન કરાવી તેનો સારો ફેલાવો કર્યો હતો. કનિષ્ક અને સુચી વંશના ત્રીસ રાજાઓ કાશ્મીરમાં થયા. ત્યાર બાદ ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં યશોધર્મ વિક્રમાદિત્ય[૨] નામના મંદસોરના ગુપ્તવંશી રાજાએ કાશ્મીર જીતી લઇ માતૃગુપ્ત નામના પોતાના મિત્રને ત્યાંની ગાદીએ બેસાડયો. એની પછી થયેલા રાજાઓમાં કર્કોટક વંશનો લાલતાદિત્ય નામનો રાજા આઠમા સૈકામાં બહુ બળીઓ હતો. એણે ભરતખંડના ચક્રવર્તી થવા મથતા કનોજના મહારાજા યશોવર્માને હરાવી સેતુબંધ રામેશ્વર સુધી આખા ભરતખંડનો દિગ્વિજય કર્યો હતો. કનોજપતિ પરની જીતની યાદગીરી દાખલ ભવભૂતિ નામના પ્રખ્યાત કવિને તે કનોજના દરબારમાંથી પોતાની સાથે લઈ ગયો હતો. ભરતખંડના દિગ્વિજય ઉપરાંત ઉત્તરમાં તુર્કી મુલક પર સ્વારીઓ કરી તુર્કી રાજા મોમીનખાનને ત્રણ ત્રણ વાર હરાવ્યો હતો. એટલું જ નહિ પણ તે તરફના બીજા મુલકો જીતતો જીતતો તે છેક ગોબીના રણની પાર પહોંચ્યો હતો ભરતખંડની સરહદ બહાર ભરતખંડી ( હિંદુ ) રાજાએ દિગ્વિજય કર્યાનો ઐતિહાસિક કાળમાં આ એક જ દાખલો છે, જે ભરતખંડના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે નોંધાઈ રહેવો ઘટે છે લલિતાદિત્ય પછી ચોથી પેઢીએ જયાપીડ રાજા પણ તેના જેવો જ પ્રખ્યાત થયો. તે પછી કર્કોટક વંશનો અંત આવી ઉત્પલ, દેવ, દિવીર અને લોહર વંશ થયા. કાશ્મીરનો તે સમયનો ઇતિહાસ દગાફટકા અને ખટપટોથી ભરેલો હોઇ

---

૧. આ રાજતરંગિણીનું ગુજરાતી ભાષાંતર થયેલું છે. ઇતિહાસના શોખીનોએ તે એક વાર વાંચવા જેવું છે. ૨. શકોને હરાવી સંવત ચલાવનાર વિક્રમાદિત્ય નહિ; એ વિક્રમ તો ઇ. સ. પૂ. ૫૭માં થઇ ગયો

તેમા ખાસ જાણવા જેવુ થોડું જ છે સુલતાન મહમૂદ ગીઝનીના સમયમા લોહર વશના હિંદુ અને સંગ્રામરાજ કાશ્મીરના સિંહાસન પર હતા.

(ખ) કાબુલ—કાબુલ અને મુસલમાન ધર્મને પરજાળી એટલો બધો ગાઢો સબંધ થયેલો છે કે, કાબુલદેશ એક વાર આર્યાવર્તનો એક ભાગ હતો, અને તેમા આર્યવશી હિંદુ રાજાઓના રાજ્ય હતાં, એ વાતથી અત્યારે ઘણાને આશ્ચર્ય થશે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ તે વાત તદ્દન સાચી છે મહાભારત અને પુરાણોમા વર્ણવેલા ગાધાર અને કામ્બોજ દેશો તે જ હાલના કંદહાર અને કાબુલ છે હ્યુએનત્સંગે પણ પોતાની મુસાફરીના વર્ણનમા કપિશ નામથી આ દેશનુ બયાન આપ્યુ છે, તે ઉપરથી જણાય છે કે ઇ સ. ના ૭મા સૈકામા કાબુલમા બૌદ્ધ ધર્મી ક્ષત્રિય રાજા હતો. કાબુલ સિવાય લંપાક, નગર (જલાલાબાદ) અને ગાંધારના રાજ્યો પણ એને તાબે હતા કાબુલનું રાજ્ય ઈરાનની પડોશમા આવેલું હોવાથી ઈરાનીઓનુ અનુકરણ કરી કાબુલના રાજાઓ પોતાને શાહ કહેવડાવતા તેથી એ રાજ્ય કાબુલના શાહી રાજ્ય તરીકે ઓળખાતું આ શાહી રાજાઓને કોઈ કોઈ વાર ઈરાન અને કાશ્મીરના બળવાન રાજાઓનુ ઉપરી પણુ સ્વીકારવુ પડતુ બલુચિસ્તાન અને ખોરાસાનમા મુસલમાની અમલ જામતા આરબોએ ( સાતમા આઠમા સૈકામા ) કાબુલ જીતવાના પ્રયત્ન કરેલા તેમા કાબુલના રાજાઓ ગનિમી યુદ્ધપદ્ધતિ+થી આરબોને થકવતા. પણ આખરે તેમને બગદાદના ખલિફાઓનુ અને તે પછી સામાની અને ગીઝની વશના તુર્ક સુલતાનોનુ ઉપરીપણુ સ્વીકારવુ પડ્યુ હતુ મહમૂદ ગીઝનીના સમય સુધી કાબુલનુ હિંદુ રાજ્ય કાયમ હતુ પણ આખરે તે સુલતાન મહમૂદની દિન પ્રતિદિન વધતી જતી મહત્વાકાંક્ષાના ફદમા હોમાઈ ગયુ ઇ સ ૧૦૨૧મા મુસલમાનો અને આ કાબુલી હિંદુઓ વચ્ચે ખૂનખાર યુદ્ધ થયુ તેમા કાબુલનો છેલ્લો હિંદુ રાજા ત્રિલોચન પાલ બહાદુરીથી લડતા મરાયો કાબુલનું રાજ્ય ગીઝનીના સામ્રાજ્યમા જોડાઈ ગયુ. અને કાબુલના હિંદુઓને બળાત્કારે વટલાવી મુસલમાન કરવામા આવ્યા * આ બનાવ પછી કાબુલ અને ઇસ્લામનો એવો એક

---

+ નાસભાગની લડાઈ Guerrilla Warfare

* આ ધાર્મિક અત્યાચારના સબંધમા લખતા અલબેરૂનીએ પોતાના પુસ્તકમા એક રમુજ બીનાનુ વર્ણન કર્યું છે તે એવુ કે, " કાબુલના

જીવ થયેલો છે કે કાબુનમા એક વાર હિંદુ રાજ્ય હતુ એ માનતા પણ મન અચકાય!

(ગ) નેપાળ —હિમાલયની તળેટીમા આવેલુ આ પહાડી રાજ્ય હિંદુસ્તાનના કરતા તિબેટ અને ચીનના સબધમા વિશેષ આવ્યુ લાગે છે એમા લિચ્છવી કુળના* રાજાઓનો અમલ હતો ઇ સ ના સાતમા સૈકામા લિચ્છવી રાજા શિવદેવને હર્ષે હરાવી નેપાળમા પોતાના નામનો શક ચાલુ કર્યો હતો શિવદેવના આ પરાજયથી નેપાળમા લિચ્છવી કુળની સત્તા એટલી બધી ઢીલી થઇ ગઇ કે અંશુવર્મા નામનો મ ત્રી સઘળી રાજ્યસત્તા ખથાવી પડયો રાજા માત્ર નામનો જ રહ્યો મુખ્ય પ્રધાન અથવા સેનાપતિ તરીકે પોતાને ઓળખાવતો છતા અ શુવર્મા જ નેપાળનો ખરો રાજા બન્યો અર્થાત્ કે તે વખતથી નેપાળની ખરી રાજ્ય સત્તા મરાઠી રાજ્યના પેશ્વાની માફક અંશુવર્માના કુટુબમા કેટલીક પેઢી સુધી ચાલુ રહી

---

લોકો મુસલમાન થવાને કબુલ થયા તે પહેલા તેમણે ગોમાસ નહિ ખાવાની તથા ચોટી નહિ રાખવાની ખાસ શરત કરી હતી પણ સગતિ દોષથી ત્યાના લોકો અલ્પકાળમા પોતાની એ પૂર્વ ભાવનાથી એટલા બધા ચલિત થવા પામ્યા કે તેમની પછીની પ્રજાને આ શરતો કિંવા પોતાનુ પહેલાનુ આર્યત્વ (હિંદુપણુ) એ બાબતનુ કેવળ વિસ્મરણ થઇ ગયુ!' (અ પુ ર પૃ ૧૫૭) પરતુ દૈવની ગતિ કેવી વિચિત્ર છે! કાબુલના ના અમીર સાહેબે હમણા જ થોડા વખત પર પોતાના રાજ્યમા ગોવધ નહિ કરવાનુ ફરમાન કાઢ્યુ છે જાણે કેમ નવસે વરસ પછી કાબુલની પ્રજાને પોતાના પૂર્વજોની શરતો સાભરી આવી હોય, કિંવા તેમની અદર રહેલા આર્ય સસ્કાર ફરી તાજા થતા હોય!!

* એ લિચ્છવી કુળ મનુસ્મૃતિમા ગણાવેલા વ્રાત્યક્ષત્રિ (ક્ષત્રિય જાતિમા સામેલ કરી લીધેલા) કુળો પૈકીનુ હતુ હિંદુસ્તાનના ઉચ્ચ ક્ષત્રિય કુટુંબો સાથે એમનો બેટીવ્યવહાર ચાલતો હતો પ્રસિદ્ધ ગુપ્ત સમ્રાટ પહેલા ચદ્રગુપ્તની રાણી કુમારદેવી લિચ્છવી કુળની હતી તેમજ ઈ સ ના ૭મા સૈકામા થયેલો પ્રસિદ્ધ શિવદેવ લિચ્છવી કનોજના મોખરી તથા મગધના સેન કુટુબની રાજકન્યાઓ પરણ્યો હતો શિવદેવના પુત્ર જયદેવનો લગ્નસબંધ પણ આસામના રાજકુટુબમા થયો હતો

પ્રસિદ્ધ ગુરખા લોકો આ નેપાળના વતની છે ઇ સ. ૧૩૦૩મા અલાઉદીનની ચિતોડની જીત પછી કેટલાક સીસોદીઆઓ નેપાળ તરફ નાસી ગયા હતા ત્યાં મંગોલીઅન લોકો સાથ તેમનુ મિશ્રણ થતા જે પ્રજા ઉત્પન્ન થઇ તે ગુરખા કહેવાયા આ ગુરખાઓએ પૃથ્વીનારાયણની સરદારી તળે ઇ સ ૧૭૬૮મા નેપાળને જીતી લીધુ ત્યારથી નેપાળમા ગુરખાઓનું રાજ્ય થયુ તે અદ્યાપિ ચાલુ છે તો અત્યારે પણ ખરી રાજ્યસત્તા જંગબહાદુર નામના અમાત્ય કુટુંબના હાથમા વંશપરંપરાગત ઉતરે છે હાલનુ નેપાળનુ રાજ્ય હિંદના બીજા દેશી રાજ્યોની તુલનામા સ્વતંત્ર છે છતાં ત્યા અંગ્રેજોનો રેસીડેન્ટ રહે છે, અને દુનીઆના બીજા સ્વતંત્ર રાજ્યો સાથે સંધિ વિગ્રહ કરવાના નેપાળીઓના હક પર અંગ્રેજો નો અંકુશ છે, તેથી તે રાજ્ય સંપૂર્ણ સ્વતંત્ર તો નજ કહેવાય

ધર્મની બાબતમા બૌદ્ધ અને હિંદુ ધર્મની સેળભેળ હર્ષના વખતથી ચાલી આવી છે તે અત્યારે પણ કાયમ છે

(૪) આસામ —હિમાલયની તળેટીનો આ પહાડી પ્રદેશ હિંદુસ્તાન ની છેક પૂર્વ સરહદ પર આવેલો છે એનુ પ્રાચીન નામ કામરૂપ અથવા કામરૂદેશ કાબુલની માફક કામરૂપ પણ અસલના વખતથી હિંદુસ્તાનનો ભાગ ગણાતો, અને ભગદત્ત કુળના બ્રાહ્મણો ત્યાના રાજા હતા આ ભગદત્ત કુળ મહાભારતના સમયમા પણ પ્રસિદ્ધ હતુ મહારાજા હર્ષના સમયમા ત્યા કુમાર અથવા ભાસ્કરવર્મા નામનો એક બ્રાહ્મણ રાજા હતો તે હર્ષનો મિત્ર અને માંડલિક હતો આસામનુ રાજ્ય આ ભગદત્ત કુળમા છેક આઠમા સૈકા સુધી ચાલુ હોવાનુ જણાયુ છે એ જોતા આસામનુ રાજ્ય એક જ કુળમા હજારો વર્ષ અસ્ખલિતપણે ચાલ્યા કર્યું હોય એમ લાગે છે આવો દાખલો જગતના ઇતિહાસમા બીજે ભાગ્યેજ મળે! મહમુદ ગીઝનીની સ્વારીઓ વખતે પણ આસામનુ રાજ્ય કાયમ હતુ

(૫) બંગાળા —

(૬) પાલરાજા—આ દેશ અતિ પ્રાચીન કાળમા વંગ નામે પ્રસિદ્ધ હતો હર્ષના સમયમા ત્યા કર્ણસુવર્ણ (મુર્શિદાબાદ) સમતટ (પૂર્વ બંગાળ) અને તામ્રલિપ્તિ (મિદનાપુર) એ ત્રણ રાજ્યો હતા, અને તે ત્રણે હર્ષના માંડલિક હતા તે પછી ઇ સ ના આઠમા સૈકામા ગૌડ અથવા પશ્ચિમ બંગાળમા પાલવંશનુ રાજ્ય થયુ એ

વંશનો પહેલો રાજા ગોપાલ હતો. ગોપાલ પછી થયેલા ધર્મપાલ અને દેવપાલ રાજાઓની કારકીર્દીમાં આ પાલ રાજાઓની સત્તા ઘણે દૂર લગી ફેલાઈ ધર્મપાલ ઇ સ ૮૦૦ના સુમારમા કનોજના વર્મા કુળના વજ્રાયુધ રાજાને હરાવી ઉત્તર હિંદુસ્તાનનો ચક્રવર્તી બનવાની તૈયારીમા હતો. પણ તેવામા પ્રતિહાર રાજા નાગભટ્ટે કનોજ જીતી લીધાથી તેની એ ધારણા પાર પડી નહિ પરંતુ તે પછી દસમા સૈકાના અરસામા પ્રતિહાર રાજાઓ દક્ષિણના રાષ્ટ્રકૂટ (રાઠોડ) રાજાઓ સાથેની લડાઈઓમા નબળા પડી ગયા, એટલે કનોજ પાલ રાજાઓના હાથમા ગયુ. મહમૂદની સ્વારીઓ વખતે રાજ્યપાલ નામનો રાજા કનોજ તથા બંગાળાનો રાજા હતો રાજ્યપાલ પછી મહીપાળ થયો, જેણે બારી નામનું શહેર વસાવી ત્યા રાજધાની કરી એના પછીના પાલ રાજાઓ નબળા નીકળવાથી પૂર્વ બંગાળના સેન રાજાઓનું જોર ફાવ્યું. આ પાલ રાજાઓ ઠેઠ લગી બૌદ્ધ ધર્મી રહ્યા હતા ગૌડ ઉપરાંત મગધ દેશ પણ તેમને તાબે હતો.

(ખ) સેનરાજા —હર્ષને હાથે નાશ પામેલા માળવાના ગુપ્તવંશની એક શાખામાથી આ વંશની શરૂઆત આઠમા સૈકામા થઈ. એ વંશનો પહેલો રાજા આદિસુર હતો તે બ્રાહ્મણ ધર્મનો અભિમાની હોવાથી બંગાળામા બ્રાહ્મણ ધર્મનો પુનરુદ્ધાર કરવા માટે તેણે કનોજમાથી પાચ બ્રાહ્મણો અને પાચ કાયસ્થોને લાવી વસાવ્યા આ સેન રાજા શરૂઆતમા પાલ રાજાના ખંડીયા હતા પણ પછી પાલ રાજા નબળા પડતા ઇ સ ૧૧૧૯ના અરસામા તેઓ સ્વતંત્ર થયા, એટલું જ નહિ પણ આખા ગૌડ—બંગાળ ઉપર તેમની સત્તા સ્થપાઈ આ વંશનો છેલ્લો રાજા લક્ષ્મણસેન કરીને થયો તેના વખતમા મહમદ બખ્તીઆર ખીલજીએ ઓચિંતો હુમલો કરી બંગાળના આ હિંદુ રાજ્યની આખર આણી, ઇ સ ૧૨૦૨

(ગ) ઓઢીઆ —ઓઢીઆનું પ્રાચીન નામ ઓડ્ર અથવા કલિંગ દેશ હતુ એ દેશ પ્રથમ મૌર્ય સામ્રાજ્યનો પ્રાંત હતો, પણ ઇ સ ૩૨૦ના સુમારમા રક્તબાહુ નામના યવન રાજાએ ત્યા સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ આ યવન અથવા ગ્રીક રાજા બૌદ્ધ માર્ગી હતા એમનુ રાજ્ય સુમારે દોઢસો વર્ષ ચાલ્યા પછી યયાતિ કેસરીએ તે રાજ્યમા જીતી લઈ કેસરી વંશની સ્થાપના કરી. તેમની રાજધાની ભુવનેશ્વરમા હતી હર્ષના

સમયમાં આ કેસરી રાજાઓને તેનું ઉપરીપણું કબૂલ કરવું પડયું હઈ. પરંતુ હર્ષના મરણ પછી તેઓ લગભગ સ્વતંત્ર થયા હતા. યયાતિ કેસરીએ ભુવનેશ્વરનું ભવ્ય મંદિર ઇ. સ. ૫૦૦ના સુમારમાં બંધાવવા માંડેલું, તે એની પછી થયેલા ચોથા રાજાની કારકીર્દીમાં ઇ. સ. ૬૫૭માં પૂરૂં બંધાઈ રહ્યું ! આ ઉપરથી તે મંદિર કેવું ભવ્ય હશે તેનો ખ્યાલ આવશે. આ કેસરી રાજા શિવ અને વિષ્ણુના ભક્ત હતા. તેથી ઓડીઆમાં બ્રાહ્મણ ધર્મનું પુનરુજ્જીવન કરવા માટે તેમણે અયોધ્યામાંથી દશ હજાર બ્રાહ્મણોને લાવી ઓડીઆમાં વસાવ્યા. તેમના ગુજરાન માટે તેમણે પસાયતાં જમીન આપેલાં, જે તેમના વંશજો આજ સુધી ભોગવે છે.

એ બ્રાહ્મણોની વસ્તીને ઠેકાણે જયપુર નામનું શહેર ઉભું થયું, જે આગળ જતા ઓડીઆની રાજધાની બન્યું. પણ ઇ. સ.ના દશમા સૈકામાં રણધીર નામનો રાજા થયો, તેણે મહાનદીના મુખ આગળ કટક બંદર બંધાવી ત્યાં રાજધાની કરી. ત્યારથી કટકને ઓડીઆની રાજધાનીનું માન મળવા લાગ્યું, જે અદ્યાપિ કાયમ છે. કેસરી વંશ ઇ. સ. ૧૧૩૨માં સમાપ્ત થઇ ગંગ વંશ શરૂ થયો. એ વંશમાં અનંત ભીમદેવ તથા પુરુષોત્તમ દેવ નામના રાજા પ્રખ્યાત થયા પુરીનું પ્રસિદ્ધ જગન્નાથજીનું મંદિર અનંત ભીમદેવે બારમા સૈકામાં બંધાવેલું કહેવાય છે. ગંગ પછી થયેલા ગજપતિવંશના રાજાઓ પાસેથી મહાન મોગલ બાદશાહ અકબરે ઇ. સ. ૧૫૯૦મા ઓડીઆ જીતી લઇ મોગલ સામ્રાજ્ય સાથે જોડી દીધું, ત્યાં સુધી એ રાજ્ય ચાલ્યું. આ કેસરી અને ગંગ રાજાઓએ બંધાવેલાં દેવાલયો, મઠો અને બીજાં જાહેર કામો ઓડીઆમાં ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. તેમની સુંદર કારીગરી અને ભવ્યતા આજે પણ જોનારને છક કરે છે !

(૭) દખ્ખણનાં રાજ્યો:—

(ક) બાદામી અને કલ્યાણીના ચાલુક્ય—પૈઠણના પ્રસિદ્ધ સાતવાહન વંશની સમાપ્તિ પછી ત્રણસેં વર્ષે એટલે કે ઇ સ. ના પાંચમા સૈકામાં ચાલુક્ય વંશની સ્થાપના થઈ, ઇ. સ. ૪૭૦. આ વંશનો મૂળ પુરુષ જયસિંહ, ગુજરાતમાં વલભી વંશની સ્થાપના કરનાર સેનાપતિ ભટાર્કનો સગો થતો હતો. એની રાજધાની વાતાપી અથવા બાદામીમાં હતી. તેથી એનો વંશ બાદામીના ચાલુક્ય વંશ તરીકે ઓળખાય છે. જયસિંહ પછી ચોથી પેઢીએ પહેલો પુલકેશી થયો. એણે આસપાસનાં રાજ્યો તાબે કરી ચાલુક્યોની સત્તા ઠેઠ કાંચીવરમ

સુધી વધારી. એની પછી ત્રીજી પેઢીએ પુલકેશી બીજો થયો. એ હર્ષનો સમકાલીન હોઇ તેના જેવો જ મહત્ત્વાકાંક્ષી અને બળવાન હતો. ઉત્તરમાં દિગ્વિજયી થયેલા હર્ષની દક્ષિણ જીતવાની ધારણા આ શૂરા પુલકેશીએ ધૂળમાં મેળવી દીધી, એટલું જ નહિ પણ નર્મદાથી તે લંકા સુધીનાં તમામ રાજ્યોને જીતી લઇ તે સમસ્ત દક્ષિણ હિંદુસ્તાનનો ચક્રવર્તી મહારાજાધિરાજ બન્યો. એના પછી ત્રીજી પેઢીએ થયેલા વિનયાદિત્યે પણ કનોજના યશોવર્માને હરાવી પાછો કાઢયો હતો. તે પછી આઠમીના ચાલુક્યોની સત્તા ધીમે ધીમે નબળી પડતી ગઇ. આઠમા સૈકાની અધવચમાં દન્તિદુર્ગ નામના રાષ્ટ્રકૂટ માંડલિકે છેલ્લા ચાલુક્ય રાજા (કીર્તિવર્મા બીજો) ને હરાવી માલખેડમાં રાષ્ટ્રકૂટ વંશની સ્થાપના કરી. આ વંશના બીજા રાજા કૃષ્ણે દુનીઆમાંની એક અજાયબી તરીકે મનાતું ઇલોરાનું અદ્ભુત કૈલાસમંદિર* બંધાવ્યું. કૃષ્ણનો પૌત્ર ગોવિંદ આ રાષ્ટ્રકૂટ વંશનો મોટામાં મોટો રાજા થયો. એણે વિંધ્યાચળથી તે કાંચીનગર (કાન્જીવરમ) સુધી રાષ્ટ્રકૂટોની સત્તા વિસ્તારી. આ વંશનો છેલ્લો રાજા કક્ક થયો. તેને ઇ. સ. ૯૭૩માં હરાવી ચાલુક્ય વંશના તૈલપે કલ્યાણીમાં ફરી ચાલુક્ય સત્તા સ્થાપી. આ વંશમા વિક્રમાંકદેવ નામનો રાજા ઇ. સ. ૧૦૭૬માં થયો. તે બહુ શૂરો અને વિદ્વાનોને આશ્રય આપનારો હતો. બિલ્હણ કવિના 'વિક્રમાંક ચરિત'નો નાયક આજ રાજા હતો. વળી 'મિતાક્ષરા' નામના પ્રસિદ્ધ હિંદુ કાયદાના ગ્રંથનો કર્તા પણ એના જ દરબારમાં થઇ ગયો. આ વિક્રમાંક રાજાના મરણ પછી એ વંશની પડતી થઈ અને બારમા સૈકાની આખરમાં એનો અંત આવ્યો.

આ ચાલુક્ય રાજાઓ સામાન્ય રીતે સઘળા જ પરાક્રમી હોઈ પલ્લવો સાથેની તેમની દુશ્મનાવટ વંશપરંપરા કાયમ રહી હતી.

(ખ) રાજમાંદ્રીના ચાલુક્ય—પુલકેશી બીજાએ દક્ષિણનાં તમામ રાજ્યો જીત્યા પછી વિષ્ણુવર્ધન નામના પોતાના એક ભાઇને પૂર્વ કાંઠાનું વેંગીનું રાજ્ય સોંપ્યું. તેમજ જયસિંહ નામના બીજા એક ભાઇને ગુજરાતના લાટ દેશનું રાજ્ય સોંપ્યું, જેની રાજધાની નવસારી-માં હતી. આ વિષ્ણુવર્ધનથી પૂર્વના ચાલુક્ય રાજ્યની શરૂઆત થઈ, ઇ. સ. ૬૧૫. આ રાજાઓની રાજ્યધાની પાછળથી રાજમહેંદ્રી (રાજમાંદ્રી)

---

* આ સ્થાન ઔરંગાબાદ પાસે છે અને મનમાડ થઇ જવાય છે.

મા થવાથી તેઓ રાજમાદ્રીના ચાલુક્ય કહેવાયા આ રાજાઓ પણ પશ્ચિમના ચાલુક્યોની માફક પરાક્રમી હોઇ ચોલ રાજાઓ સાથે તેમની દુશ્મનાવટ સતત ચાલુ હતી તેમ છતા ચોલ રાજાઓ સાથે તેમને બેટી-વહેવાર પણ ચાલતો હતો ચોલ ઉપરાત આ રાજાઓને ઓઢીઆના ગગ અને માલખેડના રાષ્ટ્રકુટ રાજાઓ સાથે પણ લડાઇઓ થયા કરતી હતી આ ચાલુક્ય વશનો ભીમદેવ રાજા ૧૦૮ લડાઇઓ લડ્યો હતો, તથા તેણે ૧૦૮ શિવાલયો બધાવ્યા હતા ઈ સ ૯૮૬મા રાજેન્દ્ર નામનો રાજા આ વશમા થયો તેને મોસાળ તરફથી ચોલનુ રાજ્ય વારસામા મળવાથી ચાલુક્ય અને ચોલ રાજ્ય જોડાઇ ગયા

આ ચાલુક્ય રાજાઓ બ્રાહ્મણધર્મને આશ્રય આપનારા હોઈ તેમણે ઘણા દેવાલયો બધાવ્યા છે

(૮) દક્ષિણાત* રાજ્યો —ઘણા જુના વખતથી હિંદના દક્ષિણાત ભાગમા ચોલ, ચેરા અને પાંડયના રાજ્યો ચાલ્યા કરતા હતા એ ત્રણે રાજ્યો મૂળ દ્રાવિડ હતા, પણ આર્યોના સસર્ગ વધના પાછળથી તેમણે સૂર્ય અને ચદ્ર વશના વીર પુરુષો સાથે પોતાની વગાવળી જોડી દીધી હતી

(૯) ચોલનુ રાજ્ય —એની રાજધાની કાંચી (કાઞ્ચીવરમ)મા હતી ઇ સ પૂર્વે સુમારે ૩૦૦ વર્ષ ઉપર એ રાજ્ય લગ્નસબધથી પાડચ રાજ્ય સાથે જોડાઇ ગયુ હતુ ફરીને તે ઇ સ ૨૧૪મા છૂટુ પડ્યુ પણ એ વખતે કાચીમા પલ્લવોનુ બળવાન રાજ્ય હતુ તેથી તેઓ ઝાઝા પ્રબળમા આવી શક્યા નહિ, અને તેમને પોતાની ગાદી તજાવરમા લઇ જવી પડી પરતુ તે પછી પાંચો સદીની લડાઇઓમા પલ્લવો નબળા પડી જતા ઈ સના નવમા સૈકામા વિજયાનય નામના રાજાએ કાચી છીની લઇને પુન બળવાન ચોલ રાજ્યની સ્થાપના કરી આ ચોલ રાજાઓને પૂર્વ અને પશ્ચિમના ચાલુક્યો સાથે કાયમનો ઝગરો ચાલ્યા કરતો હતો તે છેક એ બન્ને રાજ્યો લગ્નસબધથી જોડાયા ત્યારે જ બધ પડ્યો આ વશમા રાજરાજ નામનો રાજા બહુ પરાક્રમી થયો એણે લકા છીની તથા ઓઢીઆ વગેરે

* કૃષ્ણા નદીથી કન્યાકુમારી સુધીનો પ્રદેશ એને દ્રાવિડ અથવા તામિલ દેશ પણ કહે છે.

ઉત્તર તરફનાં રાજ્યો તાબે કરી દક્ષિણ હિંદમાં ચોલ સામ્રાજ્યને સર્વોપરી બનાવ્યું. આ રાજાનું નૌકાબળ પણ ભારે હતું. અરબી સમુદ્ર અને બંગાળાના ઉપસાગરમાં એના નૌકાસૈન્યે ફરી વળી જબરો ધાક બેસાડ્યો હતો. એના પછી થયેલો રાજેન્દ્ર રાજા પણ બહુ પ્રતાપી હતો. એણે બંગાળાના મહીપાળ રાજાને હરાવી ઉત્તર હિંદુસ્તાનમાં પણ ચોલ સત્તાનો ધાક પાડ્યો હતો, એટલું જ નહિ પણ બ્રહ્મદેશ પર જળમાર્ગે સ્વારી કરી ત્યાંનું પેગુ રાજ્ય છતી લીધું. આ બનાવ હિંદુઓની નૌકાયુદ્ધ વિષેની કુશળતાનો ઉજળો દાખલો છે. ખરેખર! હિંદના ઇતિહાસમાં રાજેન્દ્ર ચોલનું નામ કાશ્મીરના લલિતાદિત્ય જેટલું જ ગૌરવાસ્પદ છે. આ રાજા ઇ. સ. ના ૧૧મા સૈકામાં થઇ ગયો, અને સુલતાન મહમૂદનો સમકાલીન હતો. અર્થાત્ કે એક બાજુ જ્યારે હિંદની સ્વતંત્રતા હરાવાનું મંડાણ થઈ રહ્યું હતું, ત્યારે તે જ સમયે બીજી બાજુએથી તેની વિજયપતાકા દરીઆ પારના દેશોમાં ઉડતી હતી! દૈવની ગતિ ખરે જ વિચિત્ર છે!

(ખ) ચેરા રાજ્યઃ—આ રાજ્ય કૃષ્ણા નદીની દક્ષિણે મલબાર કાંઠા ઉપર આવેલું હોઇ તેમાં કાનડાથી ત્રાવણકોર સુધીના મૂલકનો સમાવેશ થતો હતો. એનું બીજું નામ કેરલ હતું. આ રાજ્યને પડોશના ચોલ અને પાંડ્ય રાજ્યો સાથે વખતોવખત લડાઇમાં ઉતરવું પડતું. ઇ. સ. ના ૧૦મા સૈકામા ચોલ અને ચેરા વચ્ચે નૌકા યુદ્ધ થયુ તેમાં ચેરાના કાફલાનો સદંતર નાશ થઇ ગયો અને તે પછી થોડા જ વખતમા તેની આખર આવી. પોર્ટુગીઝ સરદાર વાસ્કો ડી ગામાને આશ્રય આપનાર કાલીકટનો ઝામોરીન રાજા મૂળ આજ વંશનો હોઇ મુસલમાન ધર્મમાં વટલાઇ ગયો હતો.

(ગ) પાંડ્ય રાજ્યઃ—આ રાજ્ય છેક દક્ષિણમા હોઇ તેની રાજધાની મદુરામાં હતી. એની સ્થાપના ઇ. સ. પૂર્વે નવમા સૈકામા થઇ હતી. ખ્રીસ્તિ સનના આરંભમા આ વંશના રાજાએ રોમના બાદશાહ ઓગસ્ટસ સીઝર પાસે પોતાના એલચી મોકલ્યા હતા આ પરથી જણાય છે કે તે સમયમા પાંડ્ય રાજ્ય તેની પૂર્ણ જાહોજલાલીમા અને બળવાન હશે, એટલું જ નહિ પણ દુનીઆના તે વખતના સુધરેલા રાજ્યો સાથે હિંદી રાજ્યોનો સંબંધ ચાલુ હતો એમ પણ આ બીનાથી સિદ્ધ થાય છે. ઇ. સ ની ૧૧મી સદીમા ચોલ રાજાઓએ મદુરા છતી પાંડ્ય રાજ્યને પોતાનું ખંડીઉં બનાવ્યું.

આ ત્રણે દ્રાવિડ રાજ્યો ઘણે ભાગે શૈવ માર્ગી હતાં વચમાં થોડોક વખત જૈન ધર્મનું જોર વધ્યું હતું. ચેરાનો રાજા નવમા સૈકામાં મુસલમાન ધર્મમાં વટલાયો. વળી એ ત્રણે રાજ્યોમાં પંચાયત અને સ્થાનિક સ્વરાજની પદ્ધતિઓ પૂર્ણ પ્રમાણમાં ખીલી હતી. એને લગતા નિયમો અને કાનૂનો અત્યારે પણ વાંચનારને હેરત પમાડે છે. મિ. હેવલ પોતાના ગ્રંથમાં લખે છે કે "એના કરતાં સરસ સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિનું દૃષ્ટાંત યુરોપનો પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસ ભાગ્યે જ બતાવી શકે!"‡

---

## પ્રકરણ ૬ ઠું

## મહમૂદ ગીજનીના સમયમાં હિંદની સ્થિતિ (ચાલુ)

૧. હિંદુ ધર્મ:—બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાં એક હજાર વર્ષ બરાબર ચાલ્યા પછી તેની ઉતરતી કળા બેઠી. ગુપ્તોના વખતથી જ બ્રાહ્મણ ધર્મે ફરી માથું ઉંચકવા માંડ્યું હતું. હર્ષના મરણ પછી એનું સામ્રાજ્ય તરત ભાગી પડ્યું, તેમાં પણ આ સજીવન થતા નવા બ્રાહ્મણ ધર્મે જ મુખ્ય ભાગ ભજવ્યો હતો. ઠેરઠેર બ્રાહ્મણપંડિતો અને બ્રાહ્મણ ધર્મી રાજાઓ બૌદ્ધધર્મને હલકો પાડવા લાગ્યા; છેવટે શંકરાચાર્યે તેને કાયમનો ફટકો માર્યો. બૌદ્ધ ધર્મ હિંદમાથી અસ્ત તો થયો, પણ તેની કેટલીક અસરો આ નવીન બ્રાહ્મણ ધર્મ પર પડ્યા વગર રહી નહિ. અહિંસા, મૂર્તિપૂજા, ઠાઠમાઠભર્યા ઉત્સવો અને તીર્થયાત્રા જેવા આકર્ષક તત્ત્વો હિંદુ ધર્મમાં મૂળ બૌદ્ધ ધર્મમાથી

‡ Vide *History of Aryan Rule in India* by E. B. Havel, P. 235.

જ આવ્યાં છે. યજ્ઞયાગની પ્રાચીન વૈદિક ક્રિયાઓ બંધ પડી ગઇ,
વિષ્ણુ અને મહેશ્વરની ભક્તિ પ્રચારમાં આવી. અનેક દેવદેવીઓનાં
મંદિરો બંધાયાં અને જુદા જુદા પંથ અસ્તિત્વમાં આવ્યા. જાતિ-
બંધન દૃઢ થયું; મૂળની ચાર વર્ણો નષ્ટ થઇ તેને ઠેકાણે ધંધાવાર
અનેક જાતિઓ બંધાઇ. આ પ્રમાણે ધર્મનું બાહ્ય સ્વરૂપ ફર્યું ખરૂં,
તથાપિ આર્ય ધર્મના મૂળ સિદ્ધાંતોમાં જરાએ ફેર પડયો નહિ. આર્યોનો
એકેશ્વરવાદ, કર્મવાદ તથા પુનર્જન્મ વિષેની શ્રદ્ધા જેમનાં તેમ કાયમ
રહ્યાં. જગતની ઉત્પત્તિ, અસ્તિત્વ અને લયનું કારણ ઇશ્વર જ છે
એ માન્યતા અખંડિત રહી. શૈવ અને વૈષ્ણવ ધર્મના અનેક પંથોમાં
હિંદુ પ્રજા વહેંચાઈ ગઇ; છતાં પણ શિવ અને વિષ્ણુના અનેક
નામો પૈકી ગમે તે નામથી તેઓ એક જ ઇશ્વરને ભજે છે, એવી
તેમની દૃઢ શ્રદ્ધા કાયમ રહી. રામ અને કૃષ્ણ એ જ અરસામાં
ઈશ્વરી અવતાર તરીકે મનાયા. કૃષ્ણની લીલા વિષે અનેક કાવ્યો
અને ગ્રંથો લખાયા અને તેમણે લોકોના દિલ પર જબરો પ્રભાવ
મેળવ્યો. આ નૂતન હિંદુ ધર્મનું પ્રતિપાદન કરનારા ૧૮ પુરાણોમાંના
કેટલાંક આ અરસામાં લખાયાં. તેમાંના કેટલાકના મતભેદ પર
હાલના જુદા જુદા સંપ્રદાયોનું બંધારણ છે. ઇ સ.ના બારમા-
સકાના પ્રારંભમાં રામાનુજાચાર્ય થયા, તેમણે વૈષ્ણવ ધર્મને ખૂબ
ફેલાવ્યો. રજપૂત અમલમાં આ નવીન હિંદુ ધર્મ બહુ સારી રીતે
પોષાયો. મુસલમાનોએ હુમલા કરવા માંડયા ત્યારે આખો દેશ હિંદુ
ધર્મી હતો. બૌદ્ધધર્મ માત્ર બંગાળાના થોડા ભાગમાં છેલ્લા ડચકાંઓ
ભરતો હતો, જેને મુસલમાનોએ પૂરો કર્યો.

૨. શ્રી શંકરાચાર્ય:—હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કરનાર શ્રી
શંકરાચાર્યનો જન્મ મલબારમાં આવેલા કાલટી ગામમાં થયો હતો.
એમના જન્મના સમય સંબંધમાં મતભેદ છે, છતાં સામાન્ય રીતે તેઓ
ઇસ્વીસનના આઠમા સૈકામાં જન્મ્યા હતા એમ મનાય છે. એમના
પિતાનું નામ શિવગુરુ. શંકરની સાત વર્ષની ઉંમરે તેમના પિતા

ગુજરી જવાથી તેમની માતાએ તેમને ઉછેરીને મોટા કર્યા તથા જનોઇ દીધી જનોઇ દીધા પછી તેમને ગુરુને ત્યાં ભણવા મોકલ્યા તેઓ નાનપણથી જ અસાધારણ બુદ્ધિવાળા હોવાથી ટુંક મુદતમાં જ વેદ, વેદાંતાદિ સર્વ વિદ્યામાં પારંગત થઇ ઘેર આવ્યા એમની માતાએ તેમનાં લગ્નની તૈયારીઓ કરવા માંડી, પરંતુ શંકરનું ચિત્ત નાનપણથી જ જ્ઞાનમાર્ગ તરફ વળેલું હોવાથી તેમણે પરણવાની ના પાડી અને એકદમ સન્યાસ લેવાની મરજી બતાવી પણ મા તેમને રજા આપતાં નહોતાં પછી એક દહાડો એવું બન્યું કે શ્રી શંકર તથા તેમનાં માતુશ્રી નદીએ ન્હાવા ગયાં હતાં, ત્યાં એક મગરે શંકરને પગે બાઝી તેમને ઉંડા પાણીમાં ખેંચવા માંડ્યા તે વખતે શંકરે માતાજીને આજીજી કરી કે " માતુશ્રી, મને આ મરતા મરતા તો સન્યાસી થવાની રજા આપો " માતાએ પુત્રનું કલ્યાણ વાન્છી તેમ કરવાની રજા આપી ને પછી આશ્ચર્ય છે કે મગરે શંકરનો પગ છોડી દીધો અને તેઓ સહીસલામત કિનારે આવ્યા. પણ હવે તો તે સન્યાસી હતા, તેથી ઘેર જવાય તેમ નહોતું માટે ત્યાંથી તેઓ રીતસર દીક્ષા લેવા સારૂ ચાલી નીકળ્યા, અને નર્મદા કિનારે વસતા શ્રી ગોવિંદસ્વામી નામના વિદ્વાન સન્યાસીના આશ્રમમાં જઈ તેમના શિષ્ય થયા ત્યાંથી તેઓએ કાશી જઈ પોતાના અમાધારણ જ્ઞાન અને બુદ્ધિચાતુર્યથી વિદ્વાનોમાં નામના મેળવી શંકરે અદ્વૈત મતનો પ્રચાર કરવા માંડ્યો ઘણા રાજારાણા તેમના શિષ્ય થયા તે પછી શંકરે અનેક શિષ્યો સાથે રાજા જેવા ઠાઠથી હિંદુસ્તાનની ચારે દિશામાં ફરી દિગ્વિજય કર્યો શંકરાચાર્યના પહેલાં બૌદ્ધ ધર્મ ખખળી તો ગયેલ જ હતો, શંકરાચાર્યે તેને હિંદુસ્તાનમાંથી સમૂળો ઉખેડી નાખ્યો આખા હિંદુસ્તાનમાં ફરીને તેમણે શુદ્ધ હિંદુ ધર્મનો પ્રચાર કર્યો, અને હિંદુસ્તાનની ચારે દિશામાં મઠ સ્થાપ્યા એમણે ગીતા, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર વગેરે ધર્મગ્રંથો ઉપર સુંદર ભાષ્ય લખ્યાં છે તે સિવાય બીજા અનેક ઉત્તમ ગ્રંથો

લખ્યા છે, જે વિદ્વાનોમા હજી પણ વખણાય છે. ૩૨ વર્ષની વયે તેમણે બદરીકેદારમા (કેટલાકના મત પ્રમાણે કાંજીવરમમા) પોતાની જીવનલીલા સમાપ્ત કરી. ભાવિક લોકો એમને શિવના અવતાર તરીકે માને છે જગતના તત્ત્વજ્ઞનીઓમા શંકરાચાર્ય ઉચ્ચું સ્થાન ભોગવે છે.

એમણે સ્થાપેલો માર્ગ 'અદ્વૈત કિવા સ્માર્ત માર્ગ' અને એ મતને માનનાર સ્માર્ત કહેવાય છે. હાલ પ્રચલિત શૈવ માર્ગ એ અદ્વૈત કિવા સ્માર્ત માર્ગનો ફાંટો હોઇ તેના અનુયાયીઓ શૈવી કહેવાય છે

### ૩. સાહિત્ય અને વિજ્ઞાન —

**સાહિત્ય**—આર્યોની મૂળ ભાષા સસ્કૃત એ જ્ઞાનનો ભડાર છે. તત્ત્વજ્ઞાનના વિષયમા તો હિંદુઓની બરાબરી આજ પણ જગતની કોઇ પણ પ્રજાથી થઇ શકે તેમ નથી. સાહિત્ય અને વિજ્ઞાનના ક્ષેત્રોમા પણ આર્યોએ કરેલુ કાર્ય વખાણવા જોગ છે કાલિદાસ, ભારવી, ભવભૂતિ, બાણભટ્ટ, સોમદેવ, જયદેવ વગેરે કવિઓ અને કથાકારો હિદુ પ્રજાનુ ગૌરવ છે.

તેમણે લખેલા શાકુન્તલ, વિક્રમોર્વશીય, મેઘદૂત, રઘુવશ, કિરાતાર્જુનીય, કાદબરી, કથાસરિત્સાગર, પંચતત્ર અને ગીતગોવિદ વગેરે ગ્રંથો આજ પણ રસપૂર્વક વચાય છે એમાના કેટલાક પુસ્તકો તો એટલા બધા રસિક અને સુબોધદાયક છે કે તેમના તરજુમા દુનીઆની જુદી જુદી ભાષાઓમા થયા છે પ્રસિદ્ધ અરેબિયન નાઇટ્સ એ આપણા કથાસરિત્સાગરનો અનુવાદ છે. પચતત્ર અને હિતોપદેશની વાતોનો આનદ આજ પણ યૂરોપનો બાળવર્ગ લૂટી રહ્યો છે તે વખતના રાજાઓ પણ સાહિત્યરસિક હોઈ વિદ્વાને આશ્રય આપનારા હતા ભરથરી, હર્ષ અને ભોજ રાજાઓ પરે પણ કુશળ કવિ અને નાટકકાર હતા

**વિજ્ઞાન**—ખગોળ અને ગણિતનુ જ્ઞાન પણ આર્યોને વૈદિક કાળથી હતુ, અને તેમા વખત જતા તેમણે સારી પ્રગતિ કરી હતી ખગોળ અને બીજગણિત (એલ્જીબ્રા) સબંધી પ્રથમ લખનાર

આર્યભટ્ટ ઇ. સ.ના છઠ્ઠા સૈકામાં થયો. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે, તેના પુરાવા તથા સૂર્ય અને ચંદ્રનાં ગ્રહણ થવાનાં ખરાં કારણ એણે પોતાના ગ્રંથમાં લખ્યાં છે. એના પછી થયેલા વરાહમિહિર, બ્રહ્મગુપ્ત અને ભાસ્કરાચાર્ય પણ સમર્થ ખગોળવેત્તા અને ગણિતશાસ્ત્રીઓ હતા. બીજગણિતનાં જે પ્રમેયોની યુરોપનાં ગણિતશાસ્ત્રીઓને ઇ. સ. ના છેક અઢારમા સૈકા સુધી ખબર સુદ્ધાં નહોતી, તે પ્રમેયો ભાસ્કરાચાર્યે પોતાના સિદ્ધાંતશિરોમણિ ગ્રંથમાં ઇ. સ.ના ૧૨ મા સૈકામાં સ્પષ્ટ રીતે છોડવેલાં છે. ગણિત પરનો લીલાવતી ગ્રન્થ આજ પણ મશહૂર છે.

વળી, વૈદક વિદ્યામાં પણ આર્યોની કુશળતા અદ્ભુત હતી. રોગ, રોગનાં કારણ અને તેના ઉપાય તથા વાઢકાપનું પણ હિંદુઓને અચ્છું જ્ઞાન હતું. સિકંદરની સ્વારી સાથે આવેલા ગ્રીક પંડિતો લખી ગયા છે કે તે જમાનામાં ગ્રીસના મોટા મોટા વૈદ્યો જે રોગો મટાડી શકતા નહોતા તે રોગોના નિદાનમાં ભરતખંડના વૈદ્યો ખાસ પ્રવીણ હતા. સિકંદર પોતાની સાથે હિંદુસ્તાનના વૈદ્યોને લઇ ગયો હતો. ચરક અને સુશ્રુત નામના વૈદક ગ્રંથો આજ પણ પ્રસિદ્ધ હોય તેની અંદર જુદી જુદી શસ્ત્રક્રિયા અને તે માટેનાં ઓજારોનાં વર્ણન છે. આરબો એ વિદ્યા હિંદુઓ પાસેથી શીખ્યા અને તેમના દ્વારા પછી તે યુરોપમાં દાખલ થવા પામી. બગદાદના પ્રસિદ્ધ ખલિફા હારૂન-અલ-રશીદે પોતાના દરબારમાં બે હિંદુ વૈદ્યોને ખાસ તેડાવી રાખ્યા હતા.

રસાયણ વિદ્યામાં પણ હિંદુઓએ સારી પ્રગતિ કરી હતી. ધાતુઓનાં જારણમારણ તથા ઓક્સિજન અને ગંધકના સંયોગથી વિવિધ ક્ષારો બનાવવાની ક્રિયાઓ તેમને આવડતી હતી, એટલું જ નહિ પણ જુદા જુદા રોગો પર ધાતુનાં રસાયણો આપવાની પ્રથા પણ હિંદમાં ઘણા લાંબા સમયથી ચાલુ હતી. આરબો એ રીત

હિંદુઓ પાસેથી શીખ્યા અને પછી તેમની મારફત તે મધ્ય યુગમાં યૂરોપમાં દાખલ થઇ.

આ બધી વિદ્યાઓમાં હિંદુઓ અત્યંત કુશળ હતા અને તેમના પર તેમણે મોટા મોટા ગ્રંથો લખ્યા છે એ ખરૂં; તથાપિ બારમા સૈકા પછી દેશમાં જામેલી અવ્યવસ્થા અને અશાંતિને લીધે તથા રાજ્યાશ્રયના અભાવે તેમની આગળ પ્રગતિ થતી અટકી ગઇ. આરબો દ્વારા યૂરોપમા દાખલ થયેલી હિંદુઓની એ વિદ્યાઓમાં યૂરોપની પ્રજાઓ અત્યારે અજબ પ્રગતિ કરી રહી છે, ત્યારે હિંદુ વિજ્ઞાનશાસ્ત્રો સંજોગવશાત્ તેમની પૂર્વ સ્થિતિમાં સડયાં કરે છે, એટલું જ નહિ પણ હિંદુ પ્રજાને પોતાના એ પ્રાચીન ગૌરવનો ખ્યાલ સરખો પણ રહેવા પામ્યો નથી; એ બીના ખરેખર ખેદ ઉપજાવે તેવી છે.

૪. હુન્નરકળાઃ—હુન્નર અને કારીગરીની બાબતમાં પણ ભરતખંડની કીર્તિ પૂર્વે પુષ્કળ હતી. હિંદુસ્તાન દેશ તે વખતે અત્યારની માફક માત્ર કાચો માલ પેદા કરનાર દેશ નહોતો. હિંદુસ્તાનના કારીગરોને હાથે બનેલો માલ જથાબંધ પરદેશ ચડતો હતો, અને પૂર્વ તથા પશ્ચિમના બજારોમા તેની હોંસે હોંસે ખપત થતી હતી. ભાત ભાતના રેશમી અને કસબી વણાટકામ તથા ગરમ અને સુતરાઉ કાપડ દેશમા ઠેક ઠેકાણે તૈયાર થતા હતા. હિંદુસ્તાનના કાપડ માટે તે વખતે પડાપડી થતી હતી. કાપડ સિવાય સોના-ચાંદીનું નકશીકામ તથા હીરા મોતીનું જડાઉ કામ પણ સુંદર થતું હતું. ત્રાંબા પિત્તળના સુંદર ભાતીગર વાસણ બનતાં હતા, અને તેની ખ્યાતિ દેશ દેશાવરમા હતી. હાથીદાત, સાગ, સુખડ અને સીસમ પર સુંદર નકશીકામ પણ પુષ્કળ થતુ હતુ. શિલ્પવિદ્યામાં તો હિંદુઓ ઘણા જ આગળ વધ્યા હતા. તે વખતના તેમનાં ભવ્ય બાંધકામો—ગુફાઓ, દેવળો નહેરો વગેરે આજ પણ જોનારને છક કરી મેલે છે.

આ હુનરો ઉપરાંત રંગબેરંગી ચિત્રકામ તથા સંગીત જેવી લલિત કળાઓમા પણ હિંદુઓની કુશળતા અદ્‌ભુત હતી.

૫. વેપાર અને વસાયત:—પરદેશ સાથેનો હિંદુસ્તાનનો વેપાર ઘણા પ્રાચીન સમયથી ચાલુ હતો હિંદુ વેપારીઓ ચીન જવાની દરિયાઇ સફરો ખેડતા સિકંદરની સ્વારી પછી પશ્ચિમના મૂલકો સાથેનો વેપાર પણ ખીલ્યો. ઇ સ ના પહેલા સૈકામા રાતા સમુદ્રને માર્ગે અલેકઝાન્ડ્રીયા બંદર સાથેનો હિંદુસ્તાનનો વેપાર ધમધોકાર ચાલતો હતો રોમ અને વેનીસના વહાણો હિંદુસ્તાનના દક્ષિણાત બંદરોની સફરે આવતા હતા, તેની સાબીતી તરીકે રોમન સિક્કાઓ આજ પણ કોઇમ્બતુર અને મદુરા પરગણામા જડી આવે છે પાંડ્ય રાજાએ સીઝર પાદશાહ કને પોતાના એલચી મોકલ્યાની વાત પાછળ આવી ગઇ છે. એ એલચીમંડળ મોકલવાની મતલબ પણ મુખ્યત્વે કરી વેપાર ખીલવવાની હતી. પ્રભાસ, ખંભાત, ભરૂચ, થાણા, કોલ્ચો, કુમારી, મછલીપટ્ટણ અને તામ્રલિપ્ત એ તે વખતના મુખ્ય બંદરો હતા. તેમા ભરૂચની કીર્તિ વિશેષ હતી પિત્તળ, કલઇ, સીસુ, કાચ, સોનુ તથા રૂપુ એ જણસો મુખ્યત્વે પરદેશથી આયાત થતી હતી, ત્યારે જવાહીર, સુદર ચળકતુ માટી-કામ, સુતરાઉ અને રેશમી કાપડ, મલમલ, સુગંધી તેલો, અર્કો અને તેજાના તેમજ હાથીદાત અને બીજુ નકશીકામ વગેરે માલ આપણે ત્યાથી પરદેશ ચડતો હતો હિંદુસ્તાનના સોની ખાસ વખણાતા હોઇ મનાઈના અખાતમા તે પુષ્કળ પાકતા હતા

વસાયત —અસલના ક્ષત્રિયો જેમ નૌકાયુદ્ધમા કુશળ હતા તેમ વૈશ્યો વહાણવટુ ખેડવામા પણ તેવા જ હુશિયાર હતા યૂરોપીયન લોકો તે વખતે એ બાબતમા હિંદુસ્તાનના લોકો કરતા ઘણા જ પાછળ હતા. તે સમયે યૂરોપના ખલાસીઓની આટલાંટિક મહાસાગરમા કે આફ્રિકાના દક્ષિણ છેડા સુધી જવાની છાતી ચાલતી નહોતી, ત્યારે આપણા કાઠીયાવાડી ખલાસીઓ પૂર્વ તરફ આફ્રિકાના

દક્ષિણ કિનારા લગી બેધડક સફરો કરતા હતા. એટલું જ નહિ પણ એમાના ઘણે ઠેકાણે તેમણે પોતાના સસ્થાનો સ્થાપી હિંદુ ધર્મ તથા સુધારો દાખલ કર્યા હતા ઉત્તરમા ઈરાન અને મધ્ય એશિયાના મૂલકો તથા ચીન સાથે ખુશ્કી માર્ગે પણ બહોળા પાયા પર વેપાર ચાલતો હતો મુસલમાનોનું જોર વધતા તે વહેવાર સદતર બધ પડ્યો.

---

## પ્રકરણ ૭ મુ

---

## ગીજનીના તુર્ક રાજા (ચાલુ)

### સુલતાન મહમૂદની સ્વારીઓ.

**૧. સુલતાન મહમૂદની પ્રતિજ્ઞા:**—રાજ્યારોહણ પછીના ચાર વર્ષ સુલતાન મહમૂદે પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવામા તથા પશ્ચિમ તરફના મૂલકો જીતી રાજ્યમા વધારો કરવામા ગાળ્યા ખોરાસાન વગેરે પ્રાતો જીતી લઇને સામાની વંશનો એણે અત આણ્યો, ઇ. સ ૯૯૯. મહમૂદ જેવો શૂરો હતો તેવો જ ભારે મહત્ત્વાકાક્ષી હતો તેથી બગદાદના ખલિફાએ ડરી જઇ તેને બહુમાન પોશાક મોકલી આપી ગીજની અને ખોરાસાનના સુલતાન તરીકે સ્વીકાર્યો આ પરથી હવાવેશમા આવી જઇ તથા ધર્મઝનૂનથી પ્રેરાઇ તેણે પ્રતિજ્ઞા કરી કે "હિંદુસ્તાનના કાફરો* સાથે ધર્મયુદ્ધ કરતો દર વર્ષે જગત મને જોશે" સુલતાન મહમૂદ પોતાની પ્રતિજ્ઞા અક્ષરેઅક્ષર પાળી ન શક્યો, તોપણ તેની મતલબ એણે ઘણે અંશે પાર પાડી

* 'કાફર' તેમજ 'મ્લેચ્છ' શબ્દોનો અર્થ 'પરધર્મી' એટલો જ

આ ઉપરાંત ઉપગત રંગબેરંગી ચિત્રકામ તથા સંગીત જેવી લલિત કળાઓમાં પણ હિંદુઓની કુશળતા અદ્ભુત હતી.

૫. વેપાર અને વસાયત:—પરદેશ સાથેનો હિંદુસ્તાનનો વેપાર ઘણા પ્રાચીન સમયથી ચાલુ હતો. હિંદુ વેપારીઓ ચીન જવાની દરિયાઈ મફરો ખેડતા. સિકંદરની સ્વારી પછી પશ્ચિમના મૂલકો સાથેનો વેપાર પણ ખીલ્યો. ઈ. સ. ના પહેલા સૈકામાં રાતા સમુદ્રને માર્ગે અલેક્ઝાંડ્રીયા બંદર સાથેનો હિંદુસ્તાનનો વેપાર ધમધોકાર ચાલતો હતો. રોમ અને વેનીસના વહાણો હિંદુસ્તાનના દક્ષિણાત બંદરોની સફરે આવતા હતા, તેની સાબીતી તરીકે રોમન સિક્કાઓ આજ પણ કોઈમ્બતુર અને મદુરા પરગણામાં જડી આવે છે. પાંડ્ય રાજાએ સીઝર પાદશાહ કને પોતાના એલચી મોકલ્યાની વાત પાછળ આવી ગઈ છે. એ એલચીમંડળ મોકલવાની મતલબ પણ મુખ્યત્વે કરી વેપાર ખીલવવાની હતી. પ્રભાસ, ખંભાત, ભરૂચ, થાણા, કોલ્ચો, કુમારી, મચ્છીપટ્ટણ અને તામ્રલિપ્ત એ તે વખતના મુખ્ય બંદરો હતા. તેમા ભરૂચની કીર્તિ વિશેષ હતી. પિત્તળ, કલઈ, સીસું, કાચ, માનુ તથા રૂપું એ જણસો મુખ્યત્વે પરદેશથી આયાત થતી હતી, ત્યારે જવાહીર, સુંદર ચળકતું માટી-કામ, સુતરાઉ અને રેશમી કાપડ, મનમત, સુગંધી તેલો, અર્કો અને તેજાના તેમજ હાથીદાંત અને બીજું નકશીકામ વગેરે માલ આપણે ત્યાંથી પરદેશ ચડતો હતો. હિંદુસ્તાનના મોતી ખાસ વખણાતા હોઈ મનારના અખાતમાં તે પુષ્કળ પાકતા હતા.

વસાયત—અમલના ક્ષત્રિયો જેમ નૌકાયુદ્ધમાં કુશળ હતા તેમ વૈશ્યો વહાણવટું ખેડવામાં પણ તેવા જ હુશિયાર હતા. યૂરોપી-યન લોકો તે વખતે એ બાબતમાં હિંદુસ્તાનના લોકો કરતા ઘણા જ પાછળ હતા. તે સમયે યૂરોપના ખલાસીઓની આફ્રિકાના મહાસાગરમાં કે આફ્રિકાના દક્ષિણ છેડા સુધી જવાની છાતી ચાલતી નહોતી, ત્યારે આપણા કાઠીયાવાડી ખલાસીઓ પૂર્વ તરફ આફ્રિકાના

દક્ષિણ કિનારા લગી બેધડક સફરો કરતા હતા એટલુ જ નહિ પણ એમાના ઘણે ઠેકાણે તેમણે પોતાના સસ્થાનો સ્થાપી હિંદુ ધર્મ તથા સુધારો દાખલ કર્યા હતા ઉત્તરમા ઈરાન અને મધ્ય એશિયાના મૂલકો તથા ચીન સાથે ખુશ્કી માર્ગે પણ બહોળા પાયા પર વેપાર ચાલતો હતો મુસલમાનોનું જોર વધતા તે વહેવાર સદતર બંધ પડ્યો

---

## પ્રકરણ ૭ મુ

---

## ગીજનીના તુર્ક રાજા (ચાલુ)
## સુલતાન મહમૂદની સ્વારીઓ.

**૧. સુલતાન મહમૂદની પ્રતિજ્ઞા:**—ગજ્યારોહણ પછીના ચાર વર્ષ સુલતાન મહમૂદે પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવામા તથા પશ્ચિમ તરફના મૂલકો જીતી રાજ્યમા વધારો કરવામા ગાળ્યા ખોરાસાન વગેરે પ્રાતો જીતી લઈને સામાની વશનો એણે અત આણ્યો, ઇ સ ૯૯૯ મહમૂદ જેવો શૂરો હતો તેવો જ ભારે મહત્ત્વાકાક્ષી હતો તેથી બગદાદના ખલિફાએ ડરી જઈ તેને બહુમાન પોશાક મોકલી આપી ગીજની અને ખોરાસાનના સુલતાન તરીકે સ્વીકાર્યો આ પરથી ઉપાવેશમા આવી જઈ તથા ધર્મઝનૂનથી પ્રેરાઈ તેણે પ્રતિજ્ઞા કરી કે 'હિંદુસ્તાનના કાફરો * સાથે ધર્મયુદ્ધ કરતો દર વર્ષે જગત મને જોશે" સુલતાન મહમૂદ પોતાની પ્રતિજ્ઞા અક્ષરેઅક્ષર પાળી ન શક્યો, તોપણ તેની મતલબ એણે ઘણે અશે પાર પાડી

* 'કાફર' તેમજ 'મ્લેચ્છ શબ્દોનો અર્થ 'પરધર્મી' એટલો જ

ઇ. સ. ૧૦૦૦ થી ૧૦૨૬ સુધીનાં છવીસ વર્ષોમાં તેણે એકંદર સત્તર * સ્વારીઓ હિંદુસ્તાન પર કરી, જેમાંની બાર ખાસ પ્રસિદ્ધ છે.

૨. સુલતાન મહમૂદની સ્વારીઓનાં બીજાં કારણઃ—

(૧) એની પહેલાંના મુસલમાન સરદારોએ મોટાં મોટાં પરાક્રમો વડે ધર્મની વૃદ્ધિ કરી નામના મેળવી હતી. તે જ પ્રમાણે મૂર્તિપૂજક હિંદુસ્તાન દેશ ઉપર સ્વારીઓ કરી ઇસ્લામનો ઝંડો ફરકાવવાની તેને જબરદસ્ત ઇચ્છા ઉત્પન્ન થઇ. આ કામમાં તેને ફતેહ મળવાની પણ લગભગ ખાત્રી હતી, કેમકે હિંદુસ્તાનમાં તે વખતે નાનાં નાનાં અનેક રાજ્યો હોઇ તેમનામાં જોઇએ તેવો સંપ નહોતો, એ તે સારીપેઠે જાણતો હતો.

(૨) હિંદુસ્તાનની અઢળક દોલત અને જાહોજલાલી વિષે નાનપણમાં તેણે વેપારીઓને મોઢે ઘણું સાંભળ્યું હતું, અને પછી મોટપણે બાપ સાથેની સ્વારીઓમાં શામેલ રહીને નજરે જોવાથી તે વાતની એને ખાત્રી થઇ હતી. તેથી એ અપાર સંપત્તિને લૂંટી લાવવાનો લોભ પણ તેનામાં જાગ્રત થયો હતો.

(૩) તેની પાસે પુષ્કળ ફોજ હતી અને તેમાં તેના પરાક્રમ તથા નામથી ખેંચાઇ આવેલા અને ઝનૂની સિપાઇઓની ભરતી થયા જ કરતી હતી. આવી ગંજાવર ફોજને નવરી બેસાડી રાખી

---

* સુલતાન મહમૂદની સ્વારીઓ અને તેમના ક્રમ વિષે વિદ્વાનોનો મતભેદ છે. ઈલિયટ સાહેબનો ક્રમ નીચે મુજબ છેઃ—

૧ સરહદ પરના કિલ્લા—૧૦૦૦, ૨ પેશાવર અને વાહિંદ ૧૦૦૧, ૩. ભાટીયાના રાજા વિજયપાલ ૧૦૦૪, ૪. મુલતાન ૧૦૦૬, ૫ નવાસા વિરુદ્ધ ૧૦૦૭, ૬. નગરકોટ ૧૦૦૮, ૭. નારાયણ (પાણીપત પાસે) ૧૦૦૮, ૮. મુલતાન ૧૦૧૦, ૯. નિંદુણ 1013, ૧૦. થાણેશ્વર ૧૦૧૪, ૧૧. લોહકોટ ૧૦૧૫, ૧૨. મથુરા અને કનોજ ૧૦૧૮, 13. શાહિબ ૧૦૨૧, ૧૪. કિરાત, લોહકોટ, લાહોર ૧૦૨૨, ૧૫ ગ્વાલિયર તથા કલિંજર ૧૦૨૩, ૧૬. સોમનાથ ૧૦૨૫–૨૬, ૧૭ જાટ વિરુદ્ધ ૧૦૨૬.

ગાંહના રોટલા ખવડાવવ નું તેને ડહાપણભર્યું ન લાગ્યુ. ફોજને તે ઘણો વહાલો હતો અને પોતાના રાજ્યમા તેણે સર્વ જાતનો બંદોબસ્ત કર્યો હતો. તેથી હિંદુસ્તાન પર સ્વારીઓ લઇ જઇ ધન અને નામના મેળવવામા તેને કોઈ જાતની અડચણ રહી નહિ.

**૩. પહેલી સ્વારી**·—ઈ. સ. ૧૦૦૧—પોતાની ધારેલી મતલબ પાર પાડવાના હેતુથી સુલતાન મહમૂદે પહેલી સ્વારી ઇ. સ. ૧૦૦૧મા પંજાબ પર કરી. નવેમ્બર માસ બેસતા તે ૧૫૦૦૦ ઘોડેસ્વારોની ફોજ લઇને ગીજનીથી નીકળ્યો, અને પેશાવરના મેદાનમાં આવી તેણે પડાવ નાખ્યો લાહોરનો રાજા જયપાળ પણ લશ્કર જમાવી સિંધુ નદીને સામે પાર તેની સાથે લડવા ગયો જયપાળનું લશ્કર મોટું હતુ, અને તેમા ૩૦૦તો રણકુશળ હાથી હતા; પરંતુ મુસલમાનોની સરખામણીમા તેના લશ્કરની વ્યવસ્થા બહુ ખામીભરેલી હતી. તેથી રજપૂતો જો કે બહુ બહાદુરીથી લડ્યા, છતા તેમની હાર થઇ અને જયપાળ તથા તેના પદર સબધીઓ મહમૂદના હાથમા કેદ પકડાયા જયપાળનુ સઘળુ ઝવેરાત, બીજી પુષ્કળ લૂંટ તથા અસખ્ય ગુલામો મહમૂદને હાથ લાગ્યા. મહમૂદ ગમે તેવો ઝનૂની અને ધનલોભી હતો, છતા પણ તે ઘાતકી નહોતો વગર રોગની નિર્દય કતલ તે ભાગ્યે જ કરતો; તેથી દર વર્ષે ખડણી લેવાની શરત કરીને તેણે જયપાળ તથા તેના સાથીઓને છૂટા કર્યા અને લાહોર નજીકનુ ભટીંડા શહેર લૂંટીને તે પાછો ગીજની ચાલ્યો ગયો.

[આ પ્રમાણે ત્રણ વાર મુસલમાનોને હાથે હાર પામ્યાથી જયપાળ ઘણો જ શર્મિંદો બની ગયો. ક્ષત્રિયોના સ્વભાવ પ્રમાણે પોતાની અપકીર્તિ તેનાથી સહન થઇ શકી નહિ તેથી લાહોરની ગાદીએ પોતાના પુત્ર આનંદપાળને બેસાડી જયપાળ જીવતો ચિતામા બળી મુઓ ]

**૪. બીજી સ્વારી**:—ઈ. સ. ૧૦૦૪—જયપાળે કબૂલ કરેલી ખંડણી આનદપાળે તો આપવાની હા પાડી પરંતુ મુલતાનની દક્ષિણે આવેલા ભાટીયાના રાજા વિજયપાળે પોતાનો હિસ્સો આપવાની સાફ ના પાડી; એટલું જ નહિ પણ સુલતાનની સત્તાનો તે ઉઘાડે છોગે અવગણના કરવા લાગ્યો આથી ખીજવાઇ મહમૂદ તેને સજા કરવા નીકળ્યો. લડાઇમા

[illegible]

તેણે શરૂઆતમાં પાછા વાળ્યો અને મુસલમાનોને રણભૂમિમાં ટકવું ભારે થઇ પડયું: એટલે મહમૂદે પોતાના લશ્કરમાં જુસ્સો લાવવા સારૂ એક અજબ યુક્તિ કરી. મક્કા ભણી મોં રાખી તે બધાના દેખતાં ઘુંટણએ પડયો અને આજીજીપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરી. પછી જાણે ગેબી મદદ મળવાની પોતાની ખાત્રી થઈ હોય તેમ તે એકાએક ઉભો થયો, અને લશ્કરને ઉદ્દેશી બોલ્યો; " બીરાદરો ! હવે બીશો નહિ, અલ્લાએ આપણને ફતેહ બક્ષી છે, દુશ્મનો પર વેગથી ધસો. " મુસલમાનોના આ ઝનૂની હુમલા સામે રજપૂતો ટકી શક્યા નહિ વિજયરાય કિલ્લામાં જઈ ભરાયો, પરંતુ મુસલમાનોએ તે પણ જીતી લીધાથી છેવટે તે સિંધુ તરફના જંગલમાં નાસી ગયો. એનું રાજ્ય મહમૂદે પોતાના રાજ્ય સાથે જોડી દીધું અને પુષ્કળ લૂંટ સાથે તે પાછો ગીઝની ફર્યો.

૫ ત્રીજી સ્વારીઃ—ઇ.સ ૧૦૦૫—અબ્બાસીને મુલતાન પર ચડાઇ કરી ત્યાંના આરબ સંસ્થાનિકને પોતાનો માંડળિક બનાવ્યો હતો પરંતુ તેના મરણ પછી અબ્દુલ ફતેહલોદી નામનો સંસ્થાનિક ખંડણી આપવાની ના પાડી આનંદપાળને મળી ગયો; તેથી મહમૂદે પેશાવરને રસ્તે ફરીથી પંજાબ પ્રાંત પર સ્વારી કરી. આનંદપાળ હારીને કાશ્મીર ભણી નાસી ગયો અને ફતેહલોદી ચડેલી ખંડણી આપી સુલતાનને તાબે થયો એવામાં એના સસરા ઇલિકખાને ગીઝની પર ચડાઇ કરવાની બાતમી મળવાથી પંજાબનો સંપૂર્ણ બંદોબસ્ત કર્યા વગર મહમૂદ તાબડતોબ ગીઝની ગયો અને ઇલિકખાનને પાછો કાઢયો, ઇ. સ ૧૦૦૫

૬. ચોથી સ્વારીઃ—ઈ. સ. ૧૦૦૫–૦૬—ઇલિકખાન સામે જતી વખતે સુલતાન મહમૂદ હિંદુસ્તાનમાના પોતાના મુલકનો વહીવટ સેવક અથવા સુખપાલ નામના એક વટલેલા હિંદુને સોંપી ગયો હતો. આ સુખપાલે મહમૂદના ગયા પછી બંડ કરી હિંદુઓ સાથે સંપ કર્યો, તેથી ઈલિકખાનને હરાવી પાછે પગલે મહમૂદ પંજાબમાં આવ્યો, અને ઓચિંતો છાપો મારી સુખપાલને કેદ કરી ગીઝની લઇ ગયો.

**૭. પાંચમી સ્વારી—આનંદપાળની હાર ( ઇ. સ. ૧૦૦૮).**—મુલતાનની સ્વારી વખતે ફતેહલોદીનો પક્ષ લઇ આનંદપાળ સામો થયો હતો, એ વાત મહમૂદ વિસરી ગયો નહોતો. બીજા

રાજકાજમાંથી પુરમદ મળતા જ તેણે આનંદપાળને સજા કરવાની જબરી તૈયારી કરવા માંડી આણીગમ આનંદપાળને પણ તેની ખબર થતા તેણે ઉત્તર હિંદુસ્તાનના સઘળા રાજાગણાઓમાં ધર્મનો જુસ્સો પેદા કરી પોતાની મદદે બોલાવ્યા. ઉજ્જન, કલિંજર, ગ્વાલિયર, અજમેર, કનોજ ને દિલ્હીના રાજાઓ પોતપોતાના લશ્કર સાથે હિંદુધર્મની વ્હારે ધાયા આનંદપાળના પ્રયત્નથી હિંદુ ધર્મનું અભિમાન આખા દેશમાં એવું તો જાગૃત થયું હતું કે પહાડમાંના જંગલી લોકો પણ પોતપોતાના તીર કામઠા લઇ આવ્યા, અને સ્ત્રીઓએ પણ પોતાના દાગીના અને જરઝવેર વેચીને આ ધર્મયુદ્ધમાં નાણા મોકલી આપ્યા હિંદુ ધર્મનું રક્ષણ કરવા અને પરદેશીઓને ભરતખંડમાંથી હાંકી કાઢવાનો આવો જબરો પ્રયત્ન પૂર્વે કદી થયો નહોતો, અને તે પછી થયો પણ નથી. ઇ સ ૧૦૦૮ ની વસંત ઋતુમાં હિંદુ મુસલમાનોના સૈન્ય પેશાવરના મેદાનમાં સામસામે થયા હિંદુ લશ્કરની હરોલમાં ૩૦૦૦૦ પહાડી ગક્કર લોકો ઉઘાડે પગે ને ઉઘાડે માથે ધનુષ્યબાણ લઇ ગોઠવાયા હતા આ ગક્કર લોકો જબરો ધસારો કરી મહમૂદની છાવણીમાં ઘુસી ગયા અને ચોગરદમ એવી તો કતલ ચલાવવા માંડી કે મુસલમાન સૈન્યમાં હાહાકાર વર્તી રહ્યો પાછળથી રજપૂતો પણ વેગમાં તૂટી પડયા. એટલે મુસલમાનોના પગ પાછા પડવા માંડયા અને મહમૂદ નાસવાની અણી ઉપર હતો, તેવામાં અકસ્માત આનંદપાળના હાથીને બળતું તીર વાગવાથી તે ભાગીને નાસવા લાગ્યો આથી રજપૂતો સમજ્યા કે તેમનો સરદાર રણભૂમિ છોડી નાસી જાય છે. એટલે પછી પૂછવું જ શું? સરદાર માટે જ લડનારા હિંદુ લશ્કરમાં એકાએક ભંગાણ પડયું, અને નાસતા દુશ્મનોની પૂંઠે પડવાને બદલે તેમણે પોતે જ નાસવા માંડયું. અર્થાત્ કે પૂર્વે પૌરવ અને દાહિર રાજાના સબંધમાં બન્યું હતું તેમ આ વખતે પણ હિંદુઓની જીતની બાજુ પલકમાં પલટાઇ ગઇ ચતુર મહમૂદ આ તકનો લાભ લેવા ચૂકે તેમ નહોતો.

નાસતા દુશ્મનોનો એ દિવસ પૂંઠ પકડી તેણે તેમનો પુષ્કળ કચ્ચરઘાણ વાળ્યો. આ બનાવથી હિંદુ રાજમંડળમાં સુલતાન મહમૂદના નામની એવી સજ્જડ દહેશત પેસી ગઈ કે તે પછી એની સામે એકજૂથ થવાનું સાહસ જ તેઓ કરી શક્યા નહિ.

૮. નગરકોટની લૂંટ (ઇ. સ. ૧૦૦૮-૯):—આનંદપાળને હરાવી મહમૂદ પાધરો નગરકોટ પર ચડ્યો. આ નગરકોટ અથવા કાંગ્રાગઢ હિમાલયના દક્ષિણ ઢોળાવ પર બિયાસ નદીને કાંઠે આવેલું હોઇ જ્વાળામુખીને લીધે તે સ્થાન હિંદુઓમાં ખાસ પવિત્ર મનાતું હતું. ત્યાંના દેવાલયમાં હિંદુ ગજાગજવાડાઓ તરફથી આવેલી મોટી મોટી ભેટોને લીધે પુષ્કળ સંપત્તિ ભેગી થઇ હતી. કાંગ્રાનું ઘણુંખરૂં લશ્કર આનંદપાળના તેડાવ્યાથી રણભૂમિ પર ગયાથી દેવળ પાસે જોઇયે તેવો બંદોબસ્ત નહોતો, તેમજ આવી મોટી હાર પછી કોઈ હિંદુ રાજેશ્વરો તેના બચાવ માટે દોડી આવે તેમ નહોતું. તેથી મહમૂદને તે પોતાની મનગમતી રીતે લૂંટી લેવાનો સુંદર લાગ મળ્યો. આ લૂંટમા તેને પૂર્વે કદી નહિ દીઠેલું તેવું બેસુમાર દ્રવ્ય મળ્યું. ફેરિસ્તાના વર્ણન મુજબ એ પ્રસંગે સાત લાખ સોનાના દિનાર,* ૭૦૦ મણ+ સોનારૂપાના દાગીના, ૨૦૦ મણ સોનાની લગડી, ૨૦૦૦ મણ ચાંદી તથા ૨૦ મણ મોતી, હીરા વગેરે ઝવેરાત મહમૂદ પોતાની સાથે ગીજની લઈ ગયો. તેમાં એક વાળીને ખસેડી શકાય તેવો નક્કર ચાંદીનો તંબુ બહુ જ સરસ હતો. મૂર્તિ ભાંગવાની શરૂઆત પણ મહમૂદે અહિંથી જ કરી.

---

* મુસલમાનોનું સોનાનાણું. અરબી દિનાર વજનમા અર્ધા ગીની જેટલો હોઈ તેની કિંમત લગભગ આઠ રૂપિયા ગણાય.

+ હિંદુસ્તાની મણ ૪૦ શેરનો, ઇરાની મણ ૧૧ શેરનો અને અરબી મણ બશેરનો ગણાય છે. આખી મણ ગણતાં પણ આ લૂંટની કિંમત ઘણી ભારે થાય.

૯. મુલતાન પર બીજી સ્વારી (ઈ. સ. ૧૦૧૦)—મુલતાનના સંસ્થાનિક ફ્તેહલોદીએ ફરી માથું ઉંચકયાથી મહમૂદે તેના પર સ્વારી કરી, મુલતાન લીધું, અને ફ્તેહલોદીને પકડી ગીજની લઇ ગયો.

૧૦. થાણેશ્વરની ચઢાઇ—નગરકોટની લૂંટ પછી મહમૂદનો દેવળો લૂંટવાનો અને મૂર્તિઓ ભાંગવાનો ચટક વધ્યો હતો. લગભગ દરેક વર્ષે તે એવી લૂંટફાટ અને ભાંગફોડ કરી ગીજની પાછો ફરતો. દિલ્હીની પાસે આવેલા થાણેશ્વરના દેવળમાં પુષ્કળ સંપત્તિ એકઠી થયેલી છે એવી ખબર મળતાં ઇ સ. ૧૦૧૨માં તે થાણેશ્વર પર ચડયો. થાણેશ્વરનો નાશ થતો બચાવવા સારૂ આનંદપાળે બહુ બહુ પ્રયત્ન કર્યા, થાણેશ્વરની સઘળી ઉપજ સુલતાનને પહોંચતી કરવાની તેણે માગણી કરી; પણ 'ગાઝી'+ અને 'બુતશિકન'* તરીકેની કીર્તિ મેળવવા ઉત્સુક થયેલો સુલતાન એકનો બે થયો નહિ. આનંદપાળે આ વેળા ફરીને પાછું હિંદુ ધર્મનું અભિમાન જાગૃત કરવાનો પ્રયાસ કર્યો પણ તે નિષ્ફળ નીવડયો. મહમૂદ કૂચ પર કૂચ કરતો થાણેશ્વર પહોચ્યો, અને શહેર તથા દેવાલયોમાં યથેચ્છ લૂંટ કર્યા પછી દેવળોને જમીનદોસ્ત કરીને મૂર્તિઓના તેણે ટુકડે ટુકડા કરી નાખ્યા. ત્યાંથી પછી દિલ્હી સુધી જવાની એની મરજી હતી, પરંતુ તેની પૂંઠે આનંદપાળ ખટપટ કરતો હોવાથી તથા મુલતાનની સ્થિતિ પણ ડામાડોળ હોવાના કારણે તે ૨૦૦૦૦૦ કેદીઓ અને પુષ્કળ દોલત લઇને ગીજની પાછો ફર્યો.

૧૧. કાશ્મીરની સ્વારીઓ—ઇ. સ. ૧૦૨૩ની સાલમાં મહમૂદે નિંદુણગઢ જીતી લઇ કાશ્મીરમા ઘુસવાનો પ્રયત્ન કર્યો. પરંતુ અભેદ્ય પર્વતોની ઓથે રહી લડતા બહાદુર કાશ્મીરીઓ આગળ તેનું કંઇ નહિ ચાલ્યાથી તેને પાછા ફરવું પડયું. બીજે વરસે પાછો ફરી તેણે કાશ્મીર જીતવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાએ તેને પહેલાં જેટલું જ નિરાશ થવું પડ્યુ.

૧૨. કનોજ અને મથુરાં પર સ્વારી—(ઈ. સ. ૧૦૧૭) કાશ્મીરમાં મળેલી નિષ્ફળતા પછી બે ત્રણ વર્ષ મહમૂદ ઠંડો પડયો લાગે છે, પરંતુ તે પછી વધુ વખત તે લૂંટની લાલચને રોકી શકયો નહિ. અત્યાર સુધી

+ ધર્મયુદ્ધ કરનાર
* મૂર્તિ ભાંગનાર

તેનો દરોડો પંજાબની આજુબાજુના જ પ્રદેશમાં હતો પંજાબની પેલીમેર તે ઉતર્યો ન હતો તેથી તે તરફના રાજ્યો ભડકી ગએલ હતા. એ તકનો લાભ લઇ ગંગા કાંઠાના ધનાઢ્ય શહેરો લૂંટવાનો તેણે બેત રચ્યો. એક લાખ સ્વાર ને વીસ હજાર પાયદળની જંગી ફોજ સાથે નીકળી હિમાલયની તળેટીને માર્ગે માર્ગે કૂચ કરતો તે એકાએક કનોજ પર તૂટી પડ્યો પોતાની મતલબ કોઈના પણ જાણવામાં ન આવે તે બાબત તેણે ખાસ સાવધગીરી રાખી હતી કનોજનો રાજા રાજ્યપાળ આ ઓચિંતા હુમલા માટે તૈયાર ન હોવાથી વગર લડ્યે જ સુલતાનને તાબે થઇ ગયો તેથી મહમૂદે તેની કનેથી પુષ્કળ નજરાણો લઇ તેને પોતાનો ખંડીઓ બનાવ્યો અને તેને અથવા તેની રાજધાનીને કોઈ પણ જાતનો વિશેષ ઉપદ્રવ કર્યો નહિ

કનોજથી નીકળેલો મહમૂદ મથુરા ભણી ગયો મથુરા વૈષ્ણવોનુ મોટુ ધામ હોઈ ત્યાંના મંદિરોની શોભા અને સંપત્તિ અનુપમ હતી મહમૂદે એકેએક મંદિરને લુંટી લીધુ અને તેમાંની પ્રચંડ સોનારૂપાની મૂર્તિઓને ગળાવી અઢળક દોલત પોતાની સાથે લઇ ગયો જતી વખતે તેણે ઘણાખરા મંદિરોનો નાશ કરાવ્યો હતો, છતાં તેમાંના કેટલાકની ભવ્ય અને સુંદર બાંધણી જોઈ સુલતાન એવો તો મોહ પામ્યો હતો કે તેમને એણે ખાસ પ્રયત્નપૂર્વક બચાવરાવ્યાં§ એટલુ જ નહિ પણ હિંદુસ્તાનમાંથી કારીગરો લઇ જઈ તેમની કને એ નમૂનાની સુંદર ઇમારતો તેણે ગીઝનીમાં બંધાવી ગીઝની શહેરને શોભાવ્યુ

---

§ કનોજ અને મથુરાની સુંદર ઇમારતોએ મહમૂદ જેવા ઝનૂનીના હૃદય પર પણ કેવી છાપ પાડી હતી, તે એણે ગીઝનીમાંના પોતાના વજીર પર લખેલા નીચેના પત્ર પરથી જણાશે —

"અહિંયાં હજારો સુંદર ઇમારતો છે જેમાંની ઘણીએક આરસ પહાણની હોઇ દીન—ઈ—ઇસ્લામના જેટલી મજબૂત છે કનોજ શહેરને આવા વૈભવવાળુ બનાવવામાં કરોડો દિનારનો ખર્ચ થયા હશે એમાં સંદેહ નહિ આવી સુંદર અને મજબૂત ઇમારતો બસો વર્ષ જેટલી લાંબી મુદતમાં પણ બંધાવી અશક્ય છે '

**૧૩. કલિંજર પર સ્વારી:**—કનોજનો રાજા રાજ્યપાળ રજપૂત ધર્મથી વિરુદ્ધ વર્તી વગર લડયે મહમૂદને તાબે થઇ ગયો. એટલું જ નહિ પણ તે પછી પણ મુસલમાનો સાથે તે સહકારભર્યું વર્તન ચલાવતો હતો, તેથી બીજા રજપૂત રાજાઓ તેના પર ગુસ્સે થયા અને તેમણે બધાએ તેની સામે એકસંપ કર્યો. તેમાં કલિંજરના રાજા નંદરાયે તો કનોજ પર ચડાઇ કરી કનોજને ઘેરી લીધું. આથી રાજ્યપાળે પોતાની દુર્દશાના સમાચાર મહમૂદને મોકલી આપી મદદ માટે એકદમ આવવા વિનંતિ કરી. મહમૂદ એ સમાચાર મળતા લશ્કર લઇ ગીજનીથી નીકળ્યો. પરંતુ તેના આવી પહોચતાં પહેલાં નંદરાયે કનોજને હસ્તગત કરી રાજ્યપાળને મારી નાખ્યો હતો. આથી મહમૂદ ખીજવાઇને નંદરાજને સજા કરવા કલિંજર પર ચડયો. નંદરાજ ડરનો માર્યો જંગલમા નાસી ગયો. એટલે મહમૂદ તેનો મૂલક લૂંટી તથા ઉજ્જડ કરી પાછો ગયો.

લાહોરનો રાજા જયપાળ બીજો (આનંદપાળનો છોકરો) રાજ્યપાળ સામેના સંપમા સામેલ થવાથી, મહમૂદે પાછા ફરતી વેળા લાહોરને કબજે કરી પંજાબનું રાજ્ય ખાલસા કર્યું. પંજાબ ગીજનીના રાજ્યનો એક પ્રાંત બન્યો. પંજાબની એ જ જીત આગળ જતાં હિન્દુસ્તાનમા મુસલમાની રાજ્યના પાયારૂપ નીવડી, ઈ. સ. ૧૦૨૧.

વળી એજ અરસામાં મહમૂદે કાબુલના હિંદુ રાજ્યને જીતીને ગીજની સાથે જોડી દીધુ.

કલિંજરના રાજાનો અપરાધ મહમૂદ ભૂલી જઇ શકયો નહિ. તેથી ઇ સ. ૧૦૨૩માં તેણે બીજી વાર કલિંજર પર સ્વારી કરી. રસ્તે આવતાં ગ્વાલીયરને ઘેરો ઘાલી ત્યાંના રાજા કનેથી ભારે ખંડણી કબુરાવી નંદરાય પણ આ વેળા ૩૦૦ હાથી તથા કિંમતી નજરાણા સાથે સંસ્કૃતમાં માનપત્ર અર્પણ કરી સુલતાનને તાબે થયો.

આ રીતે પૂર્વમાં છેક બંગાળાના સીમાડા પર્યંત ઇસ્લામી દોર બેસાડી મહમૂદ પાછો ફર્યો.

**૧૪. સોમનાથની સ્વારી** (ઈ. સ ૧૦૨૪–૨૫):—સુલતાન મહમૂદની સઘળી સ્વારીઓમાં આ સ્વારી સૌથી મોટી અને મહત્ત્વની છે. સોમનાથની લુંટમા મહમૂદને એટલું બધું દ્રવ્ય મળ્યું હતું કે

જેટલું બીજી કોઈ સ્વારીમાં મળ્યું ન હતું; તેથી આજ પણ મુસલમાન ભાઈઓ " સ્વારી કરવી તો સોમનાથની કરવી " એવી કહેવત વાપરે છે. સોમનાથ અથવા પ્રભાસપાટણ કાઠીવાવાડ દ્વીપકલ્પના એક ખૂણામાં આવેલું હોવાથી અત્યાર લગી મહમૂદના સપાટા-માંથી બચી ગયું હતું. પરંતુ તે પર સોમનાથના બ્રાહ્મણો એવી મગરૂરી કરવા લાગ્યા કે " સર્વ દેવોમાં અમારો સોમનાથ મોટો છે. બીજા દેવો પર અમારા સોમનાથનો કોપ થવાથી તેમના દેવાલયોનો નાશ થયો. સોમનાથ પર મુસલમાનો કદી ચડી આવે જ નહિ, અને કદાચ ચડી આવે તો તેમનો નાશ થયા વગર પણ રહે નહિ." બ્રાહ્મણોએ તો માત્ર સોમનાથનો મહિમા વધારવા ખાતર આ પ્રમાણે બડાઇ મારેલી, પરંતુ તેનું પરિણામ વિપરીત થયું. મહમૂદને કાને એ વાત પહોચતાં જ તેનો પિત્તો ઉછળી આવ્યો. સોમનાથની સંપત્તિ વિષે પણ તેણે સારી પેઠે સાંભળ્યું હતું. તેથી મૂર્તિપૂજકોની મગરૂરી તોડવા તથા અઢળક સંપત્તિ લૂંટી જવાના હેતુથી મોટી ફોજ સાથે મહમૂદ ખૈબરઘાટને માર્ગે હિંદમાં પેઠો. ઇ. સ ૧૦૨૪ના ઓક્ટોબર માસમાં મુલતાન આવી ત્યાંથી બેઇતી તૈયારી કરી તે એકદમ અજમેર ચડ્યો અજમેરનો રાજા મુસલમાનોના આ અચાનક હુમલા માટે બીલકુલ તૈયાર નહોતો, તેથી તે અજમેર છોડી નાસી ગયો. મહમૂદને અજમેરનું કામ નહોતું, તેથી તે તો લાગલો અણહિલવાડ આવ્યો. ત્યાંનો રાજા પણ ગભરાટથી નાસી ગયેલો હોવાથી મહમૂદને સોમનાથ ભણી જતાં રોકનાર કોઇ જ નહોતું. આથી મહમૂદ વગર રોકાવટે સીધો સોમનાથ આવી ઉભો રહ્યો.

સોમનાથ મંદિરને ફરતો મજબૂત કોટ હોઇ તેના રક્ષણ માટે એક લશ્કરી ટૂકડી પણ રહેતી હતી. તેણે મુસલમાનોને આવતા જોઈ કિલ્લાના દરવાજા બંધ કરી બચાવની તૈયારી કરી. બ્રાહ્મણોએ મહમૂદને કહાવ્યું કે " આવ્યા છો તેમ સમજીને ચાલ્યા જાઓ,

નહિ તો સોમનાથના કોપથી તમારા સઘળાનો નાશ થશે " પણ મહમૂદ એવી ધમકી શેનો ગણમારે ? તેણે તો બીજે જ દિવસે 'અલ્લા હૂ અકબર' ની કીકીયારી સાથે કિલ્લા પર હલ્લો કર્યો ત્રણ દિવસ સુધી મહમૂદ મથ્યો, પણ કિલ્લાની મજબૂતાઈને લીધે, તેમજ અંદરના કિલ્લેદારોની બહાદુરીથી તેનું કંઇ ફાવ્યુ નાહ. દરમીયાન આસપાસના રજપૂત રાજાઓને લઇ અણહિલવાડનો ભીમદેવ પણ સોમનાથના બચાવ માટે દોડી આવ્યો એટલે તો મુસલમાનોના ટાંગા છેક જ ઢીલા થયા તે જોઈ મહમૂદે પોતાના નિરાશ થતા લશ્કરમા ફરી ઉત્સાહ આણવા માટે એક યુક્તિ અજમાવી રણભૂમિમા જ તે મુસલ્લો બિછાવી ઘુંટણએ પડ્યો, અને બધાના સાંભળતા ખુદાની બંદગી કરી થોડી વાર શાંત રહ્યો પછી જાણે ખુદા તરફથી એને વચન મળ્યુ હોય તેમ આવેશબંધ ઉભો થઇ તે બોલ્યો, "યારો ગભરાઓ નહિ, દુશ્મનોને મારો ફતેહ આપણી છે ' મહમૂદના આ વચન સાંભળતા જ મુસલમાન સૈનિકોનો ઉત્સાહ તાજો થયો અને ઝનૂનથી રજપૂતો પર તૂટી પડ્યા મહમૂદ પોતે પણ મોખરે રહી લડવા લાગ્યો મુસલમાનોના આ ઝનૂની હુમલા સામે ભીમદેવથી ટકી શકાયુ નહિ અને તે નાઠો એટલે કિલ્લામા રહી લડનારા નિરાશ થયા અને બચાવનુ કામ પડતુ મેલી જેને જેમ ફાવ્યુ તેમ જીવ લઈ નાઠા મુસલમાનોએ સીડીઓની મદદથી કિલ્લો કબજે કર્યો એટલે મહમૂદ બ્રાહ્મણોના ટોળામા થઇ મંદિરમા પેઠો બ્રાહ્મણોનો પહેલાનો ગર્વ હવે રહ્યો નહોતો તેમણે કાલાવાલા કરી મહમૂદને કહ્યુ, "અમારા દેવને તમે ન છેડો તો એના બદલામા અમે તમને પુષ્કળ સોનુ આપીયે " પણ મહમૂદને ' બુતફરોશ ' ( મૂર્તિ વેચનાર ) કરતા ' બુતશિકન ' (મૂર્તિ ભાગનાર) તરીકેની કીર્તિ વધારે વ્હાલી હોવાથી તેણે બ્રાહ્મણો-ની એ વિનતિ માન્ય કરી નહિ તેણે તો મૂર્તિને તોડવાનુ જ પસંદ કર્યું, અને પોતાની સાંગના ઝપાટા વતી શિવલિંગના ટુકડા

કરી નાખ્યા. આ વખતે એના આશ્ચર્ય વચ્ચે હીરા મોતી વગેરે રત્નોનો મોટો ઢગલો તેમાથી નીકળ્યો, જેની કિંમત બ્રાહ્મણોએ આપવા માડેલા સોના કરતા અનેક ગણી વધારે હતી।

તે પછી મહમૂદ થોડા દહાડા સોમનાથમા રહી મંદિર તથા શહેરની યથેચ્છ લૂટ કરી પાછો ફર્યો. સોમનાથથી નાઠેલો ભીમદેવ ગુંદાવના કિલ્લામા ભરાયેલો હોવાથી મહમૂદે તે કિલ્લો જીત્યો ને લુટયો. પછી અણહિલવાડ સર કરી ઘણો વખત તે ત્યા મુકામ કરી રહ્યા ગુજરાતના હવાપાણી, સમૃદ્ધિ અને સૃષ્ટિસૌંદર્ય તેને એટલા બધા ગમી ગયા કે ત્યા જ કાયમ માટે રહેવાનુ એણે મન કર્યું પરતુ એના મત્રીઓ એ વાતને સમત નહિ થયાથી તે છેવટે ઈ સ ૧૦૨૫ મા અઢળક દોલત સાથે સ્વદેશ તરફ પાછો ફર્યો પાછા ફરતી વખતે સોમીયાઓની લુચ્ચાઇને લીધે એને પાણી વગર પુષ્કળ હેરાનગતિ ભોગવવી પડી, અને એના લશ્કરનો ઘણો ભાગ પાણી વગર અને હિંદુઓ સાથેની ઝપાઝપીમા નાશ પામ્યો, છતા તે પોતે સઘળી લુટ સાથે સહીસલામત ગીજની પહોચી શક્યો

**૧૫. સોમનાથનો વૈભવ**—શિવના બાર જ્યોતિર્લિંગોમાં* સોમનાથની ગણના થાય છે. સુલતાન મહમૂદ ગીજનીની સ્વારીઓ વખતે સોમનાથનુ માહાત્મ્ય ઘણુ મોટુ હતુ. દેશભરમા તેની ખ્યાતિ પ્રસરેલી હોવાથી હજારો લોકો તેની જાત્રાએ દર વર્ષે આવતા હતા. જુદા જુદા રાજા રાણાઓ તરફથી ૧૦૦૦૦ ગામો સોમનાથને અર્પણ થયેલા હતા તેની ઉપજ તથા ભાવિક જાત્રાળુઓ તરફથી આવતી ભેટ સોગાદોથી સોમનાથની સપત્તિમા દર વર્ષે વધારો થયા

* (૧) સોરઠમા સોમનાથ, (૨) શ્રી શૈલ ઉપર મલ્લિકાર્જુન, (૩,૪,૫) ઉજ્જનમા મહાકાલેશ્વર, ૐકારેશ્વર, અમલેશ્વર, (૬) ચિતાભૂમિ-ક્ષેત્ર (બગાળ)મા વૈજનાથ (૭) ભીમા નદીને કાંઠે ભીમનાથ, (૮) સેતુબધમા રામેશ્વર (૯) દારૂકવનમા નાગેશ (૧૦) કાશીમા વિશ્વેશ્વર (૧૧) નાશિકમા ત્ર્યંબકેશ્વર અને (૧૨) બદરીક્ષેત્ર-હિમાલયની તળેટીમા કેદારેશ્વર.

જ કરતો હતો. સોમનાથનું દહેરૂ પત્થરનું બાંધેલું હોઇ ઘણું ભવ્ય હતું. દહેરાના થાંભલા નકશી કરેલા અને રત્નજડિત હતા. એ રત્નોનો એટલો બધો પ્રકાશ પડતો કે ગભારૂઈ માં માત્ર એક જ દીવો પૂરતો થતો. દહેરાની અંદર સોનાની સાંકળોએ બાંધેલા અનેક ઘંટા લટકી રહ્યા હતા. સોમનાથની સેવામા હજાર બ્રાહ્મણો હમેશ હાજર રહેતા, અને પાંચસો કલાવતિનીઓ આવી રોજ નૃત્ય કીર્તન કરતી. સોમનાથનુ જ્યોતિર્લિંગ જમીનથી નવ ફૂટ ઉચું હોઇ જમીનની અંદર છ ફૂટ ઉંડું હતું. એના સ્નાન માટે દરરોજ ઠેઠ કાશીથી ગંગાજળની કાવડ આવતી ! વળી મદિરની બાંધણી એવા પ્રકારની હતી કે દરરોજ ભરતીને વખતે સમુદ્રના મોજાં શિવલિંગને સ્નાન કરાવતા ! એ સિવાય પૂજાના બીજાં એટલા બધા કિમતી સાધનો હતા કે જેની ગણત્રી થવી કઠણ સોમનાથની આ બધી સંપત્તિનો અંદાજ ઇતિહાસકારોએ ૩૦ કરોડ રૂપિયા જેટલો અડસટ્યો છે, મહમૂદ એ બધું જ લુટી લઇ ગયો !

૧૬. હિંદુઓની વિજ્ઞાનકળાનો ઉત્તમ નમૂનો—જ્યોતિર્લિંગ સિવાય સોમનાથના દહેરામા બીજી એક મૂર્તિ પણ હતી. તેનો આકાર મનુષ્યના જેવો હોઇ હાથની મૂઠી વાળીને ઘુટણ ઉપર ટેકવેલી હતી મૂર્તિનો રગ કાળાશ પડતો રાતો હતો, અને તેની આંખોમા ચળકતા હીરા બેસાડેલા હતા. આ મૂર્તિની ગોઠવણ બહુ અજબ તરેહની હતી. મદિરના એક ભાગમા તે અદ્ધર લટકતી હતી. એની તળે ઉપર કોઇપણ જાતનો આધાર ન હતો. મહમૂદ આ ચમત્કાર જોઇને દિગ થઇ ગયો મૂર્તિને ઉપર કે નીચે કંઇપણ અદૃશ્ય આધાર હશે જ, એવી શકા થવાથી સુલતાને પોતે ભાલો ફેરવી ચોમેર તપાસી જોયુ પણ કંઇ જ આધાર જણાયો નહિ. એટલે તો મહમૂદનો અચંબો ઓર વધવા પામ્યો છેવટે એક જણે અનુમાન કર્યું કે મૂર્તિ લોઢાની હશે અને તેના માથા ઉપરના છત્રમા લોહચુંબકની ગોઠવણ

§ દેવસ્થાનનો છેક અંદરનો ભાગ કે જ્યા મૂર્તિની પ્રતિષ્ઠા હોય છે.

હશે. તપાસ કરતા આ અનુમાન ખરૂ ઠર્યું મૂર્તિના મથાળા પરની છાનો પત્થર ખસેડતા જ મૂર્તિ ડોલવા લાગી, અને બીજા વધુ પત્થર કાઢતા સો તે ધીમે ધીમે નીચે બેઠી સોમનાથની મૂર્તિની આ યોજના હિંદુઓની વિજ્ઞાન વિદ્યા અને કારીગીરીના એક અત્યુત્તમ દાખલો લેખાશે

**૧૭. સુલતાન મહમૂદની છેલ્લી સ્વારી અને મૃત્યુ**— અણહિલવાડથી પાછા ફરતી વખતે રસ્તામા જાટ લોકોએ મહમૂદને બહુ હેરાન કર્યો હતો. તેનો ઝીનો શાખી મહમૂદ ગુજરાતની લુટ ગીજનીમા સહીસલામત પહોચાડયા પછી તરત જ ફોજ લઇ જાટ લોકોને સજા કરવા ચઢી આવ્યો. સુલતાન આગળ નૌકાસૈન્ય જમાવી તેણે જાટ નોકો પર હલ્લો કર્યો, અને તેમા તે લોકોનો પુષ્કળ ઘાણ કાઢી તે ગીજની પાછો ર્યો, ઇ સ ૧૦૨૬ સુલતાન મહમૂદની હિંદ પર આ છેલ્લી જ સ્વારી હતી

તે પછીના ચાર વર્ષ ઇરાન તરફના મૂલક જીતવામા ગાળી તે ઇ. સ ૧૦૩૦ના એપ્રિલની ૩૦મી તારીખે '૩ વર્ષની ઉમરે મરણ પામ્યો

**૧૮. સુલતાન મહમૂદ ગીજનીની યોગ્યતા**—સુલતાન મહમૂદ એના જમાનાનો એક મહાપુરૂષ થઇ ગયો, એમા તો શક નહિ. હિંદુસ્તાન પર એણે કરેલી અનેક સ્વારીઓ પરથી એમ માની લેવાની ભૂલ ન થવી જોઇયે કે તે માત્ર એક લુંટારો અને લડવૈયો જ હતો પરાક્રમી ને યુદ્ધકુશળ હોવા ઉપરાત તે જાતે સારો સસ્કારી હોઇ વિદ્વાનો તથા કવિઓનો ભારે શોખીન હતો. એનો દરબાર દેશદેશાતરના વિદ્વાનો અને કવિઓથી હમેશાં ભરચક રહેતો ફારસી ભાષાના પ્રસિદ્ધ કવિઓ ફિરદોસી અને અન્સારી તથા પ્રસિદ્ધ વિદ્વાન અલ્બેરૂની એના જ આશ્રયથી પ્રસિદ્ધિમા આવ્યા. એવા ગુણવાન જનોને ઉત્તેજન આપવા ખાતર તે દર વર્ષે ત્રીસ

લાખ રૂપિયા જુદા કાઢતો! સિવાય ગીજનીમા તેણે એક મોટી પાઠશાળા સ્થાપી તેમા વિશાળ પુસ્તકાલય અને સંગ્રહસ્થાનની પણ ગોઠવણ કરી હતી. તે ગાદીએ આવ્યો ત્યારે ગીજની માટીના ઝુંપડાઓનું ગામડું માત્ર હતું તે તેણે વધારીને હિંદી નમૂનાની સુંદર અને ભવ્ય ઇમારતોથી તથા બાગ બગીચા અને હોજ કુવાઓથી શોભા યુ હતુ. નહેરો વાટે ગીજની શહેરને પાણી પૂરુ પાડવાની વ્યવસ્થા પણ એણે કરી હતી. આ બધા પાછળ એણે પુષ્કળ ખર્ચ કર્યો હતો દરબારનો ઠાઠ પણ તે સારો રાખતો હતો છતા ફિરદૌસી કવિ સાથેના એક પ્રસંગ* પરથી ઇતિહાસમા તેનુ નામ લોભી અને કંજુસ તરીકે વર્ણવાય છે. અલબત મહમૂદ દ્રવ્યસચયનો ભારે શોખીન તો હતો જ.

ઈસ્લામ ધર્મ ઉપર મહમૂદની પૂર્ણ આસ્થા હોઈ તેની વૃદ્ધિ થાય એવુ તે અતઃકરણથી ઇચ્છતો હતો તથાપિ ધર્માંધ કહેવા જેટલો

* કહે છે કે મહમૂદે ફિરદોસી કવિને પોતાનુ જીવનચરિત્ર લખવાનુ કહી તેની એ- એક કડી દીઠ એકેક દિર્હમ આપવાનું વચન આપ્યુ હતુ તે પછી કવિ ત્રીસ વર્ષની મહેનતને અ તે ૬૦૦૦૦ કડીનુ મહાકાવ્ય રચી સુલતાનને ભેટ કરવા ગયો, ત્યારે સુલતાને તેને ૬૦૦૦૦ સોનાના દિર્હમ આપવાને બદલે તેટલા રૂપાના દિર્હમ આપ્યા આથી સભાજનોમા સુલતાન લોભી દેખાયો કવિએ ઘેર જઇ તે રૂપાના દિર્હમ સુલતાનને પાછા મોકલી આપ્યા, એટલુ જ નહિ પણ પોતાને વતન જઇ સુલતાનની બદશીકલ અને તેના નીચ કુળની માતાને પેટે થયેલા જન્મ વિષે કવિતા કરી તેને ખૂબ બનાવ્યો મહમૂદે તે પછી કવિને ૬૦૦૦૦ સોનાના દિર્હમ મોકલી આપ્યા પણ તે મોડા પડ્યા સોનાના દિર્હમ લાદેલા ઉંટ કવિના ગામમા પેઠા તે જ ઘડીએ સામેથી કવિની ઠાઠડી આવતી હતી ફિરદોસી કવિનો આ ગ્રથ 'શાહનામા' નામે પ્રસિદ્ધ હોઇ વાચવાલાયક છે વળી કહે છે કે મરતી વખતે સુલતાને પોતાનો બધો ખજાનો પોતાના પલગની આજુબાજુ માચડા ઉપર ગોઠવ્યો હતો, અને એને મેલીને પોતાને જવું પડશે એ વિચારથી એને રડવુ પણ આવ્યુ છતા પોતાને હાથે તેમાથી કોઇને કઇ પણ આપતા તેનો જીવ ચાલ્યો નહિ

તે ઝનૂની નહોતો. હિંદુસ્તાન પર તેણે કરેલી અનેક સ્વારીઓમાં કેવળ ધર્મના ફેલાવા ખાતર તેણે જાણીબુઝીને ક્રૂરતા કે જુલમ કરેલાં જણાતાં નથી. હિંદુ રાજાઓને હરાવ્યા પછી તેમનાં રાજ્યો તેમને જ અથવા તો પોતાની પસંદગીના હિંદુ રાજાને ખંડણી સેવાની શરતે તે પાછાં સ્વાધીન કરી દેતો. એ પરથી જણાય છે કે હિંદુઓની તેને ખાસ સૂગ નહોતી. હિંદુ પ્રજા ઉપર પણ ધર્મના કારણે ખાસ કર વગેરે નાખી એણે જુલમ ગુજાર્યો નથી. અર્થાત્ કે એની પછી લાંબા વખતે થયેલા ઘોરીશાહ અને બીજા હિંદી સુલતાનોની સરખામણીમાં સુલતાન મહમૂદ ગીઝનીના ધાર્મિક વિચારો ઉદાર હતા એમ કહેવું જોઈએ.

એણે ગીઝનીના નાનકડા રાજ્યને વધારી વિસ્તીર્ણ સામ્રાજ્ય બનાવ્યું હતું. એ સામ્રાજ્ય ઉત્તરમાં એરલ અને કાસ્પિઅન સમુદ્ર પર્યંત, પશ્ચિમમાં તૈગ્રીસ નદી સુધી અને પૂર્વમાં પંજાબ પર્યંત ફેલાયું હતું. છતાં એ વિસ્તીર્ણ સામ્રાજ્યમાં વસતી પ્રજાને કોમ અને ધર્મના ભેદભાવ વગર નિષ્પક્ષપાત ન્યાય મળે તે બાબત એ હમેશાં ખબરદાર રહેતો.

આવા ન્યાયી, ઉદાર તથા વિદ્યાવિલાસી અને કાર્યકુશળ સુલતાનને જંગલી કેમ કહેવાય?

૧૯. સુલતાન મહમૂદ ગીઝનીની સ્વારીઓની અસરઃ— મહમૂદની સ્વારીઓ પહેલાં હિંદુઓને મુસલમાની ઝનૂનનો ખાસ અનુભવ નહોતો. દેશી રાજાઓના અમલમાં તેઓ નચિંતાઈભર્યું શાંત જીવન ગુજારતા હતા. મહમૂદની સ્વારીઓથી તેમની એ નચિંતાઈ અને શાંતિ નાશ પામી અને જાનમાલની તેમને બીક પેઠી. અનેક દેવાલયો લૂંટાયાં અને નાશ પામ્યા. પરિણામે લોકો પોતાની માલમિલકતને મુસલમાનોથી લૂંટાઈ જતી બચાવવા સારુ ભોંયમાં દાટતા થયા.

રાજકીય પ્રકરણ પર મહમૂદની સ્વારીઓની અસર ગંભીર થઈ. શરૂઆતમાં તો હિન્દુ રાજાઓ સંપ કરી મુસલમાનોની સામે

થયા. પરંતુ જયપાળ અને આનંદપાળ ઉપરની મહમૂદની ઉપરાઉપરી જીતોથી રજપૂત રાજાઓ એવી તો રહે ખાઈ ગયા કે ફરી તેઓ સંપ કરવાનું નામ જ ભૂલી ગયા! પોતપોતાનું સંભાળીને બેસી રહેવાની સ્વાર્થી વૃત્તિ તેમનામાં ઉત્પન્ન થઈ. પોતાની છેક પડોશનું રાજ્ય લૂંટાતું કે કચરાતું જોયા જાણ્યા છતાં તેઓ સ્વસ્થ બેસી રહેવા લાગ્યા. આથી મહમૂદને હિંદુસ્તાનના હ કોઇ ભાગમાં યથેચ્છ સ્વારીઓ લઇ જવાનું સુગમ પડ્યુ. વળી આનંદપાળ ઉપરની છતથી મહમૂદના બાહુબળની શાખ પણ એવી જામ્ર બંધાવા પામી કે એને પોતાના રાજ્ય પર ચડી આવતો સાંભળતાં જ રાજાઓ પલાયન કરી જતા કે ખંડણી આપી તાબે થતા. ક્વચિત ભાટીરાજ વિજયરાય જેવો કોઇ રાજા સામે થઇ પરાક્રમની કમાલ કરતો. પણ અંતે વિજયમાળ તો મુસલમાનોના જ ગળામાં પડતી. ટુંકમાં કહીએ તો સુલતાન મહમૂદની સ્વારીઓથી હિંદુઓ ઉપર મુસલમાનોની સરસાઇ સિદ્ધ થઇ, અને ' પોતાનાથી હિંદુસ્તાન છતી શકાશે' એવી આત્મશ્રદ્ધા મુસલમાનોમા ઉત્પન્ન થઇ.

મહમૂદની સ્વારીઓથી હિંદુસ્તાનમા તુરત મુસલમાની અમલ સ્થપાયો નહિ એ વાત ખરી, પણ એથી મુસલમાનોને હિંદુસ્તાનમા આવવાનો માર્ગ સરળ થયો. કાબુલ અને પંજાબના હિંદુ રાજ્યોની આખર આણી મહમૂદે પોતાના સામ્રાજ્યમા જોડી દીધાં. એ પ્રાંતો આગળ જતા હિંદુસ્તાનમા મુસલમાની સત્તાની સ્થાપના અને નિભાવના પાયારૂપ થઇ પડ્યા.

---

## પ્રકરણ ૮ મું

# ગીજની વંશની પડતી અને આખર

૧. સુલતાન મસાઉદ:—સુલતાન મહમૂદને મસાઉદ અને મહંમદ નામના બે જોડીઆ પુત્રો હતા. તેમા મસાઉદ સ્વભાવે દાંડ હોવાથી મહમૂદે મરતી વખતે પોતાની પાછળ મહંમદને ગાદી મળે તેમ ઠરાવ્યુ હતુ. તે મુજબ મહંમદ ગીજનીના તખ્ત પર બેઠો. એ વખતે મસાઉદ ઇરાનની સુબાગીરી પર હતો. તેણે મહંમદની પાસે ઇરાનના સ્વતંત્ર કારભારની માગણી કરી; પણ મહંમદે તે ન સ્વીકાર્યાથી બન્ને ભાઇ વચ્ચે યુદ્ધ થયુ. તેમા મસાઉદે મહંમદને હરાવ્યો અને આંધળો કરી કેદમા પૂર્યો. એ રીતે મસાઉદ ગીજનીનો સુલતાન થયો. એણે હિંદુઓ પાસેથી હંસીનો કિલ્લો જીતી લીધો.

મસાઉદ શરીરે બહુ બળવાન હોવાથી એને પ્રખ્યાત ઇરાની પહેલવાન રુસ્તમની ઉપમા મળી હતી. એક જ ઠોસાથી મોટા હાથીને ગબડાવી પાડે એવો તે જબરો હતો ! છતા એના જ અમલમા સરદારોના દગાફટકા વધી ગયા ને ગીજનીની સત્તા ઢીલી થઇ. સેલ્જુક સરદાર તોઘ્રલ બેગે ખોરાસાન પ્રાન્ત જીતી લીધો; તે છોડાવવા જતા મસાઉદ હાર્યો ને નાસીને હિંદમા આવ્યો અહી એના પોતાના જ લશ્કરે એની સામે બંડ કરી તેને પદભ્રષ્ટ કર્યો ને આંધળા મહમદને કેદમાથી છોડવી ફરીને ગાદીએ બેસાડ્યો. ગાદીએ બેસતાં જ મહંમદે મસાઉદનો વધ કરાવ્યો, ઇ. સ. ૧૦૪૦.

આ ઠેકાણે એક વાત ખાસ ધ્યાનમા લેવા જેવી છે તે એ કે મસાઉદના મુસલમાન સરદારો જ્યારે તેની સામે બંડ મચાવતા હતા ત્યારે હિંદુઓ તરફથી એને સારી મદદ મળી હતી. પંજાબના મુસલમાન અધિકારીઓએ એક પછી એક બંડખોર વૃત્તિ ધારણ

કર્યાથી મસાઉદે છેવટે તિલક નામના એક વિદ્વાન હિંદુને તે અધિકાર આપ્યો હતો. આ બહાદુર સરદારે બંડખોરોને વશ કરી પંજાબ પ્રાંતને સેલ્જુકોના હાથમા જતો બચાવ્યો હતો આ બીના ગીજની સુલતાનોના સમયમા હિંદુ-મુસલમાનો વચ્ચે ખાસ અણબનાવ કે અણવિશ્વાસ નહોતા, એ વાતની અચૂક સાબીતી રૂપ છે

**૨. સુલતાન મૌદૂદ** —એ સુલતાન મસાઉદનો પુત્ર થાય બાપનો વધ થયાના સમાચાર મળતા જ તે મોટી ફોજ સાથે બ'ખમાથી ચડી આવ્યો, ને પંજાબમા આવેલા દન્તુર ગામ આગળ મહમદને હરાવી મારી નાખ્યો ને પોતે સુલતાન થયો મુસલમાનોની આ અંદરઅંદરની કાપાકુટથી રજપૂત રાજાઓમા ફરી કંઈ હિંમત આવી હતી તેમણે સંપ કરી હંસી, થાણેશ્વર, નગરકોટ વગેરે કિલ્લા મુસલમાનો પાસેથી જીતી લીધા, ઇ. સ ૧૦૪૩ લાહોરને ઘેરો ઘાલી પંજાબ લેવાનો રજપૂતોએ પ્રયત્ન કર્યો, પણ તેમા ન ફાવતા તેમને પાછા ફરવું પડ્યુ.

સુલતાન મૌદૂદ નવ વર્ષ રાજ્ય કરી ઇ. સ ૧૦૪૯મા મરણ પામ્યો

**૩. ગીજની વંશની પડતી** —મૌદૂદ પછીના પચાસ વર્ષમા ગીજનીની રાજસત્તા કેવળ ખખળી ગઇ. રાજકુટુંબના ઝગડા વધી ગયા, અને અનેક ખૂન થયા. જેના કાંડામા જોર હોય તે બીજાને ઢોળી પાડી ગાદીએ ચડે એવો ક્રમ ચાલ્યો એવી સ્થિતિમા સને ૧૦૫૮મા ઇબ્રાહિમ નામનો સુલતાન થયો એણે બાહોશીથી રાજ્યમા ફરી શાંત સ્થાપી વ્યવસ્થા આણી પંજાબના રજપૂતોએ માથુ ઉંચકવાથી એણે ઇ. સ ૧૦૭૯મા પંજાબ પર સ્વારી કરી હતી ૪૦ વર્ષ રાજ્ય ભોગવી તે ૧૦૯૮મા મરણ પામ્યો.

ઇબ્રાહિમ પછી એનો છોકરો મસાઉદ ત્રીજો ગાદીપતિ થયો એ એના બાપ કરતા વધારે શૂરો અને ડાહ્યો હોઇ રાજ્યના

સઘળા કાયદાઓનું એણે એકીકરણ કર્યું હતું. એના વખતમાં એના સરદારોએ હિંદુસ્તાન પર ચડાઇ કરી ગંગા નદી સુધીનો પ્રદેશ લૂંટી લીધો હતો. આ સુલતાનની કારકીર્દીમાં સેલ્જુક તુર્કોનું જોર ઘણું વધી પડ્યું અને તેઓ ગીજનીના રાજ્યનો ઘણોખરો મુલક પચાવી પડ્યા.

મસાઉદ પછી એના પુત્રો વચ્ચે ગાદી માટે ટંટો થયો. તેમાં સેલ્જુક સુલતાન સંજર, કે જે તેમનો મામો થતો હતો તેણે અર્સ્લાનને મારી બ્હેરામને ગાદીએ બેસાડ્યો.

**૪. સુલતાન બ્હેરામઃ**—એણે ઇ. સ. ૧૧૧૮થી ૧૧૫૨ સુધી ૩૫ વર્ષ રાજ્ય કર્યું. એ ઘણો ન્યાયી અને લોકપ્રિય હતો, છતાં એને હાથે એક એવું અઘટિત કૃત્ય થયું કે જેને લઇ ગીજની વંશની પાયમાલી થઇ.

અફગાનિસ્તાનમાં આવેલા ઘોર પ્રાંતના અફગાનોને જેર કરી સુલતાન મહમૂદે તેમને ગીજનીના તાબેદાર બનાવ્યા હતા. છતાં તેના મરણ પછી તેઓ સ્વતંત્રપણે વર્તતા થયા હતા. આ ઘોર અફગાનોના સરદાર કુતુબુદ્દીન સુર સાથે સુલતાન બ્હેરામે પોતાની છોકરી પરણાવી હતી. એ છોકરીને એના ધણી તરફથી બહુ દુઃખ પડવાથી બ્હેરામે તેને પકડીને મારી નાખ્યો. આ ઉપરથી કુતુબુદ્દીનના બે ભાઇઓ સૈફુદ્દીન અને અલાઉદ્દીન ક્રોધે ભરાઇ ગીજની પર ચઢી આવ્યા અને ગીજની કબજે કર્યું. બ્હેરામ નાસીને કર્માનના ડુંગરમાં ભરાયો. ગીજનીના બંદોબસ્ત માટે સૈફુદ્દીન ગીજનીમાં રહ્યો અને અલાઉદ્દીન પોતાને વતન (ફીરોજ-કોટ) પાછો ફર્યો. હવે આગળ જણાવ્યા પ્રમાણે બ્હેરામ બહુ લોકપ્રિય હતોઃ તેથી શિયાળામાં ગીજની અને ફીરોજકોટ વચ્ચેનો રસ્તો બરફથી બંધ થતાં જ ગીજનીવાસીઓએ બ્હેરામને મદદ કરી ફરી ગાદીએ બેસાડ્યો. બ્હેરામે આ વખતે કેદી સૈફુદ્દીનને મારી

આપી છોડી મેલ્યો હોત તો કદાચ બન્ને પક્ષ વચ્ચે સમાધાન થઈ જાત. પણ 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' એ કહેવત પ્રમાણે બહેરામે સૈફુદ્દીનની ફજેતી કરી ને હત્યા કરાવી. અલાઉદ્દીનને એ ખબર પહોંચતાં જ તે ક્રોધથી રાતોચોળ બની ગયો અને ગીજની તથા ત્યાંના રાજ્યવંશની જડ કાઢવાની તેણે પ્રતિજ્ઞા લીધી. બહેરામ પાસે ઘણાં માણસો હતાં, છતાં પણ અલ્લાઉદ્દીનની સામે લડવાની તેની છાતી ચાલી નહિ. અલાઉદ્દીન ચડી આવતાં જ તે બીકનો માર્યો હિંદુસ્તાન ભણી નાઠો અને લાહોર પહોંચતાં પહેલાં જ થાક અને શોકથી રસ્તામાં મરણ પામ્યો, ઈ. સ. ૧૧૫૨.

**૫. ગીજનીની પાયમાલીઃ**—વિજયી અલાઉદ્દીન મોટી ધામધુમ સાથે ગીજનીમાં પેઠો, અને બહેરામ હાથમાં નહિ આવ્યાથી પોતાનો બધો જ ક્રોધ તેણે ગીજની પર ઠાલવ્યો. પૂરા ત્રણ દિવસ એણે તલવાર અને આગથી આખા શહેરમાં કેર વર્તાવ્યો. ગીજની સુલતાનોનાં વૈભવ અને સત્તાને સૂચવનાર એકેએક ચીજનો એણે નાશ કરાવી નાખ્યો. એટલે સુધી કે સુલતાન મહમૂદની કબર અને બે મિનારા સિવાય બીજા બધા સુલતાનોની કબરો સુદ્ધાંને એણે ખોદાવી નાખીને અંદરના હાડકાં કુતરાંને નખાવ્યાં. હાથમાં સપડાયેલા એકેએક માણસની કતલ કરી નાખવામાં આવી, વિદ્વાન અને નિરપરાધી સ્ત્રીબાળકો પણ બચવા પામ્યાં નહિ.

એ રીતે સુલતાન મહમૂદે શણગારેલી અને એના વંશજોએ વધારેલી ગીજની નગરી પાયમાલ થઈ ગઈ, જે પાયમાલીમાંથી ગીજની શહેર આજ પર્યંત ડોકું ઉંચું કરી શક્યું નથી. અલાઉદ્દીને એ પાયમાલી કરી ઘોર અફગાનોના જંગલી ઝનૂનનો જગતને પરિચય કરાવ્યો ! એના એવા ઘોર કૃત્ય માટે અલ્લાઉદ્દીનનું નામ ઇતિહાસમાં 'જહાનસોઝ' એટલે કે 'જગત બાળનાર' તરીકે નોંધાયું છે.

**૬. ગીજની વંશનો લોપઃ**—બહેરામનો છોકરો ખુશરૂ લાહોરમાં રાજધાની કરી રહ્યો. પંજાબના લોકોએ એને મોટા

આનંદ સાથે વધાવી લીધો. આ બીના પણ હિંદુમુસલમાનોના દ્વેષ-
રહિત સંબંધની સાબીતી ગણાય. ખુશરૂએ સેલ્જુક સુલતાનની
મદદથી ગીઝની પાછું મેળવવાની કોશીશ કરી, પણ તેમાં એને યશ
મળ્યો નહિ. લાહોરમાં સાત વર્ષ શાંતિથી રાજ્ય કરી તે ઇ. સ.
૧૧૬૦માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો ખુશરૂ મલેક
લાહોરની ગાદીએ બેઠો. એની પાસેથી ઘોરના શાહ શાહબુદ્દીને
લાહોર જીતી લઇ ગીઝની વંશની રહીસહી સત્તાનો અંત આણ્યો,
ઇ. સ. ૧૧૮૬.

---

## પ્રકરણ ૯ મું

---

## બારમાં સૈકામાં ઉત્તર હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ

૧. ઉત્તર હિંદુસ્તાનનાં રજપૂત રાજ્યો—સુલતાન મહમૂદ
ગીઝની પછીના ૧૫૦ વર્ષ દરમીયાન મુસલમાનો અંદરઅંદરની
કાટકુટને લીધે હિંદુસ્તાનનું નામ દઇ શક્યા નહિ. એ શાંતિના
અરસામાં ઉત્તર હિંદુસ્તાનના રજપૂત રાજ્યો ફરી ટટાર થવા પામ્યા.
જૂના ખખળી ગયેલા રાજવંશોને બદલે કાં તો નવા જોરાવર વંશો
અસ્તિત્વમાં આવ્યા, કે એજ વંશમાં નૂતન જુસ્સો પ્રગટી ને ફરી
જોર પર આવ્યા. બારમા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનમાં એવાં પાંચ
રાજ્યો મુખ્ય હતાં. (૧) દિલ્હી (૨) અજમેર (૩) કનોજ (૪)
ગુજરાત અને (૫) મેવાડ. એ પાંચે રાજ્યો એકબીજાથી સ્વતંત્ર હોઇ
દરેકના તાબામાં અનેક માંડળિક રાજ્યો હતાં. એ પાંચેના રાજાઓ
મહાભારતના વીરોને ભૂલાવે એવા બળીયા હતા. પાંચે રાજાઓ
બીજાની મદદ વગર એકલે હાથે પણ સ્વદેશનું રક્ષણ કરવાની તાકાત-

વાળા હતા. છતાં હિંદુઓના કમનસીબે એ પાંચે રાજાઓને પરસ્પર વેર અને કુસંપ હતાં. પરદેશી શત્રુઓ સામે સ્વદેશ અને સ્વધર્મનું રક્ષણ કરવા ખાતર તેઓ મળી ન ગયા તે ન ગયા, પણ ઉલટું પોતાનાં સાધન અને શક્તિ એકબીજા સાથે લડવામાં ખર્ચી નાખવાની મહા મૂર્ખાઈ તેમણે કરી. પરિણામે હિંદુઓની સ્વતંત્રતા મુસલમાનોને હાથ નષ્ટ થઇ; અને તેની નામોશી એ બળીયા પણ અભિમાની રાજાઓને શિર હમેશને માટે ચોંટી.

[ હવે તે વખતની રાજકીય સ્થિતિ બરાબર સમજવા માટે આપણે એ પાંચ મુખ્ય રાજ્યોની હકીકત ટુંકમાં તપાસીશું. ]

૨. (૧) દિલ્હીઃ—પંજાબનું રાજ્ય સુલતાન મહમૂદ ગીજનીએ ખાલસા કર્યા પછી ઉત્તરમાં તુંવર રાજાઓના અમલ તળે દિલ્હીનું રાજ્ય જોર પર આવ્યું. તુંવર રાજાઓ પોતાને પાંડવોથી ઉતરી આવેલા જણાવી સર્વોપરીપણાનો દાવો કરતા હતા. સર્વોપરીપણા માટે એમને કનોજના રાજાઓ સાથે ઝગડો ચાલ્યા જ કરતો હતો. છતાં કેટલીકવાર બન્ને રાજ્યો વચ્ચે લગ્નસંબંધ પણ થતો. ઇ. સ. બારમા સૈકાની અધવચમાં અનંગપાળ નામનો રાજા દિલ્હીની ગાદીએ થયો. એ તુંવર વંશનો છેલ્લો રાજા હતો. તેના પછી દિલ્હીનું રાજ્ય ચોહાણોના હાથમાં ગયું. તે એવી રીતે કેઃ—અનંગપાળને સંતતિમાં માત્ર બે પુત્રીઓ હતી. એમાંની એક છોકરી એણે કનોજના રાઠોડ રાજા વિજયપાળને અને બીજી અજમેરના સોમેશ્વર ચોહાણને દીધી હતી. વિજયપાળની સાથે પરણાવેલીને પેટ જયચંદ્ર અને સોમેશ્વરની સાથે પરણાવેલીને પૃથુરાજ નામના કુંવર થયા. પૃથુરાજ તેની માતા સાથે ઘણો વખત મોસાળમાં રહેતો હોવાથી અનંગપાળની તેના પર બહુ મમતા જામી, અને તેને પોતાનો ગાદી-વારસ ઠરાવ્યો. પછી બહુ ઘરડો થતાં પૃથુરાજને દિલ્હીની ગાદીએ બેસાડી તે પોતે બદ્રિકેદાર જઇ રહ્યો. આ રીતે દિલ્હી ને અજમેરનાં

રાજ્ય જોડાઇ ગયાં; પણ તેથી ચોહાણો અને રાઠોડો વચ્ચે વેરનું કારણ ઉભું થયું. ઘોરી રાજ્યના ઉદય વખતે દિલ્હીની ગાદીએ આ પૃથુરાજ હતો. એને કનોજ ને ગુજરાતના રાજાઓ જોડે હાડવેર હતું.

૩. (૨) અજમેર—અજમેરના પ્રખ્યાત વિશળદેવ ચોહાણ પછી કેટલીક પેઢીએ સોમેશ્વર નામનો રાજા થયો. એ બહુ બહાદુર અને બળવાન હતો. એણે દિલ્હીના અનંગપાળને રાઠોડો સામે કરેલી મદદના બદલામાં અનંગપાળે તેને પોતાની કુંવરી પરણાવી હતી. એ કુંવરીથી સોમેશ્વરને પૃથુરાજ નામનો કુંવર થયો.

એ પૃથુરાજને અનંગપાળે દિલ્હીનું રાજ્ય આપ્યાથી દિલ્હી અને અજમેરના રાજ્ય જોડાઇ ગયા અને ચોહાણો બહુ બળવાન થયા. ગુજરાતના રાજા ભોળા ભીમદેવે સોમેશ્વરને મારી નાખ્યાથી પૃથુરાજને ભીમ સાથે વેર બંધાયું

૪. (૩) ગુજરાત—મહમૂદ ગીઝનીના સમકાલીન ભીમ બાણાવળી પછી ગુજરાતની ગાદીએ કરણ, સિદ્ધરાજ અને કુમાર-પાળ નામના પરાક્રમી રાજા થયા. છેલ્લા બે રાજાના વખતમાં તો ગુજરાતનું રાજ્ય બહુ બળવાન થઈ તેની હદ ગુજરાતની બહાર ઘણે આઘે લગી ફેલાઇ હતી. કુમારપાળ પછી અજયપાળ અને બાળ મૂળરાજ નામના રાજા થયા. આ બાળ મૂળરાજના સમયમાં શાહ-બુદ્દીન ગુજરાત પર ચડી આવ્યો હતો, પણ બાળ મૂળરાજના કાકા ભીમદેવે તેને હરાવીને નસાડ્યો હતો. તે પછી ઇ. સ. ૧૧૭૮માં બાળ મૂળરાજ શીતળાથી મરણ પામતાં તેનો કાકો ભીમદેવ ગુજરાતની ગાદીએ બેઠો. એ ભીમદેવ બહુ બળવાન અને શૂરો હતો, છતાં તે ઉતાવળીઓ અને અવિચારી હોવાથી લોકો તેને ભોળો ભીમ કહેતા. એણે નજીવા કારણસર ચોહાણો સાથે વેર ઉભું કર્યું. આબુનું રાજ્ય ગુજરાતનું માંડલિક હતું. ત્યાંના રાજા જેતસી પરમારને ઇચ્છનકુમારી નામની એક ખુબસુરત કન્યા હતી. તેનો વિવાહ

જેતસીએ પૃથુરાજ સાથે કરેલો હતો, છતા ભીમદેવે તેનુ માગુ કરી તેને બળાત્કારે પરણવાની તૈયારી કરી આથી જેતસીએ ડરીને તે કન્યાને પૃથુરાજ સાથે અજમેર મોકની દીધી તે પર ક્રોધે ભરાઇ ભીમદેવે આબુ પર ચડાઇ કરી પરમારોને નમાવ્યા અને પછી અજમેર પર ચડી સોમેશ્વ ને માર્યો. આથી પૃથુરાજ અને ભીમદેવ વચ્ચે એવુ હાડવેર બંધાયુ કે જેને પરિણામે બન્ને પાયમાલ થયા પૃથુરાજે બાપનું વેર વાળવા ગુજરાત પર સ્વારી કરી ભીમદેવને હરાવીને નસાડયો એ રીતે શરા પણ ભોળા ભીમદેવે મિથ્યાભિમાન અને ક્રોધથી પોતાની સર્વ શક્તિ ચોહાણો સાથે લડવામા વાપરી નાખી પરિણામે તે એટલો બધો નબળો પડી ગયો કે જે શાહબુદ્દીનને એણે રાજા થતા પહેલા હરાવ્યો હતો તે શાહબુદ્દીનના એક સરદાર ( કુતુબુદ્દીન ) ને હાથે હારીને તેને નાસી જવુ પડયુ તે પછી એણે ગુજરાતનું રાજ્ય પાછુ મેળવ્યુ હતુ, તોપણ એના મરણ પછી તરત જ તે બીજા વંશના હાથમા જતુ રહ્યુ.

૫. ( ૪ ) કનોજ:—પાલ રાજાઓ નબળા પડતા કનોજનુ રાજ્ય ઇ સ ૧૧મા સૈકામા ગહરવાર રજપૂતોના હાથમા આવ્યુ હતું એ ગહરવાર રજપૂતો બળવાન થઇ બારમા સૈકામા રાઠોડ નામથી ઓળખાવા લાગ્યા હતા આ રાઠોડ રાજાઓને દિલ્હીના તુંવરો સાથે સત્તે પરીપણા માટે વારવાર લડાઇઓ થયા કરતી હતી છતા એમની વચ્ચે કોઇ કોઇ વાર લગ્નસબધ પણ થતો. રાઠોડ રાજા વિજયપાળ અનગપાળ તુંવરની કુવરી સાથે પરણ્યો હતો અને તેનાથી એને જયચંદ્ર નામનો કુવર થયા હતો આ જયચદ્ર અને પૃથુરાજ બન્ને અનગપાળના દૌહિત્ર થતા હતા છતા અનગપાળે દિલ્હીનું રાજ્ય એમના પૃથુરાજને આપ્યાથી જયચદ્ર અને પૃથુરાજ વચ્ચે વેર બંધાયુ તેવમા વળી પૃથુરાજે જયચદ્રે આરંભેલા રાજસૂય યજ્ઞમા વિઘ્ન કરી તેની કુવરી સંયુક્તાનુ હરણ કર્યાથી તે વેરમા વધારો થયો જયચદ્રનું લશ્કર બહુ મોટુ હોઇ તે

'દળપાગળા'ને નામે ઓળખાતો તથાપ પરાક્રમી પૃથુરાજની આગળ તેનું કંઇ નહિ ચાલ્યાથી છેવટે તેણે શાહબુદ્દીન ઘોરીને પૃથુરાજના નાશ માટે ઉશ્કેર્યો. પરિણામે પૃથુરાજના નાશ સાથે હિંદુઓની સ્વતંત્રતા પણ નાશ પામી અને જયચંદને માથે 'દેશદ્રોહી અને ધર્મદ્રોહી'નું કાળુ કલંક ચઢયું. પૃથુરાજના નાશ પછી બીજે જ વર્ષે જયચંદ અને તેના રાજ્યનો પણ મુસલમાનોને હાથે નાશ થયો

૬. (૫) મેવાડ:—ઘોરી રાજ્યના ઉદય વખતે મેવાડની ગાદી પર પ્રખ્યાત સમરસિંહ રાવળ હતો પૃથુરાજને બીજા બધા રાજાઓ સાથે કંઈ ને કંઇ કારણસર વેર હતું, પણ સમરસિંહ સાથે તેને સારો બનાવ હતો. પૃથુરાજની બેન પૃથાનું લગ્ન સમરસિંહ સાથે કરેલું હોવાથી તેઓ અંદીના સગા થતા હતા, એટલું જ નહિ પણ બન્ને વચ્ચે ગાઢ મૈત્રિસબંધ પણ હતો. સમરસિંહ રાવળ બહાદુર અને રણકુશળ હોવા ઉપરાત વ્યૂહરચના અને રાજ્યનીતિમા અત્યત પ્રવીણ હતો. તે માથે જટા તથા શરીરે ભસ્મ ધારણ કરી યોગીન્દ્રને વેશે રહેતો. પૃથુરાજને એની જબરી ઓથ હતી મુસલમાનો સાથેની લડાઇઓમા બીજા રાજાઓ જ્યારે ત્રાહિતની પેઠે જોઈ રહ્યા ત્યારે સમરસિંહે પૃથુરાજને બધી વખતે મદદ કરી હતી. શાહબુદ્દીન સાથેના છેલ્લા યુદ્ધ વખતે પણ તે પોતાના પાટવી કુમાર કલ્યાણસિંહ અને ૧૩૦૦૦ શૂર સીસોદીઆ સાથે પૃથુરાજની કુમકે ગયો હતો એ યુદ્ધમા તે તથા કુંવર કલ્યાણ પોતાના બહાદુર સાથીઓ સાથે પરાક્રમ કરતા કામ આવી ગયા

૭. બંગાળા —ઉપરના પાચ રાજ્યો ઉપરાત બંગાળાનું રાજ્ય પણ કાયમ હતું. ત્યા પાલ રાજાઓ નબળા પડતા સેન રાજાઓનો અમલ જામ્યો હતો. એ સેન રાજાઓની રાજ્યધાની નવદ્વીપ અથવા નદીઆમા હોઇ ઘોરી રાજ્યના ઉદય વખતે લક્ષ્મણસેન નામનો વૃદ્ધ રાજા ગાદી પર હતો.

૮. પૃથુરાજ ચહુઆણ:—એ દિલ્હીનો છેલ્લો હિંદુ સમ્રાટ હતો. એના બાહુબળ અને પરાક્રમ અદ્દભુત હતા. એ શબ્દવેધી બાણ મારી શકતો. એનું ધનુષ્ય એવું ભારે હતું કે બીજા કોઈથી તે ઉપડી શકતું નહિ. એના કાંડામા એટલી તાકાત હતી કે બીજા કોઇનુ ધનુષ્ય એનું જોર ઝીરવી શકતું નહિ. શૌર્ય, પ્રેમ શરણાગત ધર્મ, નારીસન્માન, હઠ, ઈર્ષા, ભોળપણ ઇત્યાદિ રજપૂતોના તમામ ગુણો એનામાં હતા. જાણે કેમ રજપૂતોના સઘળા ગુણ-દોષની એ સાક્ષાત પ્રતિમા ન હોય! એના દરબારમા એના જેવા જ શરવીર ૬૪ પટાવતો હતા. તેમની મદદથી એણે ઘોરીશાહને અનેક વાર હરાવી જવા દીધો હતો, ભોળા ભીમને હરાવી બાપનું વેર વાળ્યુ હતુ, મહોબાના પરમાલ રાજાને માર્યો હતો, તથા સંયુક્તાનું હરણ કરી જયચંદનું માન મોડયુ હતું આમ કરવામા બીજા રાજાઓ સાથે એને વેર બધાયા તેની એણે પરવા કરી નહિ. આ માહોમાહેના જીવલેણ યુદ્ધોમા એના ઘણાખરા પટાવતો અને કસાયલા યોદ્ધાઓ નાશ પામ્યા, અને એ નબળો પડયો. અધુરામા પૂરૂ સંયુક્તાના પ્રેમમા મસ્ત થતા રાજકાજમા પણ એનુ દુર્લક્ષ થયુ વળી એને હાથે કેટલાક અવિચારી કૃત્યો પણ થવા પામ્યા. કૈમાષ જેવા બાહોશ પ્રધાનને એણે અવિચારથી વીંધી નાખ્યો, ચામુંડ જેવા પ્રતાપી પટાવતને તેના વેરીઓની ભભેરણી પરથી વગર વિચાર્યે કેદમા પૂર્યો અને હાહુલીરાયને દુભવી શત્રુ પાસે જવા ઉશ્કેર્યો. પૃથુરાજ જેવા પરાક્રમી પુરુષને હાથે આવા અવિચારી કૃત્યો થયા તથા ખોટા હુંપદમા તણાઈ સઘળાની ઉપેક્ષા થઇ, એ ખરેખર બહુ ખેદની વાત છે.

શાહબુદીન આવી કોઇ તક માટે ટાપી જ બેઠો હતો. તે પૃથુરાજની નબળાઇનો લાભ લેવા કેમ ચૂકે? લાગ્યો તે મોટી ફોજ સાથે ચડી આવ્યો. પૃથુરાજ બહાદુરીથી લડ્યા છતાં હાર્યો અને કેદ

પકડાયો. પૃથુરાજે સાત સાત વાર છોડી દીધેલા શાહબુદ્દીને આટલી એક વાર પણ તેને ન છોડતાં ઠેર માર્યો.

એ રીતે દિલ્હીનો છેલ્લો હિંદુસમ્રાટ કહેવાતા દીવાની માફક પોતાના શૌર્યતેજના ઝબકારાથી જગતને આંજી નાખી ગુલ થઇ ગયો. હિંદુઓનો સ્વાતંત્ર્યસૂર્ય અસ્ત થવામાં પૃથુરાજની જવાબદારી બીજાઓના જેટલી જ છે. તથાપિ એના પ્રેમશૌર્યને લીધે પૃથુરાજનું નામ હિંદુઓને આજ પણ બહુ વ્હાલું લાગે છે એના માનીતા મિત્ર અને દશોદી ચંદ કવિએ 'પૃથુરાજ રાસો' નામનો મહાભારત જેવડો મોટો ગ્રંથ લખી એની કીર્તિ અમર કરી છે.*

૯. મુસલમાનો હિંદુઓ પર કેમ ફાવ્યા?—અગણિત, શૌર્ય કે હિમતમાં તે વખતના રજપૂતો મુસલમાનો કરતાં કોઇ રીતે ઉતરતા નહોતા છતાં મુસલમાનો હિંદુઓ પર કેમ ફાવી ગયા તે જાણવું જરૂરનું છે. અલબત, રજપૂત રાજાઓનો માહોમાહેનો કુસંપ અને પરસ્પર દ્વેષભાવ એ હિંદુઓની પડતીનું મુખ્ય અને દેખીતું કારણ છે; છતાં એ સિવાય બીજાં પણ કેટલાંક કારણો છે તે નીચે પ્રમાણે—

(૧) હિંદુઓની વર્ણવ્યવસ્થા પ્રમાણે યુદ્ધનો ભાર એકલા ક્ષત્રિઓને માથે પડેલો હોઇ બીજી વર્ણના લોકો યુદ્ધકળાથી કેવળ અજ્ઞાન રહેતા. આથી કરી મુસલમાનો સાથેના ઉપરાઉપરી યુદ્ધોમાં રજપૂત યોદ્ધાઓ માર્યા જતા તેમની જગા બીજી કોઇથી પૂરાઇ નહિ પરિણામે હિંદુ યોદ્ધાઓ સંખ્યાબળમાં પાછા પડ્યા.

(૨) દેશાભિમાનની ખામી હિંદ દેશ એક હોઇ તેમાં આવેલાં જુદાં જુદાં રાજ્યો તે એક જ દેશનાં અંગ માત્ર છે, તેમાંના એકને ધોકો પહોચતાં બીજાને પણ પહોંચવાનો જ—એ ભાવનાની ખામીને લીધે તેઓ એકત્ર થતા અટક્યા

---

* વધુ માહિતી માટે 'પૃથુરાજ ચહુઆણ' 'પૃથુરાજ અને ચંદબરદાઈ' તથા 'પૃથુરાજ રાસો' નામના ગ્રંથો વાંચવા ભલામણ છે.

(૩) વંશપરંપરાનો વૈરભાવ એ પણ રજપૂતોની પડતીનું એક કારણ છે. આવું વંશપરંપરાનું વેર પેઢી દર પેઢી ચાલુ રાખવામાં રજપૂતો એક પ્રકારનું અભિમાન સમજતા. એમની એ વૃત્તિએ તેમને ધર્મને નામે પણ એકત્ર થતા અટકાવ્યા.

(૪) રજપૂતોની પુરાણપ્રિયવૃત્તિ એટલે કે જૂનું એટલું સારું એવી માન્યતાને લીધે પણ રજપૂતોને સહેવું પડ્યું. એમની પ્રાચીન યુદ્ધપદ્ધતિ અને ધર્મયુદ્ધની ભાવના માહોમાહેના યુદ્ધમાં ગમે તેટલી સારી અને ઉમદા હશે, પણ શત્રુઓની નવીન રીતોને પહોંચી વળે તેવા જમાનાને યોગ્ય સુધારા તેમણે ન કર્યાથી પણ તેમને ઘણું નુકસાન થયું. રજપૂતોના ભોળપણ અને વિશ્વાસુ સ્વભાવનો લાભ લઈ અનેક વાર મુસલમાનોએ તેમને છેતર્યા છે.

(૫) મુસલમાનોના પ્રમાણમાં રજપૂતોની લશ્કરી તાલીમ તથા હથિયાર પણ ઉતરતા હતા.

વળી, (૬) શત્રુઓની હીલચાલ પર દેખરેખ રાખવાની રજપૂત રાજાઓની બેદરકારીએ પણ તેમની પડતીમાં જેવો તેવો ભાગ ભજવ્યો નથી. શત્રુ કૂચ પર કૂચ કરતો છેક રાજધાની ઉપર આવી છાપો મારે ત્યાં સુધી તેના આવવાની ખબર ન પડે એ જેવી તેવી બેદરકારી ન કહેવાય।* જાસુસીખાતું એ તો રાજ્યરક્ષણનું એક અગત્યનું અંગ મનાયું છે.

---

* મહમૂદ ગીઝનીની સ્વારીઓ વખતે આવા બનાવ બનેલા પણ તે દાચ રજપૂતોની ધર્મયુદ્ધની ભાવનાને લીધે પણ હોય. ધર્મયુદ્ધની ભાવનાવાળા રજપૂતોને મુસલમાનોનો એ પહેલો જ પ્રસંગ હતો. શત્રુને ચેતવણી આપ્યા વગર તેના પર છાપો મારવાની રીત ધર્મયુદ્ધની ભાવનાથી વિરુદ્ધ હોવાથી રજપૂતોમાં સામાન્ય રીતે તે પ્રચલિત નહોતી, તેથી સંભવે છે કે તેમને ખાસ જાસુસી ખાતું રાખવાની જરૂર ન પડી હોય. બાકી મહમૂદના અચાનક છાપાથી નાડેલા રાજાઓ બાયલા કે બીકણ હતા એમ નથી. તૈયારી કરવાનો વખત મળ્યા પછી મુસલમાનોને મારી હઠાવવાનો પ્રયત્ન કરવામાં તેમણે ચાસ કરી નહોતી. દાખલા તરીકે વિજયપાળ, ત્રિલોચનપાળ, ભીમદેવ

આ બધા દોષો છતાં પણ જો તે વખતના રજપૂત રાજ્યો એકપથી વર્ત્યા હોત—અરે! પરસ્પર લડ્યા વગર જો તટસ્થ રહ્યા હોત તો એકલો પૃથુરાજ જ મુસલમાનોને ખાળી શક્યો હોત. તો પછી જો ઘોરી શાહે પ્રથમ ગુજરાત પર ચડાઇ કરી ત્યારે ભીમદેવનો, અજમેર પર ચડ્યો ત્યારે સોમેશ્વરનો અને કેટલીયે વાર પૃથુરાજનો માર ખાઇ પીં બનાવી હતી, તે ઘોરી શાહ રજપૂતોના એકત્ર બળ આગળ તો ટકત જ ક્યાંથી?

૧૦ રજપૂતોની પડતી પરથી મળતો બોધ —રજપૂતોની પડતીનો આ ઇતિહાસ આપણને શીખવાડે છે કે સ્વદેશના સામાન્ય હિતને પ્રસંગે ખાનગી વેર ઝેરને કોરાણે મુકી દઇને એકસંપથી વર્તવું જોઇયે. રજપૂતો તેમ કરવાનું ચૂક્યા, તેથી હિંદુઓની સ્વતંત્રતા પર છીણી મુકાઈ દેશના સામાન્ય શત્રુની સામે જેઓ એમ કરવાનું ચૂકે તેમની રજપૂતોના જેવી વલે થાય!

(હિંદનો એ પછીનો ઇતિહાસ પણ એ જ વાતની સાક્ષી પૂરે છે રજપૂત પર જેમ તુર્ક ફાવ્યા તેમ તુર્ક પર અફગાન, અફગાન પર મોગલો, મોગલો પર મરાઠા, અને બધાયના પર પરદ્વીપવાસી અંગ્રેજો ફાવ્યા છે તે પરસ્પર કુસંપને લીધે જ કુસંપને લીધે લદાયલી પરતંત્રતાની બેડી સંપની કાનસથી જ તૂટે)

---

## પ્રકરણ ૧૦ મું

# ઘોરી વંશ

**૧. ઘોરી વંશનો ઉદયઃ**—ગીજનીની દુર્દશા કરી અલાઉદ્દીન ફિરોઝકોટ પાછો ફર્યો. ત્યાં તે એશઆરામમાં મશગુલ થયો હતો, તેવામાં સેલ્જુક સુલતાન સંજરે ગીજની રાજ્ય પર ચડાઈ કરીને અલાઉદ્દીનને કેદ પકડયો. પણ અલાઉદ્દીને થોડા વખતમાં જ સંજરના મનનું સમાધાન કરીને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. ઇ. સ. ૧૧૫૬માં અલાઉદ્દીનનું મૃત્યુ થતાં તેનો છોકરો સૈફુદ્દીન ગાદીએ બેઠો. પણ ઇ. સ. ૧૧૫૭માં તેનું ખૂન થતાં અલાઉદ્દીનના બે ભત્રીજા નામે ગ્યાસુદ્દીન અને શાહબુદ્દીન એકત્ર રાજ્ય ચલાવવા લાગ્યા. બે રાજાઓએ હળીમળીને એકમતે રાજ્યકારભાર ચલાવ્યાનો મુસલમાની ઇતિહાસમાં આ એક જ દાખલો છે. રાજ્યના પશ્ચિમ તરફના મૂલક પર ગ્યાસુદ્દીન ધ્યાન આપતો અને પૂર્વ ભાગનો કારભાર શાહબુદ્દીન કરતો. કેટલાક એમ પણ માને છે કે રાજા તો એકલો ગ્યાસુદ્દીન જ હતો, શાહબુદ્દીન તો માત્ર તેના મદદનીશ તરીકે પૂર્વનો વહિવટ કરતો. ગમે તેમ હોય, પણ એ બે ઘોરી ભાઇઓની કારકીર્દીમાં ઘોરી રાજ્યની સારી જમાવટ થઇ, એ વાત નિર્વિવાદ. ગ્યાસુદ્દીન ઇ. સ. ૧૨૦૨મા મરણ પામતાં કુલ ઘોરી સામ્રાજ્યનો શાહબુદ્દીન માલિક થયો. ઇતિહાસમા એ મહમદ ઘોરીને નામે પણ ઓળખાય છે.

**૨. શાહબુદ્દીનની આરંભની સ્વારીઓઃ**—અફગાનિસ્તાનનો પાકો બદોબસ્ત કર્યા પછી શાહબુદ્દીને હિંદુસ્તાન ભણી લક્ષ દોડાવ્યું. મહમૂદ ગીજનીની માફક એણે પણ લાગલાગટ ત્રીસ વર્ષ લગી હિંદુસ્તાનમા ધાંધલ મચાવ્યું. એની નવ સ્વારીઓ પ્રસિદ્ધ છે.

સૌથી પ્રથમ તેણે ઈ. સ ૧૧૭૫-૭૬ માં મુલતાન પર ચડી આવી તે જીત્યું, અને ત્યાથી સિંધુ અને પાંચ નદીઓના સંગમ પર આવેલા

ઉચા નામના કિલ્લાને ઘેરો ઘાલીને લીધો ત્યાંની રાણીએ પોતાની પુત્રીનું લગ્ન તેના મૂળ ધણીને મારી નાખીને શાહબુદીન સાથે કર્યું શાહબુદીન પોતાની આ નવીન પત્નીને લઇને પાછો ફર્યો

બીજી સ્વારી તેણે ઇ સ. ૧૧૭૮મા ગુજરાત પર કરી પણ તેના બાળ મૂળરાજના ના ભા ભીમદેવે તેને હરાવી નસાડયો અજમેર આગળ પણ એને સોમેશ્વરનો માર ખાઇ પાછા હઠવુ પડ્યુ

ત્રીજી સ્વારી એણે ઇ સ. ૧૧૭૯મા ગીજનીવંશના છેલ્લા સુલતાન મલેક ખુશરૂ પર કરી પેશાવર કબજે કરી શાહબુદીન આગળ વધ્યો, એટલે મલેક ખુશરૂ ખંડણી આપવાનુ કબૂલ કરી તાબે થયો શાહબુદીન ખુશરૂના છોકરાને જામીન તરીકે લઇ પાછો ફર્યો

ચોથી સ્વારીમા શાહબુદીને સિંધ પ્રાંતને સમુદ્ર કિનારા પર્યંત લૂંટયો તથા દેવળ બંદર સુધીનો આખો મૂલક તાબે કર્યો, ઇ સ ૧૧૮૨.

પાંચમી સ્વારી એણે ઇ સ ૧૧૮૪મા પંજાબ પર કરી લાહોર સુધીનો મૂલક કબજે કર્યો તથા સિયાળકોટને કિલ્લેબંદી કરીને પાછો ફર્યો

૩ છઠ્ઠી સ્વારી—પંજાબનુ ખાલસા થવુ —ખંડણી આપવાના શરત બરાબર પાળ્યા જ્યાં શાહબુદીને લાહોર સુધીનો મૂલક લઇ કબજે કર્યાથી મલેક ખુશરૂને પોતાના રાજ્ય માટે ધાસ્તી પેઠી છેવટનો પ્રયત્ન કરી લેવાના નિશ્ચયથી મલેકે ગક્કર નામના પહાડી લોકોની મદદથી શાહબુદીને નવીન બાંધેલા સિયાળકોટના કિલ્લાને કબજે કર્યો એટલે શાહબુદીન તેને સજા કરવા ચડી આવ્યો ગક્કરોની મદદથી જંગે ના જંગમા હતો સામે મોઢે લડીને જીત મેળવવાનુ અસંભવિત લાગ્યાથી શાહબુદીને કપટકળાનો આશ્રય લીધો તેણે જાહેર કર્યું કે પોતાના રાજ્યની પશ્ચિમ સરહદ પર શત્રુ ચડી આવતા હોવાથી તેમને અટકાવવા પોતાને ખુરાસાન જવાની જરૂર છે, અને તેથી તે મલેક સાથ સલાહ કરવા માગે છે વળી એ વાતની ખાત્રી થાય એટલા સારુ એણે મલેકના છોકરાને જામીન દાખલ પોતાને કબજે રાખ્યો હતો તેને છોડી દીધો મલેક ભુલાવામા પડયો શાહબુદીનની સઘળી વાત સાચી સમજીને તે ગાફેલપણે પોતાના પુત્રને મળવા ધસ્યો એટલે મલેકની અસાવધતાનો લાભ લઇ તથા ખરી વાત ફુટી ન જાય તેવી સાવચેતી રાખી શાહબુદીન

આડફેટે રસ્તે મલેક અને તેની રાજધાનીની વચ્ચે આવી હસો રહ્યો, અને તેને શરણે આવવાની ફરજ પાડી. મલેક શરણે થતાં તેને તથા તેના છોકરાને કેદ કરી શાહબુદ્દીને ફિરોજકોટ મોકલી આપ્યા. ત્યાં આગળ થોડા દિવસની કેદ પછી તેમનો શિરચ્છેદ થયો. આણી તરફ શાહબુદ્દીને પંજાબ ખાલસા કરી પોતાના રાજ્ય સાથે જોડી દીધો, ઇ. સ. ૧૧૮૬.

**૪. સાતમી સ્વારી:—પૃથુરાજને હાથે શાહબુદ્દીનની હાર**—પંજાબના મુસલમાની રાજ્યનો અંત આણ્યા પછી શાહબુદ્દીને દિલ્હી લેવા તકાસ્યું. તે ધારણાથી તે ઇ. સ. ૧૧૯૧માં ફોજ સાથે ચડી આવ્યો. આણી તરફ પૃથુરાજ પણ તેના બનેવી સમરસિંહ સાથે મુસલમાનોને રોકવા નીકળ્યો. પાણીપતની નજીકમાં નારાયણ ગામ આગળ હિંદુ મુસલમાનોનાં સૈન્ય સામસામાં થયાં. તેમાં હિંદુઓની કુશળ વ્યૂહરચનાથી શાહબુદ્દીન હાર્યો અને કેદ પકડાયો. તેનું લશ્કર નાસી ગયું. તેની પુંઠે રજપૂતોએ ૪૦ માઇલ સુધી પડી તેનો ઘાણ કાઢયો. શાહબુદ્દીનને થોડા દિવસ કેદમાં રાખ્યા પછી ૮૦૦૦ ઘોડાનો દંડ લઇને પૃથુરાજે છોડી મેલ્યો. ફારસી ઇતિહાસકારો આ યુદ્ધમાં શાહબુદ્દીન ઘોરી પૃથુ-રાજને હાથે કેદ પકડાયાનું કબૂલ કરતા નથી. પણ ચંદ કવિના રાસામાં એ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ છે; એટલું જ નહિ પણ એ પહેલાં પણ શાહબુદ્દીન પૃથુરાજને હાથે છ વાર હારી કેદ પકડાયો હતો, અને એ છયે વાર પૃથુરાજે તેને જીવનદાન આપી છોડી મેલ્યો હતો.

**૫. આઠમી સ્વારી—પૃથુરાજની હાર અને કતલ:—** પૃથુરાજની કેદમાંથી છૂટતા જ શાહબુદ્દીન સીધો ગીજની ગયો. ત્યા બહારથી તો તે ખુશખુશાલીમાં રહી હિંદુસ્તાન માટે જાણે પોતાને દરકાર જ પરવા ન હોય એમ દેખાડવા લાગ્યો. પણ અંદરખાનેથી તો તે ધુંધવાઇ રહ્યો હતો. તેણે એક વાર પોતાના વજીરને કહ્યું હતું કે "રાત્રે અને નિરાંતે ઉંઘ આવતી નથી. મારા મન પર નિશદિન ફિકર અને ચિંતાનો બોજો રહ્યા કરે છે." આ પરાજયનું વેર વાળવા

તે યોગ્ય તકની રાહ જોતો હતો. તેવામાં પૃથુરાજથી દુભાયલ હાહુલીરાય તેને આવી મળ્યો. તેને મોઢેથી પૃથુરાજની નબળાઇ અને બેદરકારીની વાત જાણી લઇ તેણે પોતાની આગલી હારનું વેર વાળવાની તૈયારી કરી; ને ૧૨૦૦૦૦ માણસનું જબરૂં અને જૂની લશ્કર જમાવી ઈ. સ ૧૧૯૩ માં તે ફરી વાર પૃથુરાજ પર ચડયો.

આગળ જણાવ્યા પ્રમાણે પૃથુરાજ આ વખતે સંયુક્તાના પ્રેમમાં ચકચૂર થઇ બેદરકાર બન્યો હતો. પરંતુ શત્રુનું નામ સાંભળતાં જ તે ટટાર થયો. સંયુક્તાએ પણ પોતાને હાથે તેને હથીઆર સજાવી તેનો ઉત્સાહ વધાર્યો. બની શકે તેટલી ફોજ જમાવી તથા ચંદની સલાહથી ચામુંડરાયને કેદમાંથી છોડી તે શત્રુઓ સામે આગળ વધ્યો. સમરસિંહ રાવળ આ વખતે પણ પોતાના પાટવી કુંવર કલ્યાણસિંહ અને ૧૩૦૦૦ સીસોદીઆ શરવીરોની સાથે પૃથુરાજની કુમકે આવ્યો હતો. થાણેશ્વર આગળ હિંદુ મુસલમાનોના લશ્કર છાવણી નાખીને પડયાં. સમરસિંહની સલાહથી પૃથુરાજે શાહબુદ્દીનને કહાવ્યું કે "તમને હારીને ગયાને બે વર્ષ તો થયાં નથી, હજી તમારા અંગ પરના જખમો પૂરા રૂઝાયા પણ નહિ હોય; એટલામાં વળી કયાં મોત માગવા આવ્યા છો? હજી પણ સમજીને પાછા ફરશો તો અમે તમને નિર્વિઘ્ને જવા દઇશું" શાહબુદ્દીને રજપૂતોની ઉદારતા બતાવનારા આ સંદેશાનો લાભ લઇ તેમને છેતર્યા. તે જાણતો હતો કે રજપૂતો બહાદુર પણ પ્રામાણિક અને વિશ્વાસુ છે તેથી તેણે કહાવ્યુ કે "હું તો મારા ભાઇનો સરદાર છુ, તેના હુકમ પ્રમાણે ચાલું છુ પાછા ફરવા માટે આજે હુ તેને પૂછાવું છુ. તેનો હુકમ આવશે તે પ્રમાણે કરીશ." આ ઉપરથી રજપૂતો સમજ્યા કે શાહબુદ્દીન લડવાથી ડરે છે, તેના ભાઇનો હુકમ આવતાં તે જરૂર પાછો જશે. મુસલમાનોને પોતાના જેવા પ્રામાણિક માની રજપૂતો ગાફેલ બન્યા. મુસલમાનોની હીલચાલ પર ખાતની રાખવા જેટલી પણ અગમચેતી તેમણે વાપરી નહિ એટલે

એક દિવસે રાત્રે શાહબુદ્દીને અચાનક છાપો મારી નચિંત ઉંઘતા રજપૂત સૈન્યનો ઘણો ઘાણ કાઢી નાખ્યો. છતાં પણ, છાવણીના બીજા ભાગના રજપૂતો થોડી વારમાં તૈયાર થઇ વ્યૂહબંધ મુસલમાનો પર ધસી આવ્યા. શાહબુદ્દીને તેમના વ્યૂહને ભેદવા ઘણીએ મહેનત કરી, પણ રજપૂતોનો અડગ વ્યૂહ કોઇ પણ રીતે ભેદી નહિ શકાયાથી તેણે એક યુક્તિ અજમાવી. જાણે રજપૂતોનો માર સહન નહિ થયાથી પોતે નાસી જતો ન હોય, એવો એણે ડોળ કર્યો. પણ તે સાથે એણે ખાસ સાવચેતી રાખી હતી કે તેના લશ્કરમાં મુદ્દલ ભંગાણ ન પડે. આણી તરફ રજપૂતોએ મુસલમાનોને નાસતા જોઇ માની લીધું કે તેઓ ખરેખરા હારીને નાસે છે. એટલે તેમણે તેમની પૂંઠ પકડી. પણ તેમ કરવા જતાં તેમની વ્યૂહરચનાનો ભંગ થયો. રજપૂતોને બરાબર વિખરાઇ ગયેલા જોતાં જ, શાહબુદ્દીને પોતાના લશ્કરને એકાએક થોભાવ્યું, અને ૧૨૦૦૦ ચુનંદા સ્વારો સાથે તે રજપૂતો પર તૂટી પડ્યો. મુસલમાનોના આ વ્યવસ્થિત મારા આગળ વિખરાયલા રજપૂતો ટકી શક્યા નહિ. તેમના ઘણા માણસો કપાઇ ગયા, અને પૃથુરાજ જીવતો કેદ પકડાતાં શાહબુદ્દીને તેની કતલ કરાવી.*

* પૃથુરાજના મૃત્યુ વિષે રાસામાં જુદી હકીકત મળી આવે છે. એમાં લખ્યા પ્રમાણે તો "પૃથુરાજને તુરત કતલ ન કરતાં શાહબુદ્દીન તેને આંધળો કરી પોતાની સાથે ગીઝની લઇ ગયો હતો. ત્યાં એના હાથપગમાં ૫૦ મણની બેડી નાખી તેને કેદમાં નાખ્યો હતો. તે પછી કેટલેક દહાડે ચંદ બારોટ કે જે યુદ્ધની શરૂઆતમાં માતાના દેવળમાં કેદ પકડાઇ રહેલો હતો, તે ગીઝની ગયો અને શાહબુદ્દીનને ખુશ કરી તેણે પૃથુરાજની પાસે 'શબ્દવેધ' નો તમાસો કરાવવાની ગોઠવણ કરી. શાહબુદ્દીન પોતાની આગળ સાત લોખંડના તવા બંધાવી ઉંચે આસને બેસે અને પછી ત્યાંથી જે તવા પર તે કાંકરી મારે તેનો અવાજ સાંભળી પૃથુરાજ તે તવાને વીંધે એવું ઠરાવ્યું હતું. આ વખતે પૃથુરાજને જેટલાં ધનુષ્ય આપવામાં આવ્યાં તે બધાંય પણછ ચડાવતાં ચડાવતાંમાંજ તૂટી ગયાં.

**૬. ભરતખંડમાં મુસલમાની રાજ્યની સ્થાપના:—** થાણેશ્વરની જીતથી જો કે દિલ્હી તો એકદમ શાહબુદ્દીનના હાથમાં આવ્યું નહિ, તોપણ અજમેર તે સહેલાઈથી લઈ શક્યો. અજમેરમાં પેસી ત્યાંના નિરપરાધી લોકોની તેણે કતલ કરી તથા દેવળો તોડીને મસીદો બનાવી. તે પછી પોતાની પસંદગીના એક શખ્સને અજમેરની ગાદીએ પોતાના ખંડીઆ તરીકે બેસાડી શાહબુદ્દીન પુષ્કળ લૂંટ સાથે પોતાને દેશ પાછો ફર્યો. જતી વખતે તે જીતાયલા મૂલકના બંદોબસ્ત સારૂ તથા ભરતખંડની અધુરી રહેલી જીત પૂરી કરવા

---

આખરે જ્યારે પૃથુરાજનું પોતાનું ધનુષ્ય લાવી આપવામાં આવ્યું ત્યારે કામ ચાલ્યું. પૃથુરાજ કમાન ખેંચી તૈયાર થયો એટલે ચંદ બારોટે નીચેનો દુહો લલકારી શાહ અને પૃથુરાજની વચ્ચેનું અંતર જણાવી દીધું.

चार बंस चोवीस गज, अगुल अष्ट प्रमान ।<br>
इतने पैं सुल्तान है, मत चूक्के चहुआन ॥

પછી ઠરાવ પ્રમાણે શાહબુદ્દીને હોંકારી મારતાં જ પૃથુરાજે ઉપલું અંતર લક્ષમાં લઈ તીર છોડયું. તે તવાને વીંધી શાહને વાગ્યું ને શાહ સિંહાસન પરથી ગબડી પડયો પૃથુરાજ અને ચંદે કટારથી એકબીજાના પ્રાણ લીધા" રાસાની આ હકીકત પરથી તો પૃથુરાજ, ચંદ અને શાહબુદ્દીનનાં મૃત્યુ એકી સમયે એક જ ઠેકાણે થયાનું માલમ પડે છે. પણ ફારસી ગ્રંથોમાં એ બાબતનો બીલકુલ ઉલ્લેખ નાહ હોવાથી તથા શાહબુદ્દીન તે પછી કેટલેક વર્ષે ગક્કરોને હાથે માર્યો ગયો હતો, એ વાતનો સબળ પૂરાવો હોવાથી ઇતિહાસકારો રાસાની આ બીનાને કપોલકલ્પિત કહી ઉડાડી દે છે પરંતુ એ બીનાને એ રીતે છેક જ ખોટી માની લેવી ઠીક નથી. રાસામાં દાખલ થવા માટે એને કંઇક તો આધાર હોવો જ જોઇએ. માટે લાગે છે કે રાસામાં વર્ણવેલો શબ્દવેધનો આ પ્રસંગ નિદાન ખરો હશે, અને ચંદ તથા પૃથુનાં મરણ પણ એ રીતે નીપજ્યા હશે પૃથુના તીરથી શાહબુદ્દીન ઘાયલ થતો બચી ગયો હોય કે સ્હેજ ઘાયલ થઇ સાજો થયો હોય તે બનવાજોગ છે વળી એ બીના શાહને અપમાનકારક હોવાથી ફારસી ઇતિહાસકારોએ તેનો ઉલ્લેખ ન કર્યો હોય તે પણ સંભવિત છે.

માર કુતુબુદ્દીન ઐબક નામના પોતાના એક માનીતા ગુલામ સરદારને મુકતો ગયો. આ ઐબકે પૃથુરાજનો દ્રવ્ય રેણુથી દિલ્હીનો બચાવ કરી ગ્યો હતો તેની પાસેથી તે ઘેરો ઘાલી લીધુ, ને રેણુસીને પકડી ઠાર માર્યો. એ રીતે હિંદુસ્તાનમા મુસલમાનોના પરદેશી * અમલની સ્થાપના થઇ, ઇ સ. ૧૧૯૩.

**૭ નવમી સ્વારી**—**કનોજના રાજ્યની આખર**—પૃથુરાજને હરાવી માર્યા પછી બીજે જ વર્ષે એટલે કે ઈ સ ૧૧૯૪મા શાહબુદ્દીન ફરી હિંદુસ્તાનમા આવ્યો, અને ઐબકને લઇ કનોજ પર ચઢ્યો. પૃથુરાજ ઉપર વેર વાળવાની ધૂનમા જયચંદ્રે શાહબુદ્દીનને દિલ્હી જીતવાને ઉશ્કેર્યો હતો, અને પોતે ત્રાહિતની પેઠે તેનો નાશ થતો જોઇ રહ્યો હતો પોતાની તે ભૂલ હવે એને સમજાઇ; પણ હવે ઇલાજ નહોતો. જયચંદ્ર મુસલમાનોની સાથે બહાદુરીથી લડ્યો, છતા હાર્યો અને મરાયો. શાહબુદ્દીને કનોજની ઘણા વર્ષોની એકઠી થયેલી દોલત લૂટી લીધી ને શહેરને ઉજ્જડ કર્યું ત્યાથી આગળ વધીને એણે કાશીના પ્રખ્યાત હિંદુ દેવળો તોડ્યા, મૂર્તિઓ ભાગી અને અપાર લૂટ એકઠી કરી એ પ્રમાણે છેક બિહાર પ્રાત સુધી દરોડો પાડી તે પાછો ફર્યો કનોજના રાજ્યને શાહબુદ્દીને પોતાના રાજ્ય સાથે જોડી દીધુ જીવતા રહેલા રાઠોડો રજપૂતાનામા જઇ વસ્યા અને ત્યા કેટલીક મુદતે તેમણે જોધપુર નામનુ શહેર વસાવી તેમા પોતાની રાજધાની કરી

* મુસલમાનોને આ ઠેકાણે 'પરદેશી' કહ્યા છે, તેનુ કારણ એ કે તે વખતે મુસલમાનો આ દેશમા 'જેતા' અને 'રાજ્ય કર્તા' તરીકે આવેલા હતા, અને તેથી તેમના અને પ્રજાના સ્વાર્થ જુદા હતા અત્યારે પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઇ છે અત્યારે તો મુસલમાનો પણ આ દેશના વતની બન્યા છે હિંદુસ્તાનમા ઘર કરી રહેલા તમામ લોકો હિંદુસ્તાનના વતની હોઇ હિંદી કહેવાય તે હિસાબે અહીં વસતા હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધાયે હિંદી છે

**૮ કુતુબુદ્દીનની કામગીરી**—શાહબુદ્દીનના પાછા ફર્યા પછી કુતુબુદ્દીને ગ્વાલીયરના રાજા પાસેથી ખંડણી વસુલ કરી તથા અજમેરના રાજાએ બંડ કર્યાથી તે રાજ્ય જીતી ખાલસા કર્યું. ઈ. સ. ૧૧૯૫મા તેણે ચિતોડ પર સ્વારી કરી, પણ ત્યાં સમરસિંહની બહાદુર રાણી કર્મદેવીના પરાક્રમ આગળ તેને પાછા હઠવું પડ્યું. તે પછી ઈ સ. ૧૧૯૭મા કુતુબુદ્દીને ગુજરાત પર સ્વારી કરીને ભોળા ભીમદેવને હરાવીને નસાડ્યો. તે રાજ્ય ખાલસા કરવાનો તેનો વિચાર હતો, પરંતુ તે પાર પડતા પહેલાં જ તેને દિલ્લી પાછા ફરવું પડ્યું.

**૯ બંગાળાની જીત**—બખ્તીયાર ખીલજી નામના શાહબુદ્દીન-ના એક બીજા ગુલામ સરદારે ઇ સ ૧૧૯૯મા બિહાર અને અયોધ્યા પ્રાંતો જીતી લીધા, ને ત્યાંના બૌદ્ધ મઠોનો નાશ કર્યો તે પછી ઇ સ. ૧૨૦૩મા એક દહાડો તે થોડાક સ્વાર સાથે સોદાગરના વેશે બંગાળાની રાજધાની 'નદીઆ'મા પેઠો, અને રાજમહેલ આગળ પહેરેગીરોને કાપી નાખી ધાંધલ મચાવ્યું વૃદ્ધ રાજા લક્ષ્મણસેન તે વખતે ભોજન કરતો હતો, તે બીકનો માર્યો પાછલે બારણેથી નાસી ગયો અને જગન્નાથ જઈ રહ્યો બંગાળા સહેજે મુસલમાનોને તાબે થયું

એ રીતે લગભગ આખા ઉત્તર હિંદુસ્તાન પર મુસલમાની સત્તા જામી.

**૧૦. શાહબુદ્દીનનું મૃત્યુ**—શાહબુદ્દીનના છેવટના દિવસ એકંદર ઝાઝા સુખમા ગયા નહિ ખારીઝમના સુલતાન સાથે ટંટો થતા શાહબુદ્દીને તેના પર ચડાઈ કરી પણ તેમા એનો પરાજય થયો અને મહા મુશ્કેલને દંડ આપી તે જીવતો છૂટ્યો તેના આ હારથી ખુદ ગીજની અને મુલતાનમા પણ બંડ થયા, અને ગખ્ખર લોકોએ પંજાબ પર સ્વારી કરી લાહોર શહેર લીધું તેથી ગીજની અને મુલતાનના તોફાન સમાવી તે ગખ્ખરોને સજા કરવા લાહોર આવ્યો. ત્યા ગખ્ખરોને હરાવી તેણે વશ કર્યા, અને ઘણાને તેમને મુસલમાન

બનાવ્યા. પછી ત્યાંથી શાહબુદ્દીન આગળ જવાના ઇરાદાથી સિંધુ નદીને કાંઠે રોહતક ગામમાં છાવણી નાખી પડ્યો હતો, ત્યારે ઉનાળાની ઋતુ હોવાને લીધે હવા આવવા સારૂ તેણે પોતાના તંબુની બાજુઓ ખુલ્લી રખાવી હતી. તે તકે પોતાનાં સગાંસંબંધીઓનું વેર લેવાને ટાંપી રહેલા કેટલાક ગક્કર લોકોએ તેના તંબુમાં ઘુસી જઇ તેના પ્રાણ લીધા, ઇ. સ. ૧૨૦૬. તેના શબને ગીઝની લઇ જઈ દાટવામાં આવ્યું.

**૧૧. મહમૂદ ગીઝની અને શાહબુદ્દીનનો મુકાબલો:—** એ બન્ને સુલતાનો શૂરવીર યોદ્ધાઓ હતા. બન્નેએ નાના રાજ્યથી શરૂઆત કરી મોટાં સામ્રાજ્ય સ્થાપ્યાં હતાં. તેમ બન્નેએ હિન્દુસ્તાન પર લાગલાગટ ત્રીશ વર્ષ સુધી સ્વારીઓ કરી ધાધલ મચાવ્યા હતાં. પરંતુ સુલતાન મહમૂદનું લક્ષ મોટે ભાગે લૂંટ તરફ હોવાથી એણે રજપૂત રાજાઓને હરાવ્યા બાદ તેમનાં રાજ્ય તેમને પાછા સોંપી દીધા, ત્યારે શાહબુદ્દીને લૂંટ કરવા ઉપરાંત રજપૂત રાજાઓના રાજ્ય એક પછી એક જીતી લઇ તેમના પર મુસલમાન સત્તા બેસાડી. સુલતાન મહમૂદ ડાહ્યો, ચતુર તથા સંસ્કારી અને ન્યાયી હતો, ત્યારે શાહબુદ્દીનમાં તે ગુણોનો અભાવ હતો. ધર્મને બ્હાને મહમૂદ તરફથી ખાસ જૂલમ થયો નથી, ત્યારે શાહબુદ્દીને નિરપરાધી પ્રજાજનોની કતલ કરી પોતાનું જંગલી ઝનૂન દાખવ્યું છે. મહમૂદે લાહોરના રાજા જયપાળને કેદ પકડી જીવતો છોડી દેવાની ઉદારતા બતાવી હતી, ત્યારે શાહબુદ્દીને પોતાને અનેક વાર જીવિતદાન બક્ષનાર પૃથુરાજની કતલ કરવાની અપકારવૃત્તિ દાખવી. ગીઝનીશાહ પોતે વિદ્વાન હોઇ વિદ્વાનોને આશ્રય આપતો હતો, તેથી તેનું નામ આજ પણ ઇસલામી આલમમાં પ્રસિદ્ધ છે; ત્યારે ઘોરીશાહના સંબંધમાં તેમ નથી. છતા હિંદુસ્તાન પૂરતો વિચાર કરતાં તો હિંદુસ્તાનમા મુસલમાની સત્તાનો પાયો નાખવાનો જશ શાહબુદ્દીનને જ મળે.

**૧૨. ઘોરી વંશની આખર:**—શાહબુદીનના મરણ પછી તેનો ભત્રીજો મહંમદ એની ગાદીએ બેઠો. પણ તે નબળો હોવાથી શાહબુદીનના ત્રણ ગુલામ સરદારો પોતપોતાની હકુમતમાં સ્વતંત્ર થયા. એલ્દોઝ ગીજનીમા, કુતુબુદીન દિલ્હીમા અને નાસિરદીન કુબાચા સિંધ મુલતાનમાં. તેમને વશ કરવાની તાકાત મહંમદનામાં નહિ હોવાથી તેણે કુતુબુદીનની સ્વતંત્રતા સ્વીકારી તેને હિંદુસ્તાનના સુલતાનનો ખિતાબ મોકલી આપ્યો. એટલે હિંદુસ્તાનમાના ઘોરી વંશની સમાપ્તિ થઇ કુતુબુદીનના ગુલામવંશનો સ્વતંત્ર અમલ શરૂ થયો, ઈ. સ. ૧૨૦૬.

તે પછી થોડા જ વર્ષમાં મહંમદ મરણ પામતાં ખારીઝ્મના સુલતાને ગીઝની અને ફિરોજકોટ જીતી લઇ ત્યાંના ઘોરી વંશની પણ આખર આણી, ઈ. સ. ૧૨૧૫.

---

## પ્રકરણ ૧૧ મું

---

## ગુલામ વંશ

### ઈ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦

**૧. ગુલામવંશ:**—કુતુબુદીન ઐબક એ હિંદુસ્તાનમાં થયેલો પહેલો મુસલમાન સુલતાન હતો. તે પોતે શાહબુદીનનો ગુલામ હતો તેથી, તથા એના પછી ગાદીએ આવેલા અલ્તમશ, બલબન વગેરે પણ એની પેઠે મૂળ ગુલામ હોઇ સ્વપરાક્રમથી ઉંચે દરજ્જે ચડેલા હતા તેથી કુતુબુદીને સ્થાપન કરેલા રાજવંશને "ગુલામવંશ" કહેવામાં આવે છે. આ વંશનો અમલ હિંદુસ્તાનમાં ચોરાશી વર્ષ

ચાલ્યો તે દરમીયાન અનેક જાતના દગાફિસાદ ચાલુ હતા અને મુલકમા ઝાઝી શાંતિ નહોતી

૭. **કુતુબુદ્દીન**—એનો જન્મ તુર્ક જાતિમા થયો હતો એ નાનો હતો તેવામા કોઇએ તેને નસાડીને ખોરાસાનની રાજધાની નિશાપુરમા એક શ્રીમંત ગૃહસ્થને ત્યા ગુલામ તરીકે વેચ્યો હતો એ ગૃહસ્થે એને અરબી તથા ફારસી ભણાવીને હોશિયાર કર્યો તે ગૃહસ્થના મૃત્યુ બાદ એક વેપારીએ તેને વેચાતો લઇને શાહબુદ્દીનને ભેટ કર્યો ત્યા એ પોતાના રૂપ, ગુણ તથા બહાદુરીથી થોડા જ વખતમા શાહબુદ્દીનનો માનીતો થઇ પડ્યો શાહબુદ્દીને એને પોતાના લશ્કરમા એક સરદાર બનાવ્યો ખારીજમીઅનો સાથેની લડાઇમા તે એક વાર શત્રુના હાથમા કેદ પકડાઇ ગયો હતો પણ ત્યાથી ફરી પાછો શાહબુદ્દીનના હાથમા આવતા શાહની પ્રીતિ તેના પર ઘણી જ વધવા પામી વળી પ્રામાણિકપણુ અને વફાદારીના ગુણ પણ તેનામા બહુ ઉત્તમ પ્રકારના હતા આથી કરી પૃથુરાજને હરાવ્યા પછી શાહબુદ્દીને એને જ પોતાના પ્રતિનિધિ કે વૉઇસરૉય તરીકે હિંદુસ્તાનમા મુકયો હતો અને ખરે જ કુતુબુદ્દીન બહુ પ્રામાણિક હતો ખારીજમીઅનોને હાથે શાહબુદ્દીનની હાર થતા એ કોઝ વગેરે એના બીજા સરદારોએ જ્યારે બંડ કર્યાં, ત્યારે કુતુબુદ્દીને વફાદાર રહી તેને મદદ કરી હતી શાહબુદ્દીનના વૉઇસરૉય તરીકે એણે ઉત્તર હિંદુસ્તાનનો ઘણો ભાગ જીતી લીધો દિલ્હી મીરત, કાલ્પી, કલિંજર, ગ્વાલિયર, બનારસ અને અણહિલવાડ વગેરે જીતી લઇને એણે મુસલમાન સત્તા તળે આણ્યા મુસલમાન-સત્તાને હિંદુસ્તાનમા પગભેર કરવાનું માન કુતુબુદ્દીનને જ ઘટે છે શાહબુદ્દીનના મૃત્યુ બાદ એના વંશ જ મહમદે એને હિંદુસ્તાનના સુલતાનનો ખિતાબ અને પોશાક મોકલી આપ્યા, એટલે હિંદુસ્તાનમા સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થપાયુ અને તેનો પહેલો સુલતાન કુતુબુદ્દીન થયો, ઇ સ ૧૨૦૬.

કુતુબુદ્દીન આવી રીતે હિંદુસ્તાનનો સ્વતંત્ર સુલતાન થયો તે વાત એના સસરા અલ્દોઝને ગમી નહિ આ એલ્દોઝ શાહબુદ્દીનના મૃત્યુ પછી ગીજનીની આસપાસનો મુલક પચાવી પડી પોતાની મેળે સુલતાન થઇ પડયો હતો એણે કુતુબુદ્દીનને પોતાના તાબાનો ગણી તેની પાસે ખડણી માગી પરંતુ કુતુબુદ્દીને તેનો એ હક નહિ સ્વીકાર્યાથી એલ્દોઝે હિંદુસ્તાન પર સ્વારી કરી લડાઇ થઇ તેમાં કુતુબદ્દીને એલ્દોઝને હરાવ્યો, એટલું જ નહિ પણ ઠેઠ ગીજની સુધી તેની પૂઠે પડી ગીજની પ્રાંત પણ જીતી લીધો પણ એલ્દોઝે ફરી લશ્કર જમાવી કુતુબુદ્દીનને હરાવ્યાથી તે પાછો હિંદુસ્તાનમાં આવ્યો તે પછી એણે ફરી ગીજની લેવાનો લોભ કર્યો નહિ, તેમ એલ્દોઝ તરફથી પણ એને વધુ પજવણી થઈ નહિ. કુમાયા અને બખ્તીયારે તો કુતુબુદીનનું ઉપરીપણું પહેલેથી કબૂલ રાખેલું હોવાથી સિંધથી બંગાળા સુધીનો લગભગ આખો ઉત્તર ભરતખંડ એના તાબામાં હતો એ વિસ્તીર્ણ મૂલકનો બંદોબસ્ત કરીને તેણે ન્યાય અને શાંતિથી છેવટ સુધી રાજ્ય કર્યું હાલ 'પોલો' નામની રમતને મળતી ગમત ગમતા ઘોડા પરથી પડી જવાથી કુતુબુદ્દીનનું મરણ થયુ, ઇ સ ૧૨૧૦

કુતુબદ્દીન બહુ ન્યાયી હતો અને તેના રાજ્યમાં પ્રજા સુખી હતી એની અતિશય ઉદારતાને લીધે તેને 'લખબક્ષ' એટલે કે લાખ રૂપીઆનું દાન આપનારનું નામ મળ્યુ હતું એણે દિલ્હીની પહેલી જુમ્મામસ્જીદ (કુતુબમિનાર પાસે) તથા કુતુબમિનાર બંધાવ્યા

૩. કુતુબમિનાર—એ હાલની દિલ્હીથી ૧૨ માઇલને અંતરે આવેલા છે મુસલમાનોએ હિંદુસ્તાન જીત્યાની યાદગીરી તરીકે કુતુબુદીને એ મોટો મિનારો બંધાવવા માંડયા અને અલ્તમશે તે પૂરો કરાવ્યો એ મિનારો લાલ પત્થરનો બાંધેલો હોઇ અત્યારે જોનારને એમજ લાગે કે જાણે તે હમણાં જ બંધાયો છે એ મૂળ

૨૫૦ ફુટ ઉંચો હતો. એનો ઉપલો થોડોક ભાગ ધરતીકંપથી પડી ગયો છે, છતાં તે અત્યારે પણ દુનીઆના સઘળા મિનારાઓમાં ઉંચામાં ઉંચો છે. તેના પહેલા બે મજલાની ચારે બાજુએ કુરાનનાં વાક્યો અરબી ભાષામાં કોતરેલાં છે. આ મિનારાના સંબંધમાં એક એવી પણ દંતકથા ચાલે છે કે તે મૂળ પૃથુરાજનો બંધાવેલો હતો. પૃથુરાજની કુંવરીને રોજ જમનાજીની આરતિનાં દર્શન કરવાનો નિયમ હતો; તેથી એને મહેલમાં બેઠાં આરતિનાં દર્શન થાય એટલા માટે પૃથુરાજે આ ઉંચો મિનારો બંધાવ્યો હતો. પૃથુરાજના મરણ પછી કુતુબુદ્દીને એમાં થોડો સુધારો વધારો કરી એને પોતાનું નામ આપ્યું, ત્યારથી તે કુતુબ મિનાર તરીકે ઓળખાય છે.

ગમે તેમ હોય, પણ એ મિનારો આજે કુતુબુદ્દીનની કીર્તિની સાક્ષી પૂરતો જગતમાં પોતાનું ડોકું ઉંચું કરી રહ્યો છે. દુનીઆની નવ અજાયબીઓમાં કુતુબ મિનારની ગણના થતી હોઇ તે દરેક જણે અવશ્ય જોવા જેવો છે.

૪. **આરામઃ**—કુતુબુદ્દીન પછી તેનો વડો પુત્ર આરામ દિલ્હીની ગાદીએ બેઠો. પરંતુ તેનામા રાજ્ય ચલવવાની શક્તિ નહિ હોવાથી પ્રાંતોના સુબા સ્વતંત્ર થવા લાગ્યા. નાસરૂદ્દીન કુબાચા સિંધ અને મુલતાન પ્રાંતો પચાવી પડ્યો અને બખ્તીયાર ખીલજી બિહાર અને બંગાળાનો કારભાર સ્વતંત્રપણે કરવા લાગ્યો. વળી એલ્દોઝે પણ લાહોર જીતવાની તજવીજ કરવા માંડી. આવી સ્થિતિ જોઇ દિલ્હીના ઉમરાવ મંડળે કુતુબુદ્દીનના જમાઇ અલ્તમશને દિલ્હીની ગાદી સંભાળી લેવા વિનંતિ કરી. અલ્તમશ તે વખતે બદાઉન (રોહિલખંડ) પ્રાંતની સુબાગીરી પર હતો. ઉમરાવોની વિનંતિ માન્ય કરી તે તુરત જ દિલ્હી આવ્યો અને આરામને મારી ગાદીએ બેઠો, ઇ. સ. ૧૨૧૧.

૫. સુલતાન શમસુદ્દીન અલ્તમશ:—એનો જન્મ એક ખાનદાન તુર્કી કુટુંબમાં થયો હતો, પરંતુ એના ભાઇઓએ દ્વેષભાવથી એને એક વેપારીને વેચી દીધો હતો. એ વેપારી પાસેથી કુતુબુદ્દીને એને રાખ્યો. અલ્તમશ બહુ દેખાવડો અને બુદ્ધિમાન હોવા ઉપરાંત બહાદુર પણ બહુ હતો. તેથી થોડા જ વખતમાં તે કુતુબુદ્દીનનો માનીતો થઈ પડયો. કુતુબુદ્દીન એને પોતાના પુત્ર પ્રમાણે ગણતો હતો, એટલું જ નહિ પણ વખત જતા એણે પોતાની એક પુત્રી પણ એની સાથે પરણાવી હતી. કુતુબુદ્દીનના મરણ વખતે તે બદાઉનની સુબાગીરી પર હતો. અમીરોના બોલાવ્યાથી તે દિલ્હી આવ્યો, અને આરામને મારી ગાદીએ બેઠો, ઇ. સ. ૧૨૧૧.

પૂર્વજીવન અને રાજ્યારોહણ

અલ્તમશ ગાદીએ બેસતાં જ એલ્દોઝે પાછો ઉપરીપણાનો દાવો કર્યો. પણ તે પછી થોડા જ વખતમા તે ખારીજમના સુલતાનથી હાર પામી હિંદુસ્તાનમાં નાસી આવ્યો. અહિં તેણે દિલ્હીનું તખ્ત કબજે કરવાનો પ્રયત્ન કર્યો; પણ અલ્તમશે તેને થાણેશ્વર પાસે હરાવીને કેદ પકડી લીધો, અને જીવતા સુધી તેને પોતાના કેદખાનામાં જ રાખ્યો. ઇ. સ. ૧૨૧૫.

જીતો

આ બહારના શત્રુથી નિર્ભય બનતાં જ અલ્તમશે બંડખોર સુબેદારોને વશ કરવા તરફ લક્ષ પરોવ્યું. સૌથી પ્રથમ તેણે સિંધના હાકેમ નાસિરૂદ્દીન કુબાચા પર ચઢાઇ કરી, ઇ. સ. ૧૨૧૭. પણ તેમા એને ઝાઝો યશ ન મળતાં પાછા ફરવું પડયું. પણ ઇ. સ. ૧૨૨૪ માં એણે ફરી સ્વારી કરી; તેમા કુબાચાનો સજ્જડ પરાભવ થયો અને જળમાર્ગે નાસી જતાં તોફાનમાં એનું વહાણ ભાંગી જવાથી તે સહકુટુંબ સિંધુ નદીમા ડૂબી મુઓ. એટલે અલ્તમશે તેનો સઘળો મૂલક (ઉત્તર સિંધ) ખાલસા કરી પોતાના રાજ્યમાં જોડી દીધો.

ઇ. સ. ૧૨૨૫મા અલ્તમશે બંગાળા પર સ્વારી કરીને બખ્રીયાર ખીલજીને નમાવ્યો. બિહાર પ્રાંત બખ્રીયાર પાસેથી

છીનવી લઇને અલ્તમશે દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધો, અને બંગાળાનો કારભાર પણ પોતાના સુબા તરીકે કરવાની એની પાસેથી કબૂલાત લીધી બિહાર પ્રાંત ફરી મેળવવાનો પ્રયત્ન કરવા જતાં બખ્તીયાર ત્યાંના સુબાને હાથે માર્યો ગયો.

તે પછી ઈ. સ ૧૨૨ મા રજપૂતાનામાં આવેલો રણથંભોરનો કિલ્લો જીતી એણે માળવા પર ચઢાઈ કરીને માંડવગઢનો કિલ્લો જીતી લીધો ગ્વાલિયરનો કિલ્લો રજપૂતોએ લડીને પાછો જીતી લીધો હતો તે એણે ઇ. સ ૧૨૩૧માં પાછો મેળવ્યો ત્યાંથી આગળ ચાલી એણે માળવાની રાજધાની ઉજ્જયની જીતી લઈ માળવી રાજ્યની આખર આણી, ઇ સ ૧૨૩૪. એ વેળા ઉજ્જયનીના સઘળા દેવળોનો અલ્તમશે નાશ કર્યો હતો

એ રીતે અલ્તમશે પોતાના બાહુબળથી કુતુબુદ્દીનના રાજ્યનો સઘળો મુલક પાછો મેળવ્યો, એટલું જ નહિ પણ માળવા જીતી વિંધ્યાચળના ઉત્તરના સઘળા ભરતખંડ પર મુસલમાની સત્તાનો દોર જમાવ્યો

**ચંગિસખાંની સ્વારી**

આ સુલતાનની કારકીર્દિમાં ચંગિસખાં નામનો જોરાવર મોગલ બાદશાહ ખારીજમના સુલતાનની પૂઠે લાગી ઠેઠ સિંધુ નદી સુધી ચઢી આવ્યો હતો પરંતુ અમુક વ્હેમી માન્યતાને લીધે તે આગળ ન જતાં ત્યાંથી જ પાછો ફર્યો હતો, ઇ. સ. ૧૨૨૭.

**ખલીફાનું માન**

ઇ સ ૧૨૨૮માં બગદાદના ખલીફાના વકીલોએ દિલ્હીમાં આવી અલ્તમશને હિંદુસ્તાનના સ્વતંત્ર સુલતાનની પદવી તથા પોષાક એનાયત કર્યા હતા તે પછી અલ્તમશે અનેક નવીન ખિતાબ પોતાના નામ સાથે જોડયા હતા, અને નવીન નાણું પાડી તેમના પર એ બધા ખિતાબો અરબી ભાષામાં કોતરાવ્યા હતા

૨૫ વર્ષ રાજ્ય ભોગવી અલ્તમશ ઈ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો. એના મરણ વખતે મેવાડ, ગુજરાત અને દક્ષિણ સિંધ સિવાયનો સઘળો ઉત્તર ભરતખંડ મુસલમાનોના હાથમા હતો.

મૃત્યુ

કુતુબુદ્દીને બંધાવવા માંડેલો મિનારો આ સુલતાને પુરો કરાવ્યો, અને અજમેરમાં હિંદુઓના એક પ્રખ્યાત મકાનમાં સુધારો વધારો કરી તેને મસ્જિદનું રૂપ આપ્યું, જે આજે અજમેરમાં "અઢી દિનકા ઝુંપડા" નામથી પ્રસિદ્ધ છે. દિલ્હીની ગાદીએ થઇ ગયેલા મહાન અને પ્રખ્યાત સુલતાનોમાં અલ્તમશની ગણના થાય છે.

બાંધકામો

૬. રૂકનુદ્દીન ઉર્ફે ફિરોજશાહ:—અલ્તમશ પછી તેનો વડો દીકરો રૂકનુદ્દીન ફિરોજશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો. પણ એ અત્યંત દુરાચરણી અને વિલાસી હોઈ રાજ્ય કરવાને નાલાયક હતો. એના વતી સઘળો રાજ્યકારભાર એની મા ચલાવતી હતી. પણ એના ઘાતકી વર્તનથી અમીર ઉમરાવો સામા થયા અને અલ્તમશની વડી પુત્રી રઝિયાને ગાદીએ બેસાડી રૂકનુદ્દીનને કેદમાં નાખ્યો. રૂકનુદ્દીનનો અમલ ફક્ત સાત માસ ચાલ્યો

૭. સુલતાના રઝિયા બેગમ:—ગાદીએ બેસતી વખતે એણે 'રઝિયાતુદ્દીન' એટલે 'ધર્મ ભક્ત'નો ખિતાબ ધારણ કર્યો. રઝિયા તેના બાપની બહુ માનીતી અને શૂરી હતી. અલ્તમશ લડાઈમા જતો, ત્યારે પોતાની ગેરહાજરીમાં દિલ્હીનો સઘળો કારભાર તેને જ સોંપીને જતો હતો. શરૂઆતમાં તો ઉમરાવોને પોતાના ઉપર એક સ્ત્રી હકુમત ચલાવે એ વાત ગમી નહિ. પરંતુ રઝિયાના ડહાપણ અને ન્યાયચાતુર્ય ભરેલા કારભારથી તેઓ થોડા જ વખતમા સંતુષ્ટ થયા હતા. અને તેથી જ તેમણે ફિરોજને ઉઠાડી મૂકી તેને

ગાદીએ બેસાડી રાજાને યોગ્ય સઘળા જ ગુણો તેનામા હતા તે ઘણી બુદ્ધિમાન અને હિંમતવાન હતી. તેની કાર્યકુશળતા અને ઉદ્યમ અદ્ભુત હતા. તે મર્દાની પોષાક પહેરીને રોજ દરબારમા આવી ગાદી પર બેસતી અને દરેક કામ જાતે તપાસી તેનો નિકાલ કરતી. એણે જૂના વખતના ખરાબ રિવાજો બધ પાડયા અને કાયદાઓ સુધાર્યા. આવી રાજ્યનીતિકુશળ હોવા છતા એક બાબતમા તેની ભારે ભૂલ થઇ ગઇ. યાકુબ નામના તેના એક હબસી ગુલામ પર તેણે અત્યત મહેરબાની બતાવી. રાણીએ તેને 'અમીર-ઉલ-ઉમરા'-નો ખિતાબ આપી સર્વ ઉમરાવોને માથે થાપ્યો આથી બીજા ઉમરાવો નારાજ થયા અને તેની સામે ઉઠયા સૌથી પહેલા અલ્તુનીયા નામના એક તુર્કી સરદારે બડ કર્યું. તે સમાવવાને રાણી પોતે લશ્કર લઇને ગઇ, પણ રસ્તામા એના પોતાના જ લશ્કરે બળવો કર્યાથી તે પકડાઇ પડી એનો માનીતો ગુલામ માર્યો ગયો અને તે પોતે કેદ પકડાઇ. ઉમરાવોએ ખાલી પડેલી ગાદીપર એના ભાઇ બહેરામને બેસાડયો પણ આણી તરફ રઝિયાએ ચાલાકીથી અલ્તુનીયાનુ મન મનાવી લઇ તેની સાથે લગ્ન કર્યું અને કેદમાથી છુટી થઇ. તે પછી અલ્તુનીયાને લઇ તે દિલ્હીની ગાદી પાછી મેળવવા આવી ઉમરાવો અને તેમની વચ્ચે ભારે યુદ્ધ થયુ, પણ તેમ રઝિયા અને તેનો ધણી હાર્યા અને નાસતા કેદ પકડાયા અમીરોએ તેમને મારી નાખ્યા, ઇ સ ૧૨૩૯ રઝિયા બેગમનું રાજ્ય સાડા ત્રણ વર્ષ ચાલ્યુ.

૮. મોઇઝુદ્દીન બહેરામ—અમીરોએ એને ગાદીએ તો બેસાડયો, પણ તે રાજય કરવાને નાલાયક જણાયાથી થોડા જ વખતમા તેઓ તેની સામે થવા લાગ્યા બહેરામે કેટલાકને કપટથી મારી નખાવ્યા એટલે અમીરોએ એની સામે કાવતરા કરવા મા ચા એટલામા ઇ સ. ૧૨૪૧મા મોગલ લોકોએ લાહોર ઉપર ચડી આવી આસપાસના મુલકમા ત્રાસ વર્તાવ્યો તેમને સજા કરવા

બ્હેરામે બખ્તીયારૂદ્દીન નામના દિવાનને ફોજ આપી મોકલ્યો. તેણે લાહોર જઇ મોગલોને મારી કાઢ્યા, પણ ત્યાંથી પાછા ફરતા જ એણે સુલતાનને પોતાને પકડી મારી નાખ્યો, ઇ. સ. ૧૨૪૧.

૯. અલ્લાઉદ્દીન મસાઉદ—બ્હેરામને માર્યા પછી અમીરો એ રૂકનુદ્દીનના પુત્ર અલ્લાઉદ્દીન મસાઉદને દિલ્હીની ગાદીએ બેસાડયો. એ પણ પહેલાના જેવો જ નિર્બળ હોઇ વધારામા ક્રૂર અને લંપટ હતો. એની બદચાલથી કંટાળી જઇ અમીરોએ તેને ગાદી પરથી ઉઠાડી મુકી કેદમા પૂર્યો અને તેને ઠેકાણે તેના કાકા નાસિરૂદ્દીનને સુલતાન બનાવ્યો, ઇ. સ ૧૨૪૬.

આ મસાઉદની કારકીર્દીમા મોગલો બે વાર આ દેશ પર ચડી આવ્યા હતા. એક વાર ટિબેટને માર્ગે બંગાળા પર, અને બીજી વાર પશ્ચિમ તરફથી પંજાબ ઉપર. પણ એ બને વાર *ત્યાંના સ્થાનિક* સુબેદારોએ તેમને હાંકી કાઢ્યા હતા.

૧૦. નાસિરૂદ્દીન મહંમદ—એ અલ્તમશનો સૌથી નાનો પુત્ર હતો. નાની ઉમરમા જ એને અલ્તમશે બંગાળાના કારભાર ઉપર નીમ્યો હતો. પણ અલ્તમશના મરણ પછી એની ઓરમાન માતાએ એને કેદમા પૂર્યો હતો. તે કેદમાંથી મસાઉદે સુલતાન થયા પછી એને છોડવી બેરાકની સુભાગીરી આપી એની રીતભાત અને હોશિયારીથી ખુશ થઈ અમીરોએ મસાઉદને ગાદી પરથી ઉઠાડી મુકયા બાદ એને સુલતાન બનાવ્યો. એની રહેણી બહુ સાદી અને સદ્‌ગુણી હતી. કેદમા હતો ત્યારે તે કુરાનની નકલો કરીને વેચતો અને તેના પૈસા વડે પોતાનું ગુજરાન ચલાવતો હતો સુલતાન થયા પછી પણ તેણે એ રીત ચાલુ રાખી હતી. મુસલમાનોમા અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ હોવા છતા તેણે જીંદગીભર એકપત્નીવ્રત પાળ્યું હતું. એ રાણીની પાસે જ તે પોતાના ઘરનું કામકાજ કરાવતો. કહે છે કે એક વાર રસોઇ કરતા બેગમની આંગળીઓ દાઝી. તે પરથી બેગમે

રસોઇ કરવા માટે એક નોકરડી રાખવાની સુલતાનને અરજ કરી. તેના જવાબમાં નાસિરૂદ્દીને જણાવ્યું કે "હું રાજ્યનો માલિક નથી, પણ રખેવાળ છું. સરકારી ખજાનામાંથી આપણો ખાનગી ખર્ચ કરવાનો મને હક નથી. માટે ખુદાનું નામ દઇ જેમ ચાલે છે તેમ જ ચાલવા દો, એમાં જ ખુદા રાજી રહેશે."* વળી તે એવો ભલો હતો કે કોઇનું પણ મન દુઃખવતો નહિ. કહે છે કે એક વાર તે કુરાનની નકલ કરી રહ્યો હતો. તેવામાં એક ઉમરાવ તેની મુલાકાતે આવ્યો. તેણે સુલતાનના લખાણમાં અમુક એક ભૂલ બતાવી. સુલતાને હસતે મોઢે તે ભૂલ તરત તેના કહેવા પ્રમાણે સુધારી લીધી. પરંતુ તે ઉમરાવના પાછા ગયા પછી તરત જ તેણે તે સુધારો ભુંસી નાખી પોતાનું અસલ લખાણ કાયમ રાખ્યું. એ જોઇ પાસેના એક હજુરીયાને અચંબો થયો અને તેણે તેમ કરવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં નાસિરૂદ્દીને જણાવ્યું કે "તે ઉમરાવને ખોટું ન લાગે તેટલા માટે મેં તેના કહેવા પ્રમાણે કર્યું હતું; બાકી શુદ્ધ લખાણ તો આમ જ છે." અર્થાત્ કે દરેક બાબતમાં નાસિરૂદ્દીનની વર્તણુક વખાણવા જોગ હતી. બંડખોર જૂના સરદારોને કાઢી મેલી તેમની જગાએ એણે લાયક માણસો નીમ્યા અને પ્રજાનું હિત સચવાય તેવી વ્યવસ્થા કરી. આ સુલતાને પોતાનો સઘળો રાજકારભાર પોતાના વિશ્વાસુ વજીર બલબનને સોંપી દીધો હતો. બલબન બહુ બાહોશ અને પહોંચેલો હતો, તેથી જ નાસિરૂદ્દીન જેવા ભલા સુલતાનનું રાજ્ય લાંબો વખત સુખરૂપ ચાલ્યું. બાકી તેરમા સૈકાનો જમાનો એવો ધામધુમનો હતો કે તેમાં એના જેવા ભલા આદમીનું ટકુ ભાગ્યે ચાલે. આ સુલતાનની કારકીર્દીમાં મોગલો બે વાર પંજાબ પર ચડી આવ્યા હતા, પણ પંજાબના સુબા શેરખાંએ બંને વાર તેમને હરાવીને

---

* પ્રજાહિતના પ્રશ્નોને અભરાઇએ મુકી રાજ્યની મહેસુલનો મોટો ભાગ પોતાના ખાનગી ખર્ચમાં વાપરનાર રાજ્યકર્તાઓ માટે આ પ્રસંગ બોધપ્રદ લેખાશે.

પાછા કાઢયા હતા; એટલું જ નહિ પણ છેલ્લી વાર તો તેણે ઠેઠ ગીઝની સુધીનો મૂલક મોગલો પાસેથી છૂટો લઈને તેમનાં પર સારો દાબ બેસાડયો. સિંધ, ચંદેરી અને બુંદેલખંડના રજપૂતોએ સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતાં બલબને તેમને હરાવી વશ કર્યા ને સઘળે ઠેકાણે શાંતિ સ્થાપી. બલબનની ચડતીથી ઇર્ષ્યાએ ભરાઇ કેટલાક અમીરોએ સુલતાનને તેના વિરુદ્ધ ભંભેર્યો, અને બલબનને વજીરપદેથી બરતરફ કરાવ્યો. પણ બલબનનો મજબૂત હાથ દૂર થતાં જ રાજ્યમાં જ્યાં ત્યાં અરાજકતા જામી અને તોફાન થવા લાગ્યાં. આખરે નાસિરૂદીને બલબનને ફરી વજીરપદ પર નીમ્યો ત્યારે જ પાછી શાંતિ ફેલાઇ.

આ સુલતાનની કારકીર્દિનો નોંધવાજોગ છેલ્લો બનાવ એ હતો કે ઇરાનના મોગલ રાજા હોલાકુખાં તરફથી દોસ્તી માટે વકીલ દિલ્હી આવ્યો હતો. નાસિરૂદીને તેને સારો આવકાર આપી મોટો દરબાર ભર્યો હતો એ દરબારનો ઠાઠ ઘણો ભારે હોઇ એમાં સઘળા માંડળિક રાજારાણાઓએ હાજરી આપી હતી. આ ભલો સુલતાન વીસ વરસ રાજ્ય ભોગવી ઇ. સ. ૧૨૬૬માં અપુત્ર મરણ પામ્યો.

**૧૧. ગ્યાસુદીન બલબનઃ**—નાસિરૂદીનના જીવતાં જ બધી રાજ્યસત્તા બલબનના હાથમાં હોવાથી એને સુલતાનપદ ધારણ કરતાં કંઇ જ અડચણ પડી નહિ.

એ અલ્તમશનો ગુલામ હોઇ પાયરી દર પાયરી ઉંચે દરજ્જે ચડયો હતો. પહેલવહેલો જ્યારે એને અલ્તમશની પાસે લાવવામાં આવ્યો ત્યારે એનું ઠીંગણું અને કદરૂપું શરીર જોઇ અલ્તમશે તેને ખરીદવાની ના પાડી. તે ઉપર બલબને અલ્તમશને વિનયપૂર્વક પૂછ્યું, "ખુદાવંદ ! આ બીજા ગુલામોને આપે શા સારૂ ખરીદ્યા છે ?" સુલતાને કહ્યું, "તેઓ મને ઉપયોગી થઇ પડે તેટલા માટે." બલબને કહ્યું, "તો પછી મને ખુદાની ખાતર ખરીદી લ્યો; હું પણ ઉપયોગી થયા વગર રહીશ નહિ." બલબનની આવી વાક્ચાતુરીથી ખુશ

થઇ અલ્તમશે છેવટે તેને રાખી લઇ ભીસ્તીનું કામ સોંપ્યું. ત્યાંથી પોતાની બહાદુરી અને હોશિયારીથી તે વધતાં વધતાં શિકારખાનામાં, લશ્કરમાં, પ્રાંતના સુબા તરીકે અને છેવટે નાસિરૂદ્દીનના અમલમાં વજીરપદે પહોંચ્યો હતો.

શરૂઆતમાં ધાક બેસાડવા એણે ઘણી વાર સખ્તાઇ વાપરી હતી, પણ આગળ જતાં તે ન્યાય અને ડહાપણ માટે ઘણો વખણાયો. અપરાધીને સખત સજા અને સારાં કામ કરનારને સારી બક્ષિસ આપવાને તે હમેશાં તત્પર રહેતો. અલ્તમશના સમયમાં એણે પોતાના જેવા ચાળીસ ગુલામોની સાથે 'પરસ્પર સહાય કરવાના કરારનામા' પર સહી કરી હતી. આ ચાળીસ ગુલામો જ અલ્તમશની પછી રાજ્યના કરતાકારવતા થઇ પડ્યા હતા. તેમની મદદથી જ બલબનનો આવડો ભાગ્યોદય થવા પામ્યો હતો. છતાં સુલતાન થતાં જ બલબને પોતાની નીતિ બદલી નાખી. પોતાની પછી રાજ્યગાદી પોતાના વંશમાં જ ચાલ્યા કરે તેટલા માટે આ ગુલામોની સત્તા તોડવાની જરૂર હતી. તેથી એણે પોતાના પહેલાના મળતીઆઓ સાથેનો સહવાસ બીલકુલ બંધ કરી દીધો, એટલું જ નહિ પણ કંઈ ને કંઇ નિમિત્ત કાઢી તેમને દૂર ખસેડ્યા. વળી ભવિષ્યમા પણ તેમનું જોર વધવા ન પામે તેટલા માટે એણે કાયદો ઘડી ગુલામોને ઓદ્ધા આપવાની પ્રથા જ બંધ પાડી. મુસલમાનો તરફ બલબનનો પક્ષપાત ભારે હતો. ભરોસાવાળી કે અધિકારની જગાઓ ઉપર હિંદુઓની નિમણુક નહિ કરવાનું એણે ખાસ ફરમાન કાઢ્યું હતું. અરબી અને ફારસી ભાષાના વિદ્વાનોને એના તરફથી સારૂં ઉત્તેજન મળતું હોવાથી એના દરબારમાં દેશદેશાન્તરના મોટા મોટા મુસલમાન પંડિતો આવીને રહ્યા હતા. એના દરબારનો ઠાઠ બહુ ભારે હતો. એની મુલાકાતે આવનાર માટે એણે મુજરા વગેરેની એવી પદ્ધતિ દાખલ કરી હતી કે એ દરબારી અદબના પાલનથી જ આવનારના મનમાં આશ્ચર્ય સાથે દહેશત ઉત્પન્ન થાય. દારૂની બદી અટકાવવા સારૂ એણે

ખાસ કાયદા ઘડ્યા હતા અને તેનો ભંગ કરનારને તે સખત સજા કરતો. એક સરદારના છોકરાએ દારૂના ઘેનમા પોતાના એક નોકરને ઠાર માર્યાની ફરિયાદ બલબન આગળ આવતાં બલબને તેને ભર-દરબારમા દેહાન્તની સજા કરી હતી વળી એવા જ અપરાધ માટે અયોધ્યાના સુબેદારને એણે ભરદરબારમાં પાંચસો ફટકા મરાવી મરનારની ઓરતને ત્યા ગુલામ તરીકે રહેવાની ફરજ પાડી હતી.

બલબનની રાજ્યવ્યવસ્થા બહુ કડક અને કઠોર હતી. હિંદુઓ પ્રત્યેનું એનું વલણ ધર્માંધ હતું. બંડખોર અને લૂંટારાઓને દાબી દેવા માટે કેટલીક વાર તો એણે એવી ક્રૂરતા વાપરી છે કે જે વાચતા આજના જમાનામા આપણને કમકમાટી વછૂટે. બંડખોર અને લૂંટારા-ના આખા ગામના ગામ તે ઉજ્જડ કરી નાખતો. મેવાતના લોકોએ બંડ કરતા તેમના એક લાખ માણસની કતલ કરી તેમની જડ કાઢી, અને તેમને ભરાઈ રહેવાના જગલો કપાવી કાઢી ખેતીને લાયક સપાટ મૂલક બનાવરાવ્યો મોગલો પણ બલબલના નામથી ત્રાસતા. છતા તે વખતના ધોરણથી જોતા બલબનની કારકીર્દી એકદરે વખાણવા જોગ હતી. બલબન ૨૦ વર્ષ રાજ્ય ભોગવી એના પ્રિય શાહજાદા મહમદના અણધાર્યા મૃત્યુના આઘાતથી ૮૦ વર્ષની ઉમરે ગુજરી ગયો.

૧૨. તોઘ્રલખાનનું બંડ—બંગાળા પર સ્વારી (ઈ. સ. ૧૨૭૮—૮૩)—બખ્તીયાર ખીલજીએ બંગાળા જીતી લીધું ત્યારથી બલબનના વખત સુધીમા ત્યા ૧૫ સુબેદારો થઈ ગયા. બલબને તોઘ્રલખાન નામના પોતાની મહેરબાનીના માણસને ત્યાની સુબાગીરી પર મોકલ્યો હતો. આ તોઘ્રલખાનના મળતાવડા અને ઉદાર સ્વભાવે થોડા જ વખતમા પ્રજાના તેમજ લશ્કરના દિલ જીતી લીધા. બંગાળી પ્રજા અને લશ્કર એની પાછળ એવા તો ગાડા-ઘેલા બની ગયા કે સુલતાનને પોતાને પણ એની અદેખાઇ આવી. એની આટલી બધી લોકપ્રિયતા બલબનને અલબત, પસંદ તો

નહોતી જ, તેવામા બલબનના મરણની ગપ ઉડતા તોઘ્રલખાને બગાળામા સ્વતત્રતા જાહેર કીધી. આથી બલબને ગુસ્સે થઇ અયોધ્યાના સુબા અલપ્તગીનને લશ્કર આપી તેની સામે મોકલ્યો પરતુ તોઘ્રલખાનને હાથે અનપ્તગીનની હાર થઇ અને તે વીલે મોઢે પાછો આવ્યો તે પર બલબનને એટલો બધો ગુસ્સો ચડયો કે તેણે તે હાર ખાઇ આવેલા સુબેદારને અયોધ્યાના દરવાજા પર જ ફાસીએ લટકાવ્યો. તે પછી તોઘ્રલખાન સામે બીજુ લશ્કર મોકલ્યુ, તેના પણ એ જ હાલ થયા આથી મહા કોપાયમાન થઇ ઘરડો બલબન પોતે પ્રચડ લશ્કર લઇ, પડતે વરસાદે બંગાળામા આવ્યો. બલબન ને આવેલો સાભળતા જ તોઘ્રલખાનની હિમત છૂટી ગઇ અને તે નાથી જગલમા ભરાયો બલબને તેને હાર મારી નાખવાનો નિશ્ચય કર્યો હતો, પણ કેમે કર્યો એ હાથ આવતો ન હતો તેવામા એક સરદાર પોતાના ચાળીશ સ્વારો સાથે અચાનક તેના છુપા રહેઠાણ આગળ જઇ ચડયો સરદારે બૂમ પાડતા જ તોઘ્રલ ગભરાયો અને છલગ મારી સાજ વગરના એક ઘોડા પર સ્વાર થઇ નાઠો પણ નદી તરી જતા પેલા સરદારના તીરથી તે ઘાયલ થયો, એટલે પછી તે સરદારે પાસે આવીને તેનુ માથુ કાપી લીધુ સરદારના આ સાહસને લીધે બલબને તેને 'તોઘ્રલકુશ' (એટલે કે 'તોઘ્રલને મારનાર') નો ખિતાબ આપ્યો તે પછી બીજે દિવસે બલબને તોઘ્રલના તમામ મળતીઆઓને તેમના બાળબચ્ચા સાથે ઠાર માર્યા. બીજા પણ હજારો માણસોને બજાર વચ્ચે હારબધ ઉભી કરેલી શૂળીઓ પર ચડાવી ચડાવી માર્યા બલબને આ પ્રસગે બતાવેલી ક્રૂરતાથી સર્વત્ર ત્રાસ વર્તી રહ્યો ત્યાર બાદ પોતાના શાહજાદા બકરાખાનને બંગાળાનો સુબેદાર નીમી તે દિલ્હી ભણી પાછો ફર્યો છૂટા પડતી વખતે બકારાખાનને પણ ધમકી સાથે એણે ચેતવણી આપી કે "તોઘ્રલખાનની દશા ધ્યાનમા રાખજે દિલ્હીના સુલતાનને બેવફા થનારની પોતાની તેમજ તેમના બાળબચ્ચાની આવી જ દશા

થશે." આ બંડથી બલબન એટલો બધો 'ગુસ્સે ભરાયો હતો કે એના ખાસ હજુરીયાઓના ટાંટીયા પણ એની રૂબરૂ જતાં ધ્રુજતા. દિલ્હી પહોંચ્યા પછી જ એનો ગુસ્સો માંડ માંડ શમ્યો. એકંદરે ત્રણ વર્ષ એણે બંગાળામાં ગાળ્યાં.

૧૩. શાહજાદા મહંમદનું મૃત્યુ—બલબન બંગાળાથી પાછો આવ્યો તે પછી થોડે દિવસે ખબર આવી કે 'મોગલોએ પંજાબ ઉપર હલ્લો કર્યો છે.' મોગલોને અનેક વાર હરાવી દાબમાં રાખનાર પરાક્રમી સુબેદાર શેરખાન તો ઇ. સ. ૧૨૭૦માં ગુજરી ગયો હતો, તેથી બલબને શાહજાદા મહંમદને લશ્કર આપી તેમના બંદોબસ્ત માટે મોકલ્યો. એ પ્રસંગે બલબને શાહજાદાને ડહાપણ અને રાજ્યનીતિથી ભરપૂર સુંદર ઉપદેશ આપ્યો હતો. મહંમદે જઇ મોગલોને સંપૂર્ણ હરાવી કાઢયા. પણ ફરી પાછા તેઓ તૈમુરશાહ નામના સરદારની આગેવાની તળે ચડી આવ્યા. મહંમદે તેમને પણ દીપલપુર આગળ સજ્જડ હરાવી નસાડયા. પણ દુર્ભાગ્યે તેમની પૂંઠ પકડવા જતા તે પોતાના થોડાક રસાલા સાથે બહુ દૂર નીકળી ગયો. તેની આવી કફોડી સ્થિતિ જોતા જ મોગલો એકઠા થઇ તેની ટોળી ઉપર તૂટી પડયા. આ ઝપાઝપીમા તે શૂરો અને ઉદાર શાહજાદો માર્યો ગયો. ફત્તેહનો આનંદ શોકમા ફેરવાઇ ગયો. આ માઠા સમાચાર દિલ્હી પહોંચતા નાના મોટા સર્વની આખમાથી આસુ પડયા. વૃદ્ધ બલબનને તો પોતાના આ વ્હાલા ગાદીવારસના અણધાર્યા મોતથી એટલો બધો આઘાત પહોંચ્યો કે તે તરત જ માંદો પડયો અને મરી ગયો, ઇ. સ ૧૨૮૭.

આ શાહજાદો શૂરો, ભલો અને ઉદાર હોવા ઉપરાત બહુ વિદ્વાન હતો. ફારસી ભાષાના નામીચા કવિ અમીર ખુશરૂ જેવા મોટા મોટા વિદ્વાનો એના આશ્રયે આવી રહ્યા હતા. પ્રજાને પણ એને માટે ઘણી સારી આશા હતી.

૧૪. કૈકુબાદ—બલબનની અંતિમ માંદગી વખતે શાહજાદો બકારાખાન હાજર નહિ રહવાથી, બલબને મરતી વખતે પોતાના માનીતા શાહજાદા મહંમદના પુત્ર કૈખુશરૂને પોતાનો વારસ ઠરાવ્યો હતો. પરંતુ તેના મરણ બાદ ઉમરાવોએ બઘરાખાનનું મન ન દુભાય એટલા માટે કૈખુશરૂને બાજુએ મેલી બકારાખાનના પુત્ર કૈકુબાદને ગાદીએ બેસાડ્યો.

કૈકુબાદ બહુ દેખાવડો અને શાંત હતો. બલબનની કડક દેખરેખને લઈને સત્તર વર્ષની ઉમર લગી તેને કોઈ જાતનું વ્યસન લાગવા પામ્યું નહોતું પણ ગાદીએ બેસતાં જ આ તરુણ શાહજાદો નિરંકુશ બન્યો અને બદફેલીમાં પડ્યો. નિઝામુદ્દીન નામના વજીરના હાથમાં સઘળી રાજ્યસત્તા સોંપી તે પોતે જમનાતીરે બંધાવેલા વિલાસભવનમાં પડી રહેવા લાગ્યો. નિઝામુદ્દીનની દાનત ખોટી હતી. વખત જતાં કૈકુબાદનું કાસળ કાઢી તે પોતે ગાદી પચાવી પાડવાની પેતરણ કરતો હતો. બકારાખાનને એ વાતની ખબર પડતાં તેણે કૈકુબાદને પત્રો લખી ચેતવવાની ઘણીએ તજવીજ કરી, પણ નિઝામુદ્દીને તે પત્રો તેને પહોંચવા જ ન દીધા. એટલે બકારાખાન તેને રૂબરૂ મળવા સારૂ દિલ્હી આવ્યો. નિઝામુદ્દીને ક્યાં સુધી તો એ પિતાપુત્રની મુલાકાત જ ન થવા દીધી. પછી જ્યારે બકારાખાન યુક્તિથી પુત્રની મુલાકાતનો લાભ મેળવી શક્યો, ત્યારે તેની ખાતરી થઈ કે તે છેક જ વજીરના હાથમાં હતો અને પોતાનું કંઈ જ વળે તેમ નથી. તેથી તે નિરાશ થઈ પાછો બંગાળે જતો રહ્યો. પણ પછી કેટલેક દિવસે કૈકુબાદને પોતાની સ્થિતિનું ભાન થયું, અને વજીરના પંજામાંથી છૂટવા સારૂ તેણે તેને ઝેર આપી મારી નાખ્યો. પણ તે પછી પાછો થોડા જ વખતમાં તે ફરી બદફેલીમાં પડ્યો, અને પરિણામે લકવાના રોગથી પથારીવશ થયો. રાજ્યસત્તા માટે બે પક્ષ બંધાયા તેમાં જલાલુદ્દીનની સરદારી તળે ખીલજીઓનું જોર વધ્યું, અને તેમણે વિલાસભવનમાં મરણપથારીએ પડેલા કૈકુબાદને

તથા તેના કુંવરને મારી નાખી દિલ્હીનું તખ્ત હસ્તગત કર્યું; ઇ.સ. ૧૨૯૦.

એ રીતે કુતુબુદ્દીને સ્થાપેલા ગુલામવંશનો અંત આવ્યો.

૧૫. 'ગુલામ' શબ્દનો અર્થ અને ગુલામવંશની કામગીરી —ગુલામગીરીની સંસ્થા પ્રાચીન કાળથી ચાલી આવી હતી ગુલામ રાખવાનો રિવાજ તો પૂર્વમાં તેમજ પશ્ચિમમાં બન્ને ઠેકાણે હતો છતાં પૂર્વના ગજ્યો કરતાં પશ્ચિમના ગજ્યોમાં જ ગુલામગીરીની સંસ્થા બહુ અધમ દશાએ પહોચી ઘણે ભાગે લડાઇમાં પકડાયેલા લોકોને ગુલામ કરવામાં આવતા. પરંતુ મધ્યકાળના ખ્રિસ્તી ગજાઓએ તો એ કામમાં અમાનુષીપણાની હદ કરી. એક ઠેકાણેના લોકોને જબરાઇથી પકડીને તેમને બીજે ઠેકાણે લઇ જઇ કામે લગાડવાનો, અગર તેમનું વેચાણ કે ખરીદી કરવાનો નિંદ્ય રિવાજ યૂરોપના લોકોએ શરૂ કર્યો એ ગુલામો ધણીની જંગમ મિલ્કત ગણાતા. ધણીની મરજી વિનાનું એમને પોતાનું સ્વતંત્ર જીવન જ નહોતું પરંતુ મુસલમાનોનો રિવાજ એથી જુદો હતો જીતાયલા દેશોમાંથી પકડાયલા લોકોને મુસલમાન બનાવી ગુલામ તરીકે મુસલમાન સરદારો પોતાની પાસે ગખતા ખરા, પરંતુ એવા ગુલામોને પણ તેમની યોગ્યતા પ્રમાણે આગળ વધવાની તક મળતી તુર્ક અફઘાનોના અમલમાં તો ગુલામોની આ સંસ્થા પરાક્રમ દેખાડી પ્રખ્યાત થવાની એક ઉપયોગી શાળા જ થઇ પડી નસીબ અજમાવવાનો તે એક ધંધો જ થઇ પડયો એવા અનેક ગુલામો આગળ વધી છેક સુલતાનપદે પહોચ્યા હતા. અનપ્તગીન, સબક્તગીન, કુતુબુદ્દીન, અલ્તમશ, બલ્બન વગેરે મૂળ ગુલામ જ હતા આવા ગુલામો ઉંચે દરજ્જે ચડયા પછી પણ પોતાને અમુક ગજાના કે સરદારના ગુલામ તરીકે ઓળખાવવામાં મગરૂબી માનતા.

અર્થાત્ કે ગુલામગીરીના ધંધાનો પશ્ચિમના લોકોમાં જે નિંદ્ય અર્થ થાય છે, તેવો પૂર્વ તરફના આ મુસલમાની રાજ્ય અમલમાં નહોતો એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

શાહબુદ્દીન ઘોરી અને કુતુબુદ્દીન ગુલામોની કિંમત ઘણી આંકતા. કહે છે કે એક વખત ઘોરીશાહ પોતાના એક સોબતી સાથે વાતચીત કરતો બેઠો હતો, તેવામા તે સોબતીએ તેને કહ્યું, "આટલા મોટા રાજ્યવૈભવ સાથે ખુદાએ આપને સંતાનસુખ આપવાની ઉદારતા બતાવી હોત તો કેવું સારૂં થાત! એક જ પુત્ર હોત, તો પણ આપના વંશનું નામ તો રહેત!" તે ઉપર ઘોરી શાહ બોલી ઉઠયા "કેમ વારુ, મારે સંતાન નથી એમ કેમ કહો છો? મારે તો હજારો છોકરા છે. આ બધા તુર્કી ગુલામો મે ગખેલા છે, તે મારા છોકરા નહિ તો કોણ? શું એ લોકો મારાથી વધારે પરાક્રમ કરીને મારૂં રાજ્ય તથા નામ નહિ વધારે?" અને ખરે જ! ઘોરીશાહની એ માન્યતા સાચી ઠરી. એના ચાર મુખ્ય સરદારો—એલ્ડોઝ, કુતુબુદ્દીન, કુબાચા અને બખ્તીયાર—આ ગુલામો માંથી જ નીકળી આવ્યા હતા. હિંદુસ્તાનમા મુસલમાની ધર્મ અને રાજ્યનો વિસ્તાર કરવા માટે આ ગુલામો જ વિશેષ ઉપયોગી થયેલા છે. ગુલામવંશી સુલતાનોએ જ હિંદુઓનાં સ્વતંત્ર રાજ્યો જીતી લીધાં. નર્મદાની ઉત્તર તરફના સઘળા હિંદુસ્તાનમા મુસલમાની સત્તાનો દોર જમાવવાનું મોટું કામ ગુલામવંશે કરેલું છે, એમ કહેવામા જરાયે વાંધો નહિ.

---

## પ્રકરણ ૧૨ મું

### ખીલજી વંશ

ઈ. સ. ૧૨૯૦ થી ૧૩૨૧

૧. ખીલજીઓનો ઉદય:—ખીલજી લોકો મૂળ તુર્કસ્તાનના રહેવાશી હોઇ ગીજની અને ઘોરી વંશની જાહોજલાલીના સમયમાં અફઘાનિસ્તાનનાં 'ખલજ' નામના સ્થળમાં આવી વસ્યા હતા, તેથી તેઓ ખીલજી કહેવાયા. એ લોકો ઘણે ભાગે લૂંટતા ફરતા અથવા તો કોઇ નોકર નખે તો નોકરી કરતા. આ જાતના ઘણા લોકો બલબનની ફોજમાં દાખલ થયા હતા. તેમાં મલેક નામનો સરદાર પોતાના પરાક્રમથી બહુ પ્રસિદ્ધિમાં આવ્યો. બલબને તેને સમારા પ્રાંતની સુબેદારી આપી હતી. ખીલજી વંશની સત્તા સ્થાપનાર જલાલુદ્દીન આ મલેક ખીલજીનો પુત્ર થાય. જલાલુદ્દીનની સરદારી તળે ખીલજીઓની સત્તા પુષ્કળ વધી ગઇ, અને આખરે તેમણે ગુલામવંશના છેલ્લા નાલાયક સુલતાન કૈકુબાદને મારી એ વંશની આખર આણી.

૨. જલાલુદ્દીન ખીલજી:—જલાલુદ્દીને રાજ્યસત્તા હાથમાં લીધી તે વખતે તેની ઉમર સીત્તેર વર્ષની હતી. રાજ્યસત્તા કબજે કરવા માટે એણે કૈકુબાદનું ખૂન કર્યું હતું, તોપણ તે પછી તુરત જ એણે પોતાનું વલણ બદલ્યું હતું. એવડા મોટા અધિકાર માટે પોતે લાયક નથી એમ તે દેખાડતો; દરબારગઢના આંગણામાં તે કદી ઘોડે ચઢી આવતો નહિ, તેમજ પોતે ગાદી પર ન બેસતાં બીજા ઉમરાવોની માફક ગાદીને પડખે જ ઉભો રહેતો. લોકો ઉપર તે દયા અને પરોપકાર કરવા લાગ્યો તથા પોતાના પહેલાંના દોસ્તો સાથે પહેલાંની માફક છૂટથી હળવા મળવા લાગ્યો. આથી સુલતાન તરીકેનું એનું વજન ઘટ્યું. વળી તે એટલો બધો દયાળુ હતો કે

પોતાના દુશ્મનોને તેમજ ગુન્હેગારોને પણ વગર સજાએ છોડી દેતો પરતુ એની અયોગ્ય દયાનું ફળ સારૂં આવ્યુ નહિ રાજ્યમા બડ બખેડા ને ચોરી લુટ વધી પડયા છજ્જુખા નામનો બલબનનો ભત્રીજો કોરા પ્રાતનો સુબો હતો, તેણે બડ ર્મ્યુ પણ હાર્યો ને કેદ પકડાયો જલાલુદ્દીને તેના ગુન્હાની માફી આપીને તેને સુલતાનની સુબેદારી આપી દેહાત સજા એ કોઇને કરતો નહિ બડખોરોને બહુ બહુ તો એ દેશ પાર કરતો છતા તે નિર્બળ હતો એમ પણ નથી માળવાના રજપૂતોએ બડ કર્યું તે સમાવવા સુલતાન પોતે લશ્કર લઇને ગયો ને બડખોરોને વિખેરી નાખ્યા, તથા ઉજ્જનના હિંદુ દેવળોનો નાશ કર્યો તથાપિ ખૂનામરકી પ્રત્યેના તેના અભાવને લીધે રજપૂતોનો તે જોઇએ તેવો બદોબસ્ત કરી શક્યો નહિ વળી તે જ અરસામા મોગનો પંજાબ પર ચડી આવ્યા, તેમની સામે પણ જલાલુદ્દીન ચડે ગયો ને તેમને સજ્જડ હરાવ્યા છતા તેમના પર ક્રૂરતા ન કરતા તેણે તેમની સાથે સલાહ કરી અને તેમને વગર અડચણે પાછા જવા દીધા એ વખતે ૩૦૦૦ મોગનોએ મુસલમાન થઇ તેની ફોજમા નોકરી લીધી એમને રહેવા માટે આપેલી જગ્યા દિલ્હીમા આજે પણ મોગલપરા નામે ઓળખાય છે

જલાલુદ્દીન આવો દયાળુ હોવા છતા તેને હાથે બે ખૂન થયાનું ઇતિહાસમા નોધાયુ છે એક તો ઉપર જણાવ્યા પ્રમાણે કૈકુબાદનુ અને બીજુ સીદી મૌલા નામના ફકીરનું એ ફકીર મૂળ ઇરાનનો વતની હોઈ દિલ્હીમા આવી વસ્યો હતો તે પોતે બહુ સાદાઇમા રહેતો હતો છતા ગરીબગુરબાને તે રોજ લખલૂટ દાન આપતો, એટલુ જ નહિ પણ તેની મુલાકાતે જતા અમીર ઉમરાવ વગેરેની તે એવી તો ઠાઠમાઠભરી સરભરા કરતો કે તે જોઇ ભલભલા બાદશાહને પણ અદેખાઇ ઉપજે આથી લોકવાયકા ચાલી કે સીદી મૌલા પાસે પારસમણિ છે હવે કેટલાકના મત પ્રમાણે એ પારસમણિ લેવા અને કેટલાકના મત પ્રમાણે સીદી મોલા ગુપ્ત રીતે રાજ્ય

ગાદી મેળવવાનો પ્રયત્ન કરે છે, એવું કાવતરૂં બહાર પડવાથી જલાલુદ્દીને તેને કેદખાનામાં પૂરવાનો હુકમ કર્યો. પરંતુ રસ્તામા તેનાપર કેટલાક ઝનૂની ફકીરોએ તૂટી પડી તેને મારી નાખ્યો. એ કામમાં જલાલુદ્દીનનો સીધો હાથ ન હોય તે બનવા જોગ છે. પરંતુ પોતાની આંખો આગળ એણે એ ફકીરનો નાશ થવા દીધો એ તો નિર્વિવાદ. એ ફકીરના મરણ બાદ તુરત જ વાવટોળનું તોફાન થયું થોડાજ દિવસમાં તેનો વડો શાહજાદો મૃત્યુ પામ્યો, તે વરસે અનાવૃષ્ટિ થઇ દેશમાં દુકાળ પડયો અને સુલતાન પોતે પણ ટુંક મુદતમાં અલ્લાઉદ્દીનને હાથે ભૂંડે હાલે મરાયો. એ બધું ફકીરે મરતી વખતે દીધેલા શાપનું પરિણામ હતું એમ લોકો માનવા લાગ્યા.

૩. અલ્લાઉદ્દીનનું સાહસ અને દેવગઢની લૂંટ:—જલાલુદ્દીનને અલ્લાઉદ્દીન નામનો એક ભત્રીજો હતો તેનાપર એને પુષ્કળ પ્યાર હોઇ તેને પોતાની એક પુત્રી પણ જલાલુદ્દીને પરણાવી હતી. આ અલ્લાઉદ્દીન બહુ બહાદુર અને હિંમતવાન હતો. છજ્જુખાને હરાવ્યા પછી જલાલુદ્દીને તેને કોરાની સુબાગીરી આપી હતી. તે પછી માળવાની ચડાઇમા એણે બતાવેલા પરાક્રમથી ખુશ થઇ જલાલુદ્દીને તેને કોરા ઉપરાંત અયોધ્યા પ્રાંતનો વહીવટ પણ સોપ્યો હતો અલ્લાઉદ્દીને ભીલસા પર ચડાઇ કરી ત્યાના બૌધ મઠનો નાશ કર્યો, તે વેળા ત્યા દેવગઢની દોલત વિષે તેના સાભળવામા આવતા તેની દાઢ સળકી. પોતાની ધારણા કોઇને પણ ન જણાવતા તે ૮૦૦૦ ચુનંદા ઘોડેસ્વારો સાથે વિંધ્યાચળને વટાવી દક્ખણમાં ઉતર્યો. વિંધ્યાચળની દક્ષિણે મુસલમાનોનો પગપેસારો આ પૂર્વે કદી થયો નહોતો. તેથી ત્યાના રાજ્યો તેમજ લોકો એ બાબતમાં બીલકુલ નિશ્ચિંત હતા. હિંદુઓના ભોળા અને વિશ્વાસુ સ્વભાવથી તથા તેમની ધર્મયુદ્ધની ભાવનાથી અલ્લાઉદ્દીન સારી પેઠે જાણીતો હતો. તેથી તેના પર ભરોસો રાખી તેણે એક સાહસભરી યુક્તિ અજમાવી, અને દૈવઇચ્છાએ તે ઠેઠ લગી પાર પણ પડી. રસ્તે કોઇ

પૂછતું તો તે બેધડક જણાવતો કે "હું દિલ્હીના સુલતાનનો ભત્રીજો છું. પણ મારે તેની સાથે અણબનાવ થવાથી હું તેને છોડીને તૈલંગણના રાજા સાહેબ પાસે નોકરી લેવા રાજમહેંદ્રી જાઉં છું." આવો જવાબ દેતો તે કૂચ પર કૂચ કરતો આગળ ચાલ્યો. ભોળા અને વિશ્વાસુ હિંદુઓને તેની ખરી મતલબ વિષે જરાયે વ્હેમ આવ્યો નહિ, અને તે બિનહરકતે દેવગઢ આવી અચાનક ઉભો રહ્યો. દેવગઢમાં તે વખતે જાદવ રજપૂતોનું રાજ્ય હોઇ રામદેવ નામનો રાજા ગાદીએ હતો. મુસલમાનોના આવવાની વકી સરખી નહિ હોવાથી લડવાની તેની બીલકુલ તૈયારી નહોતી. તેમ તેનું લશ્કર પણ બીજે ઠેકાણે રોકાયલું હતું. છતાં તેણે સમયસૂચકતા વાપરી શહેરની વસ્તીમાંથી તેમજ પોતાના નોકરવર્ગમાંથી ત્રણચાર હજાર માણસોને હથિયાર આપી સજ્જ કર્યાં, ને તેમને લઇ તે અલ્લાઉદ્દીન સામે લડવા આવ્યો. પરંતુ તેમાં તેનો પરાજય થતાં તેને કિલ્લામાં ભરાઇ જવું પડયું. મુસલમાનોએ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને બીજી તરફથી શહેરમાં લૂંટફાટ કરી કેર વર્તાવ્યો. લોકો પર અનેક પ્રકારના જૂલમ ગુજારી તેણે પુષ્કળ ધન એકઠું કર્યું; છતાં કિલ્લો લેવાના પોતાના બધા પ્રયત્નો નિષ્ફળ જતા જોઈ તેણે જાહેર કર્યું કે "સુલતાનની મોટી ફોજ તો હજી પાછળ આવે છે, હું તો માત્ર તેની હરોલની ટુકડી લઇને જ આવ્યો છું. આખી ફોજ આવી પહોંચતાં કિલ્લો આમ લીધો જાણો." અલ્લાઉદ્દીનની આ જાહેરાતથી રામદેવને ચટપટી તો થવા માંડી જ હતી. તેવામાં વળી ખબર આવી કે "કિલ્લામાં ખોરાકી ભરતી વખતે અનાજને બદલે ભૂલમાં મીઠાના કોથળા ભરાઇ ગયા છે અને ખોરાકી ખૂટવા આવી છે." આથી તો રામદેવ રાજા છેક જ ગભરાઈ ગયો. અને તેણે પુષ્કળ દ્રવ્ય આપી અલ્લાઉદ્દીન સાથે સલાહ કરવા ઇચ્છ્યું. બંધા અલ્લાઉદ્દીને પણ પોતાની સ્થિતિનો વિચાર કરી તે વાત કબૂલ કરી લીધી. દ્રવ્ય લઇ અલ્લાઉદ્દીન પાછો ફરતો હતો તેવામાં જ રાજકુમાર શંકરદેવ એક મોટું

લશ્કર જેમ તેમ જમાવી સામે આવ્યો, અને અલ્લાઉદ્દીનને ખાળ્યો લડાઇ થતા અલ્લાઉદ્દીનની ખરેખરી માઠી દશા થવા વખત આવી. પણ તેવામા, હિંદુસ્તાનના ઇતિહાસમાં વારવાર બન્યુ છે તેમ, હિંદુઓ તરફની એક ભૂલે મુસલમાનોને યારી આપી. શંકરદેવની બાજી પૂર્ણ જીતમા હતી, તેવામા રામદેવનો કિલ્લેદાર, જરૂર ન હોતા છતા, પોતાના માણસો સાથે શંકરદેવની મદદે આવવા નીકળ્યો તેમના પગથી ઉડતી ધૂળ જોઇ હિંદુઓ સમજ્યા કે અલ્લાઉદ્દીને જાહેર કરેલી બાદશાહી ફોજ આવી પહોચી એટલે ગભરાટમા પડી તેમણે નાસવા માડ્યુ અને વિનાશની અણી પર આવી પહોચેના મુસલમાનોનુ જોર ફાવ્યું. તેવામા વળી કિલ્લામા ખોરાકના કોથળા ભરવાની વાત અલ્લાઉદ્દીનના જાણવામા આવી એટલે તો તે વધારે જોર પર આવ્યો અને કિલ્લાને ફરી ઘેરો ઘાલ્યો રામદેવનો બીજો કંઇ ઉપાય નહિ રહ્યાથી ઇલિચપુર પરગણુ અને પુષ્કળ દ્રવ્ય આપી તેણે અલ્લાઉદ્દીનના મનનુ સમાધાન કર્યું. એ રીતે અલ્લાઉદ્દીન પુષ્કળ દોલત અને કીર્તિ મેળવી ખાનદેશ અને માળવાને રસ્તે કોરા પાછો ફર્યો, ઇ. સ. ૧૨૯૪.

૪. જલાલુદ્દીનનુ ખૂન અને અલ્લાઉદ્દીનનું રાજ્યારોહણ — અલ્લાઉદ્દીનને અજાણ્યા મૂલકમા સાહસ કરી ગયાને લાંબો વખત થયા છતા તેના તરફથી કોઇ જાતની બાતમી નહિ મળવાથી ઘરડો જલાલુદ્દીન ફિકરમા હતો તેવામા ખબર આવી કે 'તે અપાર દોલત અને કીર્તિ સાથે સુખરૂપ પાછો આવે છે ' એટલે તો પછી જલાલુદ્દીનના આનંદનો પાર રહ્યો નહિ. અલ્લાઉદ્દીન માટે એનો એટલો બધો નિષ્કપટ ભાવ હતો કે તેના વર્તન માટે એને જરાયે વ્હેમ આવે એમ નહોતું પરંતુ તેના કેટલાક દીર્ઘદર્શી કારભારીઓ તથા તેની મુખ્ય બેગમ મલિકાજહાનને અલ્લાઉદ્દીન માટે મૂળથી વ્હેમ હતો અને તે તેમણે સુલતાનને જણાવી તેને ચેતાવ્યો, પરંતુ તેને તે વાત સાચી લાગી નહિ એટલામ

અલ્લાઉદ્દીનનો નમ્રતા અને વફાદારીભર્યો કાગળ આવ્યો, તેમાં એણે 'વગર રજાએ દક્ષિણમાં જવાના' પોતાના અપરાધ બદલ માફી માગી જણાવ્યું હતું કે "માફી મળ્યા વગર કાકાજીના ચરણોમાં આવતાં મને ડર લાગે છે." આ કાગળથી જલાલુદ્દીનનો જરાતરા સંશય પણ દૂર થઇ જવા પામ્યો, અને તે પછે થોડા રસાલા સાથે ભત્રીજાને મળવા નીકળ્યો. કાકા ભત્રીજાની મુલાકાત થતાં જ કપટી અલ્લાઉદ્દીન કાકાને પગે પડ્યો. તેને ઉઠાડી તથા તેના ગાલ પર વ્હાલભરી ટપલી મારી વૃદ્ધ જલાલુદ્દીન તેને મીઠો ઠપકો આપનો હતો કે "મેં તને બચપણથી ઉછેરીને મોટો કર્યો છે, તથા તારા ઉપર મારો પુત્ર કરતાં પણ વધારે પ્યાર છે, એ તું જાણતો હોવા છતાં તને મારો વિશ્વાસ ન આવ્યો ?" એટલામાં જ અલ્લાઉદ્દીને આગળથી કરી રાખેલી ગોઠવણ મુજબ છુપા મારાએ ધસી આવી જલાલુદ્દીનના પેટમાં ખંજર ખોસી તેનાં આતરડા બહાર ખેંચી કાઢયાં. "દુષ્ટ અલ્લાઉદ્દીન" એમ બોલતા જલાલુદ્દીને પ્રાણ છોડયા. એટલે અલ્લાઉદ્દીને તેનું માથું ભાલા પર ભેરવી પોતાની છાવણીમાં તેમજ આખા કારા શહેરમાં ફેરવાવ્યું, તથા બાદશાહી છત્ર પોતાને માથે ધરાવી તે સુલતાન તરીકે જાહેર થયો.

જલાલુદ્દીનના મરણની વાત દિલ્હી પહોંચતાં જ મલિકાજહાન બેગમે પોતાના નાની ઉમરના પુત્ર રૂકનુદ્દીનને ઇબ્રાહિમ નામ આપી ગાદીએ બેસાડ્યો, ને તેના વતી પોતે કારભાર કરવા લાગી. જલાલુદ્દીનનો મોટો છોકરો અર્કલીખાન મુલતાનની સુબાગીરી પર હતો. તેને અલ્લાઉદ્દીન સાથે ભાંજગડમાં ઉતરવાનું પસંદ નહિ પડયાથી તે ત્યાં જ રહ્યો. આણી તરફ અલ્લાઉદ્દીનનો વિચાર પ્રથમ તો કારા અયોધ્યાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો હતો. પરંતુ અર્કલીખાનને મુલતાનમાં શાંત બેઠેલો જોઇને તેણે પોતાનો વિચાર ફેરવ્યો, અને બરસાતમાસ હોવા છતાં તે દિલ્હી પર ધસ્યો. મલિકાજહાને પોતાના

અલ્લાઉદ્દીને દિલ્હીમાં પેસી ગાદી કબજે કરી. લોકોને ખુશ કરવા તથા કાકાના ખૂનની વાત ભૂલાવી દેવા તે રસ્તે સોના ચાંદીના સિક્કા ઉછાળતો ઉછાળતો દિલ્હીમાં પેઠો હતો. અમીર ઉમરાવોને પણ એણે દક્ષિણમાંથી આણેલી લૂંટમાંથી લાંચ આપી વશ કર્યાં, તથા ફોજને ૭ મહિનાનો સામટો પગાર આપી સંતોષી. દિલ્હીમાં સ્થિર થયા પછી અલ્લાઉદ્દીને મુલતાન તરફ નજર દોડાવી. જલાલુદ્દીનના પુત્રોને પકડી કેદ કરવા સારૂ તેણે પોતાના દૂધભાઇ અલફખાનને મોકલ્યો. અલફખાને તેમને પકડી તથા અલ્લાઉદ્દીનના હુકમ મુજબ આંધળા કરી હંસીના કિલ્લામાં પૂર્યા. ત્યાં થોડા જ વખતમાં તે અભાગી રાજકુમારોનો અંત આણવામાં આવ્યો. એ રીતે પોતાના પૂજ્ય કાકા તથા પિત્રાઇ ભાઇઓના લોહીમાં હાથ રંગી અલાઉદ્દીન દીલ્હીના તખ્તે ચઢ્યો, ઇ. સ. ૧૨૯૫.

**૫. લાંચખાઉ ઉમરાવોની વલેઃ**—ગાદી પર સ્થિર થતાં જ અલ્લાઉદ્દીને લાંચખાઉ સરદારોની ખબર લીધી. પૈસાના લોભે જેઓ તેને આધીન થયા હતા, તેમને તેમની નીમકહરામી બદલ અલ્લાઉદ્દીને સખત સજા કરી—કેટલાકને ઝેર માર્યા, કેટલાકને આંધળા બનાવી કેદમાં પૂર્યા અને બધાયની તમામ માલમિલ્કત તથા ઘરબાર લૂંટી લઇ જપ્ત કર્યાં; તેમનાં બૈરાં છોકરાં માટે પણ કંઇ રહેવા દીધું નહિ. માત્ર ત્રણ ઉમરાવો અલ્લાઉદ્દીનની લાંચને ન ગણકારી પોતાના માલિકને વફાદાર રહ્યા હતા, તેમને જ અલ્લાઉદ્દીને છેડ્યા નહિ, પણ ઉલટી શાબાશી આપી તેમનો દરજ્જો વધારી આપ્યો. જલાલુદ્દીનનું ખૂન કરવામાં જેમણે મદદ કરી હતી તેમને પણ અલ્લાઉદ્દીને મરાવી નખાવ્યા. એમ કરી અલ્લાઉદ્દીને પોતાની જાત સામે એવું કાવતરૂં કરવાની કોઇની હિંમત ન ચાલે તેવી ધાક બેસાડી.

**૬. અલ્લાઉદ્દીનની જીતોઃ**—હિંદુસ્તાનના મુસલમાન રાજ્યકર્તાઓમાં અલ્લાઉદ્દીન એક પ્રખ્યાત અને પરાક્રમી રાજા થઇ ગયો,

એમાં તો શક નહિ. ગાદી પર સ્થિર થતાં જ એણે હિંદુસ્તાનનાં રહ્યાં સહ્યાં સ્વતંત્ર રાજ્યો જીતી લેવાનો સપાટો ચલાવ્યો. ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાત, ૧૩૦૦ માં રણથંભોર અને ૧૩૦૩ માં ચિતોડ જીતી લઈ એણે મુસલમાન સત્તા તળે આણ્યાં. તે પછી એણે મોગલોનો બંદોબસ્ત કર્યો, અને એના શૂરા સરદાર મલેક કાફુરે દક્ષિણમાં દરોડા પાડી છેક રામેશ્વર લગી ઈસ્લામી સત્તાનો દોર જમાવ્યો.

૭. **ગુજરાતના રજપૂત રાજ્યની આખર:**—માંહોમાંહેની લડાઇઓને લીધે ભોળો ભીમદેવ એટલો બધો નબળો પડી ગયો હતો કે એની હયાતિમાં જ વાઘેલા રજપૂતોએ જોર પર આવી ધોળકામાં સ્વતંત્ર ગાદી સ્થાપી. તે પછી ઇ. સ. ૧૨૪૨ માં ભીમદેવનું મૃત્યુ થતાં વાઘેલા રાજા વિશળદેવે ભીમદેવના વારસ ત્રિભુવનપાળને અણહિલવાડની ગાદીએથી કહાડી મૂકી આખા ગુજરાતમા વાઘેલા વંશની સત્તા સ્થાપી. આ વિશળદેવ રાજા બહુ પ્રખ્યાત અને પરાક્રમી થઈ ગયો. વસ્તુપાળ અને તેજપાળ નામના એના વાણીઆ મંત્રીઓ બહુ ડાહ્યા અને શૂરા હતા. તેમની મદદથી એણે અનેક જીતો મેળવી ગુર્જર રાજ્યની કીર્તિ બહુ વધારી. એના પછી અર્જુનદેવ, સારંગદેવ અને કરણ નામના રાજા થયા. પણ તે એના જેવા બહાદુર ન નીકળ્યાથી ગુજરાતનું રાજ્ય દિવસે દિવસે નબળું પડતું ગયું. છેલ્લો રાજા કરણ અવિચારી અને દુરાચરણી હતો. એ રાજાને માધવ નામે એક નાગર પ્રધાન હતો. તેની સ્ત્રી રૂપસુંદરી પર મોહ પામી એણે બળાત્કારે તેનું હરણ કર્યું. માધવનો ભાઇ કેશવ તેનું રક્ષણ કરતાં મરાયા અને તેની સ્ત્રી ગુણસુંદરી સતી થઈ. માધવ કે જેને કરણરાજાએ કપટથી પરદેશ મોકલી દીધો હતો તે આ જુલમથી બહુ કોપે ભરાયો, અને વેર વાળવાનો નિશ્ચય કરી દિલ્હીના સુલતાન પાસે પહોંચ્યો. સુલતાન અલ્લાઉદ્દીન તો આવી કોઇ તક માટે ટાપી જ રહ્યો હતો. તેણે તુરત જ પોતાના ભાઇ અલપખાન—

અને વઝીર નસરતખાનની સરદારી તળે મોટી ફોજ ગુજરાત જીતવા મોકલી આપી. કરણરાજ બહાદુરીથી લડ્યો, છતાં હાર્યો અને નાસી બાગલાણના ડુંગરી કિલ્લામાં ભરાયો. એટલે મુસલમાનોએ અણહિલવાડ કબજે કરી ગુજરાતનું રાજ્ય ખાલસા કર્યું, ઈ. સ. ૧૨૯૭. આ પ્રમંગે મુસલમાનોએ સોમનાથના મંદિરને ફરી લૂંટીને તોડ્યું હતું.

[નાસતી વખતે કરણરાજ કનકદેવી અને દેવળદેવી નામની પોતાની બે કુંવરીઓને પોતાની સાથે લઈ જઈ શક્યો હતો. પરંતુ તેની રાણી કૌળાદેવી નાસતાં નાસતાં પકડાઇ ગઇ અને અલફખાને તેને બીજી કેદીઓ સાથે દિલ્હી મોકલી દીધી. ત્યાં તેના રૂપ પર મોહ પામી અલાઉદ્દીને તેને પોતાની માનીતી બેગમ બનાવી. કરણ બાગલાણમાં પણ જંપીને બેસી શક્યો નહિ. કૌળાબેગમને પોતાની કુંવરીને મળવાનું મન થતાં સુલતાને મલેક કાફુર નામના સરદારને દેવળદેવીને લેવા માટે મોકલ્યો. કરણરાજ અહિં પણ બહાદુરીથી લડ્યો, છતાં કમનસીબે હાર્યો અને દેવળદેવી કે જે દેવગઢના રાજકુમાર શંકરદેવ સાથે પરણવા સારૂ દેવગઢ જતી હતી તે રસ્તામાં અચાનક મુસલમાનોના હાથમાં સપડાઇ ગઇ. મુસલમાન સરદારે તેને દિલ્હી મોકલી આપતાં શાહજાદા ખીજરખાને તેને પોતાની બેગમ બનાવી. દુર્ભાગી કરણરાજ પોતાના પાપનું ફળ અહિંનું અહિં ભાગવતો રખડી રઝળી મૂઓ. કનકદેવી તો ભાગતાં જતાં રસ્તામાં જ મરી ગઈ હતી.]

૮. **રણથંભોરની જીતઃ**—ગુજરાત જીતીને પાછા ફરતા લશ્કરમાં લૂંટની બાબતમાં અસંતોષ ફેલાયાથી તેણે બળવો કર્યો. એ બળવો શમ્યા પછી કેટલાક બળવાખોરોને રણથંભોરના ચહુઆણ રાજા હમીરદેવે આશ્રય આપ્યો હતો. તેથી એ રાજાને સજા કરવા માટે અલાઉદ્દીને પોતાના ભાઇ અને વઝીરને લશ્કર આપી મોકલ્યા. પરંતુ ચહુઆણોએ તેમને હરાવી નસાડ્યા અને વઝીર મરાયો. એ સમાચાર મળતાં અલાઉદ્દીન પોતે ભાઇની મદદે આવવા નીકળ્યો.

રસ્તે આવતાં એક દહાડો તે શિકાર કરતો હતો તેવામાં લાગ સાધી તેના ભત્રીજા સુલેમાને તેના પર હુમલો કરી તેને તીરથી વીંધી નાખ્યો. અલ્લાઉદ્દીન ઘાયલ થઈ ઘોડા પરથી ઢળી પડ્યો. એટલે સુલેમાને તેને મરેલો ધારી છાવણીમાં જઈ સુલતાનપદ ધારણ કર્યું. પરંતુ આણી તરફ મૂર્છા વળતાં જ અલ્લાઉદ્દીન ટટ્ટાર થયો ને મંત્રીની સલાહ માની છાવણી આગળ ગયો. તેને જોતાં જ લશ્કર અને સરદારો તેને જઈ મળ્યાં. સુલેમાન નાસવાનો પ્રયત્ન કરતાં પકડાયો અને ઠાર થયો. એના મળતીઆઓને પણ અલ્લાઉદ્દીને ભુંડે હાલે માર્યા.

તે પછી અલ્લાઉદ્દીને પોતે રણથંભોરને ઘેરો ઘાલ્યો. પરંતુ રજપૂતોની બહાદુરી આગળ તેના સઘળા જ પ્રયત્ન નિષ્ફળ જવા લાગ્યા. આખરે રાજાનો પ્રધાન ફુટી જવાથી એક વર્ષ કરતાં લાંબા ઘેરા પછી રણથંભોર પડ્યું, ઇ. સ. ૧૩૦૦. અલ્લાઉદ્દીને ત્યાંના રાજાની, તેના કુટુંબની તથા બીજા સઘળા રજપૂતો અને પેલા બળવાખોર મુસલમાન સિપાઇઓની કતલ ઉડાવી. વળી, પેલા વિશ્વાસઘાતી પ્રધાનને પણ "હું કે જેણે પોતાના મૂળ ધણીને દગો દીધો, તે મારા જેવા બીજા ધણીને પણ એવી રીતે નહિ ફસાવે, તેની શી ખાત્રી ?" એવું કહી મરાવી નખાવ્યો.

૯. ચિતોડ પર ચડાઈ—વીર રાણી કર્મદેવીએ કુતુબુદ્દીનને હરાવી નસાડ્યા પછી સોએક વર્ષ લગી મુસલમાનોએ ચિતોડનું નામ લીધું નહિ. પરંતુ અલ્લાઉદ્દીનની મહત્ત્વાકાંક્ષા આગળ તેની એ શાન્તિ વધુ વાર ટકવા પામી નહિ. ચિતોડની ગાદીએ તે વખતે લક્ષ્મણસિંહ નામનો રાણો હતો. તે નાનો હોવાથી તેનો કાકો ભીમસિંહ રાજ્યકારભાર કરતો હતો. આ ભીમસિંહને પદ્મિની નામે અત્યંત ખુબસુરત રાણી હતી. એની ખુબસુરતીની વાત અલ્લાઉદ્દીનને કાને જતાં તેને પોતાની બેગમ બનાવવાનું એને મન થયું. એ બુરી દાનત બર લાવવ

એણે ઈ સ ૧૩૦૩મા ચિતોડ પર સ્વારી કરી અને પદ્મિનીને સોપી દેવાની માગણી કરી બહાદુર મેવાડીઓ જીવ જતા લગી એક તસુ ભોય ન આપે, તો પછી આવી નીચ માગણી તો સ્વીકારે જ શેના ? મુસલમાનોના એકેએક હુમલાને પાછા હઠાવી શુરા સીસોદીઆઓએ તેમને થકવી નાખ્યા એટલે પોતાનું કંઈ જ વળતું નથી એવુ જોઈ અલ્લાઉદ્દીને એક આરસામા પદ્મિનીનુ મ્હો જોવાની શરતે ઘેરો ઉઠાવી લેવાનું કબૂલ કર્યું. ભીમસિંહને એ વાતમા ખાસ વાંધો ન જણાયાથી તેણે તેમ કરવા દીધુ પણ અલ્લાઉદ્દીનના મનમા તો પહેલેથી જ કપટ હતુ. તેથી પદ્મિનીનું મો જોઈ પાછા જતી વેળા ભીમસિંહ એને દરવાજા લગી વળાવા ગયો, તે તકનો લાભ લઈ અલ્લાઉદ્દીને તેને કપટથી કેદ કરી લીધો અને પોતાની છાવણીમા લઈ જઈ કહ્યુ કે " પદ્મિનીને સોપ્યા વગર ભીમસિંહનો છુટકારો થશે નહિ " આવી રીતે મુસલમાનોને પણ પોતાના જેવા પ્રમાણિક અને વિશ્વાસપાત્ર સમજી લેવાની ભૂલ કર્યાથી ભોળા રજપૂતો બીજી વારના ઠગાયા પદ્મિનીને કાને અલ્લાઉદ્દીનના આ કપટની વાત જતા તેણે સામુ કપટ કરવાનું નક્કી કર્યું, અને તે તર્કટ વીરવર ગોરાજી અને બાદલની હોશિયારીથી એવુ તો સુંદર રીતે પાર પડ્યુ કે અલ્લાઉદ્દીન જેવા ધૂર્તની આખમા ધોળે દહાડે ધૂળ નાખી ભીમસિંહ સહીસલામત ચિતોડગઢમા પહોચી ગયો તેને નસતો પકડવા માટે અલ્લાઉદ્દીને ઘણાયે ફાંફા માર્યા, પણ તેમા એનું કંઈ જ ન વળતા પુષ્કળ નુકશાન સાથે અને પાછા હઠવુ પડ્યુ.

પરતુ પદ્મિની એના મનમાથી ખસી નહિ બીજે જ વર્ષે પાછો તે નવા લશ્કર સાથે ફરી ચડી આવ્યો આ વખતે પણ સીસોદીઆ વીરો ખૂબ જોસથી લડ્યા, પરતુ તેમની સખ્યા ઘણી ઘટી ગયાથી છેવટે તેમણે કેસરીયા કર્યા, અને સ્ત્રી રજપૂતાણીઓએ જૌહર વ્રત આદર્યું વિજયી અલ્લાઉદ્દીન પદ્મિની મેળવવાની હોસમા ને હોસમા ચિતોડગઢમા પેઠો, પણ પદ્મિની તો ક્યારનીયે બળીને

ભસ્મ થઈ ગઈ હતી. આથી અલ્લાઉદ્દીન ઘણો જ ખીજવાયો, અને પોતાનો ગુસ્સો ટાલવવાને યોગ્ય કોઈ જીવતું મનુષ્ય હાથ નહિ લાગ્યાથી તેણે ચિતોડને બાળીને ભસ્મીભૂત કર્યું. તે પછી ઝાલોરના રાવ માલદેવને ચિતોડનો કારભાર સોંપી તે દિલ્હી પાછો ફર્યો.

એ રીતે અલ્લાઉદ્દીને ચિતોડ જીત્યું ખરું, પણ શૂરા સીસોદીઆ જીતાયા નહિ. રાણા હમીરની સરદારી તળે તેઓ ફરી જોરમાં આવ્યા અને અલ્લાઉદ્દીનની હયાતિમાં જ તેમણે માલદેવને હાંકી કાઢી ચિતોડ પાછું કબજે કર્યું, ઇ સ. ૧૩૧૩

૧૦. મોગલોનો બંદોબસ્ત —અલ્તમશના વખતથી મોગલ લોકોના ધાડા આ દેશ પર આવવા લાગ્યા હતા. અલ્લાઉદ્દીનની કારકીર્દીના પહેલા દશ વર્ષમાં તો તેઓ લગભગ દર વર્ષે ચડી આવ્યા હતા ઇ સ ૧૨૯૬ માં ચંગીસખાનનો વંશજ અમીર દાઉદ એક લાખ મોગલો સાથે પંજાબ પર ચડી આવ્યો પરંતુ અલ્લાઉદ્દીનના ભાઈ અલફખાને તેને હરાવીને નસાડયો એ વખતે મોગલોના ઘણા બૈરા છોકરા અલફખાનના હાથમાં સપડાયા હતા, જે સર્વેનો તેણે શિરચ્છેદ કરાવ્યો. તે પછી બે વર્ષ રહીને દાઉદનો છોકરો કુતલખખાન બે લાખ મોગલો સાથે ઠેઠ દિલ્હી લગી ધસી આવ્યો. આ વખતે સૈન્ય તેમજ સરદાર વગેરે એટલા બધા ગભરાઇ ગયા હતા કે તેમણે મોગલોને ધન આપી પાછા કાઢવાની અલ્લાઉદ્દીનને સલાહ આપી. પરંતુ અલ્લાઉદ્દીને તે વાતને નગણકારતા તેમની સાથે લડાઇ કરી. જાફરખાન નામના શૂરા સરદારે મોગલો પર ધસી જઇ તેમને ઘણે દૂર સુધી હાંકી કાઢયા એ રીતે અલ્લાઉદ્દીનની જીત થઈ, પરંતુ જાફરખાનને વખતસર મદદ નહિ મળ્યાથી તે મોગલોને હાથે માર્યો ગયો. તે પછી ઇ. સ ૧૩૦૩માં અલ્લાઉદ્દીન ચિતોડ તરફ ગુંથાયો હતો તે વખતે પણ તેઓ ઠેઠ દિલ્હી લગી ચડી આવ્યા હતા. પરંતુ કોઇ દૈવી ચમત્કાર થવાથી મોગલો ગભરાઇને પહેલાની મારફ જ એકાએક નાસી ગયા.

આગળ જણાવ્યા પ્રમાણે અનેક મોગલોએ મુસલમાન ધર્મ સ્વીકારી દિલ્હીના સુલતાનની નોકરી પત કરી હતી અને તેઓ દિલ્હીમાં મોગલપુર નામના ભાગમાં રહેતા હતા ચિતોડથી આવ્યા પછી અલ્લાઉદ્દીનને વ્હેમ આવ્યો કે એ મોગલ લોકો બંડ કરવાનો વિચાર કરે છે. તે પરથી એક જ દહાડામા પદર હજાર મોગલોની એણે કતલ કરાવી નાખી, અને તેમના બૈરા છોકરાને રખડતા કાઢી મૂક્યાં. આમ છતાં પણ ઇ. સ. ૧૩૦૫ મા તેઓ ફરી હિંદુસ્તાન પર ચડી આવ્યા. પરંતુ ગાઝીબેગ તઘલખ નામના અલ્લઉદ્દીનના સરદારે આડકતરે રસ્તે તેમના પર તૂટી પડી તેમનો પુષ્કળ ઘાણ કાઢયો, ને જેઓ કેદ પકડાયા તેમને દિલ્હી મોકલી દીધા. અલ્લાઉદ્દીને તેમને બધાને હાથીના પગ તળે છુદાવી છુદાવી માર્યા, અને તેમના માથાનો એક મોટો મિનારો બદાઉન દરવાજા બહાર કરાવ્યો. ફરી બીજી વાર પણ એવી જ દશા થવાથી મોગલોની હિંમત તૂટી ગઇ. વળી ગાઝીબેગે હિંદુસ્તાનની બહાર તેમના તાબાના ગીઝની, કાબુલ વગેરે પ્રદેશોમા સ્વારીઓ કરીને તેમને ગભરાવી નાખ્યા. એથી કરી મોગલો એવી તો સ્હે ખાઇ ગયા કે ફરી તેમણે લાંબી મુદત સુધી હિંદુસ્તાનનું નામ લીધું નહિ.

૬૧. મલેક કાફુર—એ ખંભાતના એક શાહુકારનો હિંદુ નોકર હોઇ બહુ ખુબસુરત હતો. મુસલમાનોએ ગુજરાત જીત્યું તે વખતે એને પણ કૌળારાણીની સાથે ગુલામ તરીકે દિલ્હી મોકલી આપ્યો હતો ત્યા અલ્લાઉદ્દીને એને વટાળીને મુસલમાન કર્યો અને કાફુર નામ આપ્યુ. એની ખુબસુરતી અને હિંમતથી અલ્લાઉદ્દીનની એના પર પુષ્કળ મહેરબાની થઈ, અને એને મોટામોટા કામ સોંપવા મા આવ્યા. તે પાર પડતા અલ્લાઉદ્દીને તેને મલેકનો માનવંતો ખિતાબ આપી પોતાનો મુખ્ય સેનાપતિ બનાવ્યો. આ કાફુરે દક્ષિણ હિંદુસ્તાન પર અનેક સ્વારીઓ કરી ઠેઠ સેતુબંધ રામેશ્વર સુધી મુસલમાન સત્તા ફેલાવી. કાફુરની આ જીતોથી રાજ્યમા એનું ચલણ

બહુ જ વધી પડ્યું, એટલે લગી કે અલ્લાઉદ્દીન એને પૂછ્યા વગર એક ડગલું સરખું ભરતો નહિ. છેવટના ભાગમાં તો રાજ્યનો તમામ કારભાર કાફુરને સોંપી દઇ અલ્લાઉદ્દીન એશઆરામમાં પડ્યો હતો. ધીરે ધીરે કાફુરના મનમા રાજ્યલોભ પેદા થયો, અને તેણે અલ્લાઉદ્દીનને ભંભેરી પોતાના સામાવળીઆ ઉમરાવોનો વધ કરાવ્યો તથા શાહજાદા ખીજરખાન અને તેની માતાને કેદમા નંખાવ્યા. કાફુરના અત્યાચારથી સર્વ જણ એટલા બધા ત્રાસી ગયા કે છેવટે તેના પોતાના જ અંગરક્ષકોએ તેને મારી નાખ્યો.

**૧૨. દક્ષિણ તરફનાં રાજ્યોઃ**—ચાલુક્ય, ચોલ અને પાંડ્ય રાજ્યો પરસ્પર લડીને નબળાં પડી ગયા બાદ દક્ષિણ હિંદુસ્તાનમા ત્રણ નવા રાજવંશો ઉદય પામ્યા હતા. દેવગઢમાં યાદવો, વરંગુળ માં નરપતિ રાજાઓ અને કર્ણાટકમા બલ્લાળ રજપૂતો. એ ત્રણે રાજ્યો એક બીજાથી સ્વતંત્ર હોઇ બહુ બળવાન અને સમૃદ્ધિશાળી હતાં. કાફુરે તે પૈકી વરંગુળ પર ખંડણી બેસાડી તેને મુસલમાન સત્તા તળે આણ્યું, અને કર્ણાટક તથા દેવગઢને ખાલસા કરી દિલ્હી ના સામ્રાજ્યમા જોડી દીધા. એ સિવાય પાંડ્ય અને ચોલના ખંડીઆં રાજ્યો પણ જેમ તેમ કરી પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યા હતાં. તે પૈકી પાંડ્ય રાજ્યનો બાકી રહેલો ભાગ ઇ. સ. ૧૭૩૬ના સુમારમાં આર્કટના નવાબે, અને ચોલ રાજ્યનો બાકીનો ભાગ શિવાજીના ભાઇ વ્યંકોજી ભોંસલેએ જીતી લેતાં એ રાજવંશો નાબુદ થયા.

**૧૩. મલેક કાફુરની સ્વારીઓઃ**—મલેક કાફુરે અલ્લાઉદ્દીન ના હુકમથી દક્ષિણ હિંદુસ્તાન પર કુલ પાચ સ્વારીઓ કરી. તે નીચે પ્રમાણેઃ—

**પહેલી અને બીજી સ્વારીઃ**—ઉત્તર હિંદુસ્તાનના હિંદુ રાજ્યોને જીત્યા પછી દક્ષિણના દિગ્વિજય તરફ અલ્લાઉદ્દીને લક્ષ દોડાવ્યું. ઇ સ.

૧૩૦૩માં કાફુરને લશ્કર આપીને એણે તૈલંગણમાં આવેલું વરંગુળનું રાજ્ય જીતી લેવા મોકલ્યો. પરંતુ એમાં એને ઝાઝો યશ ન મળતાં પાછા ફરવું પડ્યું.

તે પછી ઇ. સ. ૧૩૦૬માં દેવગઢના રામદેવ રાજાએ ખંડણી મોકલવી બંધ કર્યાથી તેને સજા કરવા સારૂ અલાઉદ્દીને બીજી વાર મોટું લશ્કર આપીને મલેક કાફુરને મોકલ્યો. કાફુર માળવા અને ખાનદેશને રસ્તે દેવગઢ પર ધસ્યો, ને આખા મહારાષ્ટ્રમાં લૂંટફાટ ચલાવી તેણે રામદેવને તાબે થવાની ફરજ પાડી. રામદેવ તાબે થતા કાફુર તેને પોતાની સાથે દિલ્હી લઈ ગયો. ત્યાં અલાઉદ્દીને તેનો સારો સત્કાર કર્યો, ને તેને એક છત્ર, 'રાયરાયાધિરાજ'નો ખિતાબ તથા એક લાખ રૂપિયા બક્ષિસ આપી માનભેર સ્વદેશ જવાની રજા આપી. રામદેવે પણ સુલતાનના આ વર્તનથી સંતુષ્ટ થઈ ફરીને તેની સાથે વેર કર્યું નહિ, એટલું જ નહ પણ કાફુરની તે પછીની સ્વારીએમા એણે સારી મદદ કરી આ બીજી સ્વારીમાં જ દેવળદેવી મુસલમાનોના હાથમા સપડાઇ.

**ત્રીજી સ્વારીઃ**—વરંગુળ પરની પહેલી સ્વારીની નિષ્ફળતાના કારણ અલાઉદ્દીને બરાબર તપાસી, ફરી એવુ ન થાય તેવા બંદોબસ્ત સાથે મલેક કાફુરને એણે ત્રીજી વાર વરંગુળ જીતવા મોકલ્યો, ઈ સ. ૧૩૦૯. દેવગઢથી રામદેવની મદદ મેળવી કાફુર તૈલંગણનો મુલક લૂંટતો ઠેઠ વરંગુળ આવ્યો ને કિલ્લાને ઘેરો ઘાલી નરપતિ રાજાને તાબે થવાની ફરજ પાડી

**ચોથી સ્વારીઃ**—મલેક કાફુરની ચોથી સ્વારી કર્ણાટકના બલ્લાળ રાજા પર થઇ. ઇ સ. ૧૩૧૦મા તે દેવગઢથી પૈઠણને રસ્તે કર્ણાટકની રાજધાની દ્વારસમુદ્ર પર ચડ્યો, અને તે જીતી લઇ તથા રાજાને મારી તેણે બલ્લાળ રાજ્યનો આખર આણ્યો. ત્યાંથી આગળ વધતો વધતો કાફુર ઠેઠ કન્યાકુમારીના છેડા સુધી પહોંચ્યો, ને મુસલમાનોના દિગ્વિજયની યાદગીરી દાખલ રામેશ્વરમા મસીદ બંધાવી. આ સ્વારીમાં કાફુર ૬૧૨ હાથી, ૨૦૦૦૦ ઘોડા, ૯૬ હજાર મણ સોનું તથા બીજું પુષ્કળ જરઝવેર દિલ્હી લઈ ગયો.

**પાંચમી સ્વારીઃ**—કાફુરની પાંચમી અને છઠ્ઠી સ્વારી દેવગઢ પર થઈ. એ વખતે રામદેવ રાજા મરણ પામ્યો હતો અને તેનો છોકરો બરાબર

ખંડણી આપતો ન હતો. તેથી કાફુરે તેના પર ચડાઈ કરીને તેને ઠાર માર્યો, તથા દેવગઢના રાજ્યને ખાલસા કરીને દિલ્હીના સામ્રાજ્યમાં જોડી દીધું. એ રીતે મહારાષ્ટ્રના યાદવ રાજ્યનો અંત આવ્યો, ઈ. સ. ૧૩૧૨. એ પછી કાફુર ફરી દક્ષિણમાં આવ્યો નહિ.

૧૪. અલ્લાઉદ્દીનનું મૃત્યુઃ—દક્ષિણ પરની મલેક કાફુરની છેલ્લી સ્વારી પછી સુલતાન પર એની લાગવગ ઘણી જ વધી ગઈ. રાજ્યનાં સઘળાં જ સૂત્રો કાફુરના હાથમાં સોંપી અલ્લાઉદ્દીન એશઆરામ અને વ્યસનમાં પડ્યો. પરિણામે તેની તબિયત દિવસે દિવસે બગડતી ચાલી, અને તેનો સ્વભાવ વધારે ચીડીઓ અને ક્રૂર બન્યો. કાફુર સિવાય બીજા કેઈનો એને વિશ્વાસ રહ્યો નહિ. આથી અમીર ઉમરાવો કંટાળી ગયા અને દરબારમાં અનેક ઘેટાળા ઉભા થયા. વળી તે જ અરસામાં ગુજરાતના રજપૂતોએ બડ કર્યું, રાણા હમીરે ચિતોડ પાછું જીતી લીધું અને રામદેવના જમાઇ હરપાળે મુસલમાનોને હાંકી કાઢી મહારાષ્ટ્રને ફરી સ્વતંત્ર કર્યું. એ પ્રમાણે પોતાની જીંદગીભરની મહેનત પર પાણી ફરી વળેલું જોઇ અલ્લાઉદ્દીન એટલો બધો ઉશ્કેરાઇ ગયો કે તેની નબળી તબિયત પર આઘાત પહોંચી તે થોડા જ દિવસમા મરણ પામ્યો, ઇ. સ. ૧૩૧૬. કાફુરના પર એને ઝેર આપીને માર્યાનો આરોપ છે, જે એની તે પછીની વર્તણુક જોતાં ખરો હોવા સંભવ છે.

૧૫. અલ્લાઉદ્દીનનું ચારિત્ર અને તેની રાજ્યવ્યવસ્થાઃ– અલ્લાઉદ્દીન સ્વભાવે ચીડીઓ, હઠીલો અને ક્રૂર હતો નજીવા કારણસર તે અનેક જીવોનો સંહાર કરાવી નાખતો. એના આશ્રયે રહેલા મોગલ લોકોની તેણે અનેકવાર કતલ કરાવી નાખી હતી. ધર્મના સંબંધમાં હિંદુઓ પર પણ એના તરફથી જુલમ થયો લાગે છે. ગુજરાતમાં એનું નામ 'અલાદીયા ખૂની' તરીકે મશહૂર છે. ગાદીએ બેઠો ત્યાં લગી એને લખતાં વાંચતાં મુદ્દલ આવડતું નહોતું. પણ તે પછી તે શીખીને હોંશિયાર બન્યો હતો. નસીબની એના પર પૂર્ણ કૃપા હોવાથી

એના દરેક કાર્યમાં એને યશ મળ્યો હતો. અલ્લાઉદ્દીનની ઇચ્છા નવો ધર્મ સ્થાપી પેગંબર થવાની તથા આખી પૃથ્વી જીતી 'બીજો સિકંદર' કહેવડાવવાની હતી. પણ અલ્લાઉલ્મુલ્ક નામના તેના એક ડાહ્યા કાજીના ઉપદેશથી એ કાર્યની મુશ્કેલીઓ બરાબર સમજાતાં તેણે પોતાના એ વિચાર માંડી વાળ્યા હતા. છતાં સિક્કામાં તેમ જ શુક્રવારની નમાજ (ખુત્બા) માં તો તેણે પોતાનો 'બીજો સિકંદર' નો ખિતાબ ચાલુ કર્યો જ હતો. હિંદુ સ્ત્રીઓ સાથે લગ્ન કરનાર આ પહેલો જ મુસલમાન બાદશાહ હિંદમાં થયો. પદ્મિની લેવા માટે એણે મારેલાં વલખાં એની લંપટતા સાબીત કરે છે.

અલ્લાઉદ્દીનની રાજ્યનીતિ આપખુદ હતી. ધર્મ કે દેશના પ્રચલિત કાયદાઓને કોરાણે મૂકી જે વખતે પોતાને જે ઠીક લાગતું તે જ તે કરતો. એની એવી નીતિથી ઘણાંને સ્હેવું પડતું, છતાં એની ધાક ભારે હોવાથી તેનો કારભાર એકંદરે ઘણો સરળ રીતે ચાલ્યો હતો. એની કડક ન્યાયપદ્ધતિથી એના વિશાળ સામ્રાજ્યમાં સર્વત્ર એવો ધાક બેસી ગયો હતો કે વટેમાર્ગુ રસ્તામાં નિરાંતે ઉંઘી શકતા. બંગાળાથી કાબુલ અને કન્યાકુમારીથી કાશ્મીર સુધી વેપારી લોકો બેધડક માલની લાવલઇજા કરતા. અલ્લાઉદ્દીનના રાજ્યમાં ચોર લુંટારાનો બીલકુલ ઉપદ્રવ નહોતો. દારૂ પીવાની એણે સખત મનાઈ કરી. દારૂ ગાળનાર તથા પીનાર માટે દેહાન્તની સજા ઠરાવી હતી. આથી કરી દારૂની બદી જોકે સમૂળગી તો બંધ પડી નહિ, તોપણ જાહેર પીઠાં તમામ બંધ થયાં. રાજ્યમાં થતાં બંડ બખેડા અટકાવવા સારૂ અલ્લાઉદ્દીને ચમત્કારી કાયદા ઘડ્યા હતા. ઘરમાં ખાનગી સભા ભરાય નહિ, અમીર ઉમરાવો એક બીજાને સરકારની પરવાનગી વગર મળી શકે નહિ, દરબારી બાબત વિષે જાહેર કે ખાનગી ચર્ચા કરાય નહિ, તથા મીજમાનીઓ કે લગ્નકાર્ય જેવા પ્રસંગો પણ સરકાર પરવાનગી વગર થાય નહિ—એવા એણે કાયદા ઘડ્યા હતા. વળી કોઇ પરદેશી માણસને પોતાને ઘેર મહેમાન

તરીકે ઉતારો આપતાં પહેલાં પણ સરકારની 'પરવાનગીની જરૂર પડતી ! અમીર ઉમરાવો તેમ જ પ્રજા પાસે ધન એકઠું થઇ તેઓ બંડ કરવા ન લલચાય તે માટે તેમનાં વતન અને ઉપજ ઉપર કાપ મૂકનારા કાયદા પણ એણે ઘડ્યા હતા. આ કાયદાઓ તો હિંદુમુસલમાન સર્વને માટે સરખા હતા. તે ઉપરાત હિંદુઓ માટે બીજા પણ કેટલાક ખાસ કડક કાયદા હતા. જેમકે હિંદુઓથી ઘોડા પર બેસાય નહિ, હથિયાર ધારણ કરાય નહિ કે ઉંચા પોષાક પહેરી ભપકો મરાય નહિ તેવા, તેમ જ જમીનની અર્ધી ઉપજ અને ગાય ભેંસનો પણ કર સરકારમાં આપવાના કાયદા અમલમાં મૂકાયા હતા. એનું જાસુસીખાતું એવું જબરૂં હતું કે ઘરના કમાડ વાસીને એકએકના કાનમાં વાત કરતાં પણ મોટા મોટા ઉમરાવો ગભરાતા !

વળી પોતાનું મોટું લશ્કર નભાવવાનો ખર્ચ ભારે ન પડે તેટલા માટે એણે દરેક જણસના કાયમ ભાવ ઠરાવી દીધા હતા. દાખલા તરીકે ઘઉં (૨૮ શેરીઆ મણના) ૦–૩–૦, ચોખા ૦–૨–૦, દાળ ૦–૨–૦, મસૂર ૦–૧–૦. એ પ્રમાણે જીવનની એકે એક ચીજનો ભાવ ઠરાવ્યો હતો, અને એ ઠરાવેલા ભાવ કરતાં વધારે લેનારને કિંવા તોલમા ગરબડ કરનારને કડક સજા કરવામાં આવતી. પોતાના રાજ્યમાં નીપજતું અનાજ પરદેશ લઇ જવાની એણે સખત બંધી કરી હતી. તેમ જ દુકાળના વખતમાં પણ પોતાના ઠરાવેલા ભાવ પ્રમાણે અનાજ વેચી શકાય તે માટે તેણે કેટલાક પ્રાંતનું મહેસુલ ધાન્યમાં જ લેવાનું ઠરાવી મોટા મોટા કોઠાર ભરી રાખવાની ગોઠવણ કરી હતી. અલ્લાઉદ્દીનનું આ 'કંટ્રોલ ખાતું' એની હયાતિ લગી એવું તો ઉત્તમ રીતે ચાલ્યું હતું કે જે જાણી આજ પણ મોટા મોટા વિદ્વાનો હેરત પામે છે. પ્રજાને પણ તેથી એકંદરે લાભ જ થયો હતો. બજારભાવ મુકરર હોવાથી લોકોને મોંઘવારીની ચિંતા નહોતી રહી, અને વધારાનું અનાજ સરકાર સંઘરતી હોવાથી એવી ગુપરીતે ચોર લૂંટારાનો ત્રાસ ટળ્યો હતો.

આ બધું જોતા કહેવું પડે છે કે અલ્લાઉદ્દીનમા ક્રૂરતા અને ધર્માંધપણાના દોષો હોવા છતા, તેનો રાજ્યકારભાર, નિદાન તે વખતના ધોરણે, વખાણવા જોગ હતો.

**૧૬. અલ્લાઉદીન પછીની અવ્યવસ્થા :**—અલ્લાઉદીનના મરણને બીજે જ દિવસે કાકુરે તેના નામનું બનાવટી વીલ બહાર પાડી, પાચ વર્ષની વયના નાના શાહજાદા ઉમરખાનને ગાદીએ બેસાડયો, અને પોતે તેના મુનાલિક તરીકે રાજ્યકારભાર કરવા લાગ્યો. અલ્લાઉદ્દીનના સૌથી મોટા બે શાહજાદાઓને તો કાફુરે અલ્લાઉદ્દીનના જીવતા જ કેદમા નાખ્યા હતા તેમની હવે એણે આખો ફોડાવી નાખી તથા ત્રીજા શાહજાદા મુબારકને મારવા સારૂ મારા મોકલી આપ્યા, પરંતુ મુબારક તે મારાઓને પોતાના દાગીનાઓની લાચથી વશ કરી લઇ છટકી ગયો કાફુર તેની સામે વિશેષ પગલા ભરે તે પહેલા તો કાફુરના રક્ષકોએ તેને પોતાને જ પૂરો કરી નાખ્યો એટલે પછી મુબારકે આવી રાજ્યની લગામ પોતાના હાથમા લીધી બે મહિના લગી તો મુબારકે કાફુરે બેસાડેલા પોતાના નાના ભાઈના નામથી જ કારભાર ચલાવ્યો પણ તે પછી તે બાળક રાજાને આંધળો કરી કેદમા પૂરીને તથા કેદમા જ સડતા પોતાના મોટા ભાઇઓની કતલ કરાવીને મુબારક પોતે જ સુલતાન તરીકે જાહેર થયો દેવળદેવીને એણે પોતાની પટરાણી બનાવી.

**૧૭. મુબારક ખીલજી :**—ગાદીએ બેસતા જ મુબારકે પોતાને ગાદી મેળવી આપવામા મદદ કરનાર બે ઉમરાવોને માર્યા અને 'શાહીઅંગરક્ષકદળ'ને વિખેરી નાખ્યુ તે પછી પોતાના ગુલામોને ઉંચે દરજ્જે ચડાવી, હસન નામના એક વટલેલા ગુજરાતીને એણે 'મલેક ખુશરૂ'નો ઇલ્કાબ આપી પોતાનો વજીર બનાવ્યો. આ ખુશરૂ મૂળ અંત્યજ* જાતનો હોઇ બહુ દુષ્ટ હતો. તેણે પોતાની જાતના

* કેટલાકના મત પ્રમાણે ખુશરૂ અંત્યજ નહિ, પણ પરમાર જાતનો રજપૂત હતો પરંતુ દિલ્હીમા ફરી હિંદુ રાજ્ય સ્થાપવાના એના પ્રયત્નમા રજપૂતો સામેલ ન થયા એ વાતથી તો તે અંત્યજ હોવાનો જ વધારે સંભવ લાગે છે.

૨૦૦૦૦ માણસોને દિલ્હી બોલાવી મોટામોટા અધિકાર આપ્યા અને અનેક ખટપટો શરૂ કરી. ખુશરૂના અત્યાચારથી દરબારી જનો ત્રાસી ગયા અને કેટલાક તો દરબાર છોડીને જતા પણ રહ્યા. મુબારક પોતે પણ અત્યંત દુરાચારી અને બેશરમો હતો. ભરદરબારમા તે બદફેલી કરી ખરાબ શુકનો ઉચ્ચારતો, અને મોટા મોટા અમીરોના અપમાન કરતો. વળી, એને એક એવો ચડસ હતો કે તે પોતે સુલતાન હોવા છતા નાયકણનો વેશ પહેરી બીજી નયકણો સાથે મોટા લોકોને ત્યા નાચવા જતો!

મુબારકના આવા દુર્ગુણો છતા તેને હાથે કેટલાક સારાં કામો પણ થયા હતા ગાદીએ બેસતા જ એણે અલ્લાઉદ્દીને પૂરેલા ૧૭૦૦૦ કેદીઓને છોડી દીધા, જપ્ત કરેલા વતન જેના તેને પાછા સોપ્યા તથા સખ્તાઇના કર બંધ કર્યા વળી વેપાર અને મિલકતને લગતા માજી રાજાના કાયદા પણ એણે રદ કર્યા પરતુ એનું પરિણામ એ થયુ કે અનાજના ભાવ ચડી ગયા, મજૂરી વધી ગઇ અને અમલ દારોમા લાચ રુશ્વત દ્વારા પૈસા ભેગા કરવાનો સપાટો ચાલ્યો.

મુબારકની લશ્કરી કારકીર્દી પણ નબળી નહોતી ગાદીએ સ્થિર થતા જ ઇ. સ ૧૩૧૮ મા એણે ઐનુલ્મુલ્ક નામના સરદારને ગુજરાતના બંદોબસ્ત માટે મોકલી આપ્યો, તથા પોતે મોટી ફોજ સાથે હરપાળને સજા કરવા દક્ષિણમા આવ્યો. હરપાળ હારીને કેદ પકડાતા મુબારકે તેને જીવતા ચામડી ઉતરડાવીને માર્યો. તે પછી મહારાષ્ટ્ર પ્રાતનો સારો બદોબસ્ત કરીને તે દિલ્હી પાછો ફર્યો તે પોતે મહારાષ્ટ્રના બદોબસ્તમા રોકાયો હતો, ત્યારે ખુશરૂને એણે મલબાર જીતવા મોકલ્યો હતો એક વર્ષની મુદતમા તે કામ પાર પાડી ખુશરૂ પુષ્કળ લૂટ સાથે દિલ્હી આવ્યો એટલે મુબારકે ખુશ થઇ પોતનો સઘળો કારભાર તેને સોપી દીધો અને પોતે બદફેલી ને વ્યસનમા ચકચૂર બન્યો આણી તરફ ખુશરૂએ પોતાની સત્તા બરાબર મજબૂત કરી ગાદી પચાવી પાડવાની તજવીજ ચલાવી. સઘળી તૈયારી

સંપૂર્ણ થતાં જ એક રાત્રે તે પોતાના મળતીઆઓ સાથે મુબારકના મહેલમાં ઘુસ્યો અને તેને ઠાર કરી પોતે સુલતાન બન્યો. ઇ. સ. ૧૩૨૦. એણે પણ દેવળદેવીને પોતાના જનાનખાનામાં દાખલ કરી. બિચારીની કેવી દુર્દશા!

૧૮. ખુશરૂનું ધાંધલઃ—આ વટલેલા હિંદુને હાથે પરસ્પર સંબંધ વગરનાં ઘણાં કૃત્યો થયાં. પ્રથમ તો તેણે તીજોરી ખુલ્લી મૂકી ફોજને વશ કરી. પછી ખીલજી વંશના એકેએક પુરુષનો નાશ કરી તે નાસિરૂદ્દીન નામ ધારણ કરી ગાદીએ બેઠો. પોતાના નામના તેણે ખુત્બા પઢાવ્યા અને નાણા પડાવ્યાં. તેમ છતાં તે હરેક કામમાં પોતાને હિંદુ સમજી મુસલમાનો વિરુદ્ધ વર્તવા લાગ્યો. તેના નીચ જાતિના મળતીઆઓએ દિલ્હીની સઘળી મસીદોમાં મૂર્તિઓ સ્થાપન કરી, તથા કુરાન પર બેસી તેનું અપમાન કર્યું. પાંચ મહિના સુધી ખુશરૂએ એ પ્રમાણે ધાધલ મચાવી કેર વર્તાવ્યો. આખરે પંજાબના શૂરા સુબેદાર ગાઝીખાં તઘલખે દિલ્હી પર ચડી આવી ખુશરૂને હરાવ્યો ને માર્યો, ઇ. સ ૧૩૨૧.

૧૯. ખીલજી વંશની આખરઃ—ગાઝીખાંએ રાજધાનીનો કબજો લઇ સઘળા દરબારી લોકોને એકઠા કર્યા, અને ખીલજી ગજકુટુંબના કોઇ શખ્સને ગાદીએ બેસાડવાની દરખાસ્ત મેલી. પરંતુ ખુશરૂએ ખીલજી રાજવંશનો સમૂળગો ઉચ્છેદ કરેલો હોવાથી તથા ગાઝીખાંએ તેમને ખુશરૂના ત્રાસમાંથી છોડાવી તેમના પર ઉપકાર કરેલો હોવાથી દરબારી લોકોએ એકમતે તેને જ ગાદીએ બેસવાનો આગ્રહ કર્યો, ને ગ્યાસુદ્દીન નામે તેની આણ વર્તાવી.

૨૦. ખીલજી વંશ પરથી મળતો બોધઃ—આ વંશના ઇતિહાસ પરથી જણાય છે કે સત્તા ને સુંદરીના મોહથી માણસ પાપ કરે છે, પણ ગમે તેટલી સાવચેતી રાખ્યા છતાં એ પાપનો બદલો તેને પરમેશ્વર તરફથી મળ્યા વગર રહેતો નથી. જલાલુદ્દીન,

અલ્લાઉદ્દીન, કાફુર, મુબારક, ખુશરૂ—એ બધાય ખૂન કરી સત્તાધીશ થયા, પણ બહુ સંભાળ રાખ્યા છતા છેવટે તેમનાં પણ ખૂન જ થયા. વળી, કરણ રાજાને પણ તેના દુષ્ટ કર્મનું પ્રાયશ્ચિત્ત કેવું ભોગવવું પડ્યું ! તેનું રાજપાટ જતું રહ્યુ, તેની રાણી અને કુવરીને મુસલમાનો હરી ગયા, ને તે પોતે દુઃખી થઇ પોતાના કુટુંબની દુર્દશા નજરે નિહાળતો રખડી રઝળી મૂઓ દેવળદેવીને બિચારીને કેવું શરમ અને ફજેતીભર્યું જીવન ગુજારવું પડ્યું ! એ પણ કરણના પાપે જ. માટે પાપ કરવાનો વિચાર કરવો એ પણ પાપ છે એમ સમજી તેનાથી સદા વેગળા રહેવું.

---

## પ્રકરણ ૧૩ મું

### તઘલખ વંશ

ઇ. સ. ૧૩૨૧ થી ૧૩૮૮

૧. ગ્યાસુદ્દીન તઘલખઃ—એ બલબનના એક તુર્કી ગુલામનો જાટ સ્ત્રીને પેટે જન્મેલો છોકરો હતો. એ બહુ ડાહ્યો, ભલો અને શુરવીર હતો. અલાઉદ્દીન અને તે પછીના ખીલજી અમલમા પંજાબના સુબા તરીકે એણે મોગલોને ઠીક સ્હેમા રાખ્યા હતા. બાદશાહ તરીકે પણ તેની કીર્તિ ઉજ્જળી નીવડી. તે એકવચની અને નીતિમાન હોઈ પોતાને મળેલી સત્તાનો એણે સારો ઉપયોગ કર્યો. એણે રાજ્ય તો માત્ર પાચ જ વર્ષ ભોગવ્યું, પણ તેટલા અરસામાયે તેણે ન્યાય અને ડહાપણથી વર્તી પ્રજાની સારી પ્રીતિ મેળવી. રાજ્યકારભારના તેણે નિયમો બાંધ્યા, તથા વિદ્વાનોને એકઠા કરી તેમની પાસે

રાજ્યનીતિ

ધર્મશાસ્ત્ર (કુરાન) અને દેશના જુના વખતથી ચાલતા આવેલા કાયદાઓનો સંગ્રહ કરાવ્યો. પ્રજા ઉપરના ઘણા કર એણે કાઢી નાખ્યા, અને જોકે મુસલમાનો કરતા હિંદુઓ પર કંઇક વિશેષ કર હતા, છતા ધર્મને નામે એણે હિંદુઓ પર જુલમ ગુજાર્યો નહિ.

જીતો

રાજ્યની અંદર તથા સરહદ પર પાકો બંદોબસ્ત કર્યા પછી ગ્યાસુદ્દીને પોતાનું રાજ્ય વધારવા તરફ લક્ષ દોડાવ્યું. પોતાના પુત્ર જુમાખા ઉર્ફે ઉલુઘબેગને તેણે મોટું લશ્કર આપીને દક્ષિણના બંદોબસ્ત માટે મોકલ્યો. ઉલુઘબેગ દક્ષિણમા બાદશાહી સત્તા બેસાડતો છેક વરંગુળ સુધી પહોચ્યો; પણ ત્યાથી તેને ભારે ખુવારી સાથે પાછા ફરવું પડયું. પોતાની ગયેલી આબરૂ પાછી મેળવવા તે ફરી પાછો ઇ. સ. ૧૩૨૩ મા દક્ષિણમા આવ્યો અને વરંગુળના રાજાને કેદ પકડી દિલ્હી લઇ ગયો ત્યા થોડા દિવસની કેદ પછી ગ્યાસુદ્દીને તેને છોડી મેલ્યો અને ખંડણી લેવાનું ઠરાવી તેનું રાજ્ય તેને પાછુ સોપ્યુ.

એ પછી થોડી મુદતે સુલતાન પોતે બંગાળા જીતવા ગયો. બંગાળાની રાજધાની લખનૌતીમા તે વખતે બકારાખાનનો પૌત્ર નાસિરૂદ્દીન અમલ ચલાવતો હતો તે ગ્યાસુદ્દીનને શરણે આવતા સુલતાનને તેને એ ઓદ્દા પર બહાલ રાખી રાજ્યચિહ્નો ધારણ કરવાની પરવાનગી આપી. ત્યાથી તે સોનારગામ (ઢાકા)નુ બંડ સમાવી તથા તિરહૂતના (પ્રાચીન મિથિલા) હિન્દુ રાજ્યને જીતી લઈ દિલ્હી તરફ પાછો વળ્યો.

મૃત્યુ

આ વખતે સુલતાનના પુત્ર ઉલુઘબેગે બાપના માનમા મોટો સમારંભ કરવાની ગોઠવણ કરી. એ કામ માટે એણે શહેર બહાર લાકડાનો એક મંડપ બનાવ રાવ્યો હતો. મીજબાની વગેરેનું કામ ખલાસ થતા તે મંડપ એકાએક તુટયો અને તેની નીચે ચગદાઇને સુલતાન

ગ્યાસુદ્દીન અને તેનો વ્હાલો પુત્ર મરણ પામ્યા. આ અકસ્માત વખતે ઉલુઘબેગ ત્યા હાજર નહોતો, તેથી તેના પર બાપ અને ભાઇ ને મારવા માટે કાવતરૂં રચ્યાનો આરોપ આવે છે. ગ્યાસુદ્દીને દિલ્હીની ચડમા તઘલખાબાદ નામનો એક ગઢ બધાવી ત્યા રહેવાનું રાખ્યું હતું. એ ગઢ હાલ તો ભાગીતુટી હાલતમા છે, છતા તેની મજબૂતાઇ ની અત્યારે પણ સારી કલ્પના આવે છે કિલ્લામા જવાના દરવાજા વગેરે સઘળુ જ ભોયરામા છે.

૨. **સુલતાન મહંમદ તઘલખના ગુણદોષ**—ગ્યાસુદ્દીનના મૃત્યુ પછી જુમાખા ઉર્ફે ઉલુઘબેગ મહમદ નામ ધારણ કરી ભારે ધામધુમ સાથે ગાદીએ બેઠો. ગુલામ વશમા જેમ બલબન, ખીલજી વંશમા જેમ અલ્લાઉદ્દીન, તેમ તઘલખ વશમા આ મહમદ નામાંકિત છે. એ બહુ વિદ્વાન અને સારો કેળવાયેલો હતો. ધર્મશાસ્ત્રમાં તેમ જ સાહિત્યમા તે અત્યત પ્રવીણ હતો. ગણિત, વૈદક, તર્ક અને ન્યાયશાસ્ત્રમા પણ તે બહુ જ કુશળ હતો તેની લેખન અને ભાષણ શક્તિ બહુ ઉત્તમ પ્રકારની હોઇ અક્ષર પણ બહુ ફાકડા હતા. તે વખતના મોટા મોટા વિદ્વાનો પણ એની સાથે વાદવિવાદ કરતા ખચાતા તેનું આચરણ બીલકુલ ધર્મપરાયણ હોઈ દારૂને તો તે અડકતો સુદ્ધા નહિ. નિયમિતપણું અને શૂરવીરતાના ગુણો પણ તેનામા સારા પ્રમાણમા હતા. વળી તેના જેવો ઉદાર, પરોપકારી અને વિદ્વાનો તથા મિત્રોને આશ્રય આપનારો બાદશાહ પણ બીજો કોઇ ભાગ્યે થયો હશે. એની બુદ્ધિ અને સ્મરણશક્તિ પણ અજબ હતી. તે વખતના ગ્રથકારોએ તેને એક અદ્ભુત પુરુષ તરીકે વર્ણવ્યો છે.

આ બધા ગુણોની સાથે તેનામા દૂષણ પણ તેટલા જ હતા. તે આપખુદ, ઉતાવળીઓ અને તરગી હોવા સાથે ક્રૂર અને તામસી હતો પોતાના ક્રોધના ભોગ થઇ પડતા આસામીઓના નાશ માટે એણે હાથીઓને કેળવી તૈયાર કર્યા હતા, જે ઇશારો થતા જ પોતાના

લોકોને પગતળે છુદી નાખતા, કે પોતાના દતિશળે બાંધેલી તલવારો થી તેમના ટૂકડા કરી હવામા ઉરાડી મેલતા દદપાગની દોલતા અને અવિચારી ખર્ચોને લીધે એનો ખજાનો ખાલી થતા એણે રૈયત પર ભારે કર બેસાડયા અને તે વસુલ કરવા માટે પુષ્કળ જુલમ ગુજાર્યા એના એ જુલમથી નાસી રૈયત નાસી જવા લાગી, ત્યારે કનોજ વગેરે ઠેકાણે વેગ ઘાલી એણે હજારો માણસોની કતલ કરાવી વગી મનુષ્યનો શિકાર કરવાની યુક્તિ કરીને તો એણે ક્રૂરતાની હદ વાળી લશ્કરકડે ગોળ ચકાનો ઘેરી એ ચકાવો નાનો કરતા કરતા છેવટે તેમા જે માણસો સપડાતા તેમનો તે શિકાર કરાવતો' લોકો મહેસુલ મગારૂ આપતા નથી એવી ધુન ભરાયાથી દોઆબ, કનોજ વગેરે પ્રાંતોમા અનેકવાર તેણે આમ કર્યુ હતુ ઉતાવળા અને ધુની સ્વભાવથી આવા ક્રૂર કૃત્યો તે કરતો, છતા પણ પોતાની ભૂલ સમજાતા તે સુધારી લેવાને પણ તે વાર લગાડતો નહિ અર્થાત્ આ મહમદ સદ્ગુણ અને દુર્ગુણના મિશ્રણવાળી એક અજબ વ્યક્તિ થઈ ગઈ

તેની આવી વિચિત્ર રાજ્યનીતિનુ પરિણામ એકદરે સારૂ આવ્યુ નહિ હિંદુ અને મુસલમાન સરદારોએ ઠેર ઠેર બડ કર્યા, અને પરિણામે એના વખતમા સૌ કરતા વધારે વિસ્તાર પામેલી દિલ્હીની સલ્તનતના એની હયાતિમા જ ટુકડા થઈ ગયા ક્રોધ અને નિરાશાથી મહમદ ગાડા જેવો થઇ ગયો, અને સિંધ તરફ બડ સમાવવા જતા ઠઠ્ઠામા માંદો પડીને મરણ પામ્યો, ઇ સ ૧૩૫૧

૩. મહુંમદ તઘલખનાં અવિચારી અને ધૂની કામો:— મહમદના અવિચારી અને ધુની સ્વભાવને લીધે પ્રજાને એકદરે ઘણુ વેઠવું પડયુ એના એવા કામો પૈકી મુખ્ય નીચે પ્રમાણે —

(૧) મોગલો પંજાબ પ્રાંત ઉપર ચડી આવ્યા, તેમની સાથે લડાઇ ન કરતાં તેમને ધનથી રાજી કરી પાછા કાઢયા આથી

ખજાનો ખાલી થયો, અને મોગલોને ફરી આવવાની લાલચ આપ્યા જેવુ ક્યુઁ છતા તેઓ ફરી આવ્યા નહિ એટલુ સદ્ભાગ્ય (૨) ખાલી થયલા ખજાનાને ભરવા સારૂ હિંદ બહારના દેશો છતી ત્યાંથી પુષ્કળ લૂટ લઇ આવવાની એને ધૂન ભરાઇ એ કામ માટે એણે એક લાખની ફોજ તૈયાર કરી પોતાના ભત્રીજા મલેક ખુશરૂની સરદારી તળે હિમાલયને માર્ગે ચીન પર મોકલી મહા મુશ્કેલીએ ચીનાઇ સરહદ પર પહોચતા ચીની લશ્કરે તે ફોજને સજ્જડ હરાવી તેની પુષ્કળ હેરાનગતિ કરી બચેલુ લશ્કર નાસી આવતા રસ્તામા વરસાદ, ઠંડી અને ભૂખથી માર્યું ગયુ એક લાખની ફોજમાંથી માત્ર દશ જ જણ વીતક સમાચાર કહેવા દિલ્હી પાછા આવ્યા, તેમને સુલતાને પોતે મારી નાખ્યા! (૩) બીજી એક ફોજ ફગાન અને તુર્કસ્તાન ઉપર મોકલવા તૈયાર કરી હતી એ ફોજને એક વર્ષ એમને એમ બેસાડી રાખ્યા પછી ચીની ચડાઈના માઠા સમાચાર આવતા રજા આપી એના છૂટા થયલા માણસોએ દેશમા ઠેકાણે લૂટફાટ કરી રૈયતને ત્રાસ પમાડ્યો (૪) બહારના મુલક જીતવાની ધારણા નિષ્ફળ જતા પોતાની રૈયત પર એણે ભારે કર બેસાડ્યા, ને જમીનની મહેસુલના દર દશથી વીસ ગણા વધારી મૂક્યો એથી કરી જમીન ખેડ્યા વગરની પડી રહી, ને દેશમા દુકાળ પડી મોઘવારી અતિશય વધી ગઈ મહેસુલ વસુલ કરવા માટે ખેડુતો પર પુષ્કળ સીતમ ગુજર્યો, અને ઘણાની નિર્દય રીતે કતલ થઇ (૫) ખજાનો ભરવાના બધા જ ઉપાયો નિષ્ફળ જતા એણે આખરે એણે સોના રૂપાને બદલે તાંબા પિત્તળનુ નાણું દાખલ કર્યું એ નાણુ પરદેશી વેપારીઓએ લેવાની ના પાડવાથી વેપાર ધધો પડી ભાગ્યો. વળી, પોતે ચલાવેલા એ હલકી ધાતુના સિક્કાને બદલે તેના ઉપર છાપેલી કિંમતનુ સોનુ જેને જોઇએ તેને આપવા પોતે તૈયાર છે, એવુ જાહેર કરતા તો ખોટા સિક્કા પાડવાનો સપાટો ચાલ્યો અને એની તીજોરીમા એ હલકા

સિક્કાનો મોટો ઢગ વળ્યો. સુલતાનથી પોતાનું વેણુ પળાયું નહિ અને પરિણામે સરકારની આંટ છેક જ ઘટી ગઇ. (૬) એની જે મોટામાં મોટી બેવકુફીથી પ્રજાને ખમવું પડ્યું તે રાજધાની બદલવા સંબંધમા હતી, દિલ્હીને બદલે દેવગઢને રાજધાની કરવાનો એણે ઠરાવ કર્યો, અને તે માટે દિલ્હી શહેરની આખી મુસલમાન વસ્તીને દેવગઢ કે જેને એણે દૌલતાબાદનું નવું નામ આપ્યુ હતું, ત્યા જવાની ફરજ પાડી. મહા મુશ્કેલીએ ૭૮૦ માઇલનું અંતર કાપી લોકો જેમ તેમ કરી દૌલતાબાદ પહોચ્યા પછી ફરી પાછા તેમને દિલ્હી જવાનો હુકમ કર્યો. આ વગર ફોગટની આવજાવમા અસંખ્ય માણુસો થાક ને દુ ખથી મરણ પામ્યા. રાજધાની બદલવી જ હતી તો તે પોતે પોતાના અમલદાર અને સ્નેહી વર્ગ સાથે ત્યાં જઇને તેમ કરી શકત વળી, (૭) પોતાનો એક દાત પડી ગયો તેને ધામધુમ સાથે દટાવી તેના ઉપર પુષ્કળ ખર્ચ કરી સુદર કબર ચણાવી ' મહમદના આવા અવિચારી અને ધૂની કામોને લીધે ઇતિહાસમા તે મહમદ ગાંડા તરીકે ઓળખાય છે.

૪. વિચિત્ર રાજ્યનીતિનું પરિણામ અને મૃત્યુ— મહમદની વિચિત્ર રાજ્યનીતિનુ પરિણામ એકંદરે સારૂ આવ્યું નહિ. હિંદુ રાજાઓ અને મુસલમાન સરદારોએ ઠેકઠેકાણે બંડ કર્યા. પરિણામે એના વખતમા સૌ કરતા વધારે વિસ્તાર પામેલી દિલ્હીની સલ્તનતના એની હયાતિમા જ ટુકડા થઇ ગયા એના ભત્રીજા કર્શાસ્પે બંડ કરતા તેને પકડીને સુલતાન દિલ્હી લઇ ગયો, અને ત્યા એને જીવતા ચામડી ઉતરાવીને માર્યો ' બગાળા, મલબાર અને દક્ખણમા અધિકારીઓ તેમજ લોકોએ સ્વતંત્રતાનો ઝુંડો ઉપાડ્યો. દક્ખણનુ બંડ બહુ જ વધી ગયુ. હોયસળનો રાજા બલ્લાળદેવ, વરંગળનો પગારમી કૃષ્ણનાયક તથા અનાગોંડીના હરિહર અને બુક્કરાય વગેરે નાના મોટા હિંદુ સરદારોએ સંપ કરી મુસલમાનોને

હાણી કાઢ્યા. તેમનો બંદોબસ્ત કરવા સુલતાન દક્ષિણમા આવ્યો ને થોડીઘણી વ્યવસ્થા કરી, એટલામા ગુજરાતમા બંડ જાગ્યુ. એટલે દક્ષિણનું કામ અધુરૂ મૂકી સુલતાન ગુજરાત તરફ દોડયો. એ જ ધામધુમમા અનાગોડીના હરિહર અને બુક્કરાયે વિજયનગરમા જોરાવર હિંદુ રાજ્યની તથા કુલબર્ગામા હસન ગંગુએ બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરી ગુજરાતમા આવી સુલતાને સુરત અને ખંભાતને જાણે દુશ્મનના નગર હોય તેમ લૂંટયા, અને બળવાખોરોને ગોંડળ આગળ હરાવ્યા ત્યાથી નાઠેલા બળવાખોરોને સિંધના રજપૂતોએ આશ્રય આપ્યાથી તેમને સજા કરવા સુલતાન સિંધમા ગયો ત્યા અથડાટ અને ચિંતાથી તે માંદો પડી ઠઠ્ઠામા મરણ પામ્યો, ઇ. સ ૧૩૫૧

૫. ઇબ્ન ભતૂતા —આ વિદ્વાન મુસાફર આફ્રિકામા આવેલા 'તાન્જીર્સ'નો વતની હતો. એ ફરતો ફરતો ઇ. સ. ૧૩૪૦ મા દિલ્હી આવ્યો હતો સુલતાન તે વખતે દિલ્હીમા નહિ હોવાથી રાજમાતાએ તેને સારો આવકાર આપ્યો હતો તે પછી સુલતાને આવીને પણ તેને બહુમાન સાથે ન્યાયાધીશનું કામ સોપ્યુ હતુ ભતૂતાને પચાવન હજાર દિનારનુ દેવુ હતુ તે સબધમા એણે સુલતાનને અરબી કવિતામા જણાવતા સુલતાને તે રકમ પોતાની તીજોરીમાથી આપી દીધી હતી તે પછી કેટલેક દિવસે ભતૂતાને દિલ્હીમા રહેવુ પસદ નહિ પડયાથી તે ચીનના વકીલ મડળ સાથે ચીન ગયો, અને ત્યાથી પોતાને દેશ પાછો ફર્યો એણે પોતાની મુસાફરીનું વર્ણન લખ્યુ છે તેમા સુલતાન મહમદના ગુણદોષનુ વર્ણન કરતા તેણે લખ્યુ છે કે "લોકોના ઉપર ઉપકાર કરવો અને તેમને તલવારની ધાર નીચે રાખવા એ બેઉ કામ એક સાથે કરનારો માણસ સુલતાન સિવાય બીજો કોઇ હશે નહિ. સુલતાનના હાથથી ખેરાત મેળવીને ખુશ થતો ભીખારી અને તેના જ હાથથી દેહાન્ત સજા પામેલા

હતભાગીનું મુડદું એવી વિચિત્ર જોડી તેના મહેલના દરવાજામાં ઘણીવાર સામી મળતી."

૬. ફિરોજશાહ તઘલખઃ—મહંમદ પછી તેના કાકાનો દીકરો ફિરોજ થોડી ગડબડને અંતે સુલતાન થયો ગાદીએ બેસતી વખતે એની ઉમર ૫૩ વર્ષની હતી. એની મા દીપલપુરની રાજકુંવરી હોઈ હિંદુ હતી. એણે ૩૭ વર્ષ રાજ્ય કર્યું, પણ તે અરસામાં એકે બંડ થવા પામ્યું નહિ. ગાદીએ બેસતા જ એણે સિંધ પ્રાંતનો બંદોબસ્ત કરી તથા માજી રાજાની જુલમી રાજ્યનીતિ બદલી રાજ્યમા જ્યા ત્યા શાન્તિ સ્થાપન કરી. બંગાળા પ્રાંત સ્વતંત્ર થઇ ગયેલો હતો તેને પાછો તાબે કરવા માટે એણે ઈ. સ. ૧૩૫૩ અને ૧૩૫૯ મા એમ બે સ્વારીઓ કરી પરંતુ તેમાં એને ઝાઝો યશ ન મળતા પાછા ફરવું પડયુ દક્ષિણના બ્રાહ્મણી સુલતાન પાસે પણ માત્ર નામનું ઉપરીપણું સ્વીકારાવી તેનુ સ્વાતંત્ર્ય તેણે કબૂલ રાખ્યું ઈ. સ ૧૩૫૪. આવેના કાનો છીનવામા ને માચવવામાં ધન અને માણસોની ખુવારી કરવાનું એને પસંદ નહોતું. એ ઘણીવાર કહેતો કે " રાજ્ય નાનું હોય તો ફિકર નહિ; તેની ઉત્તમ વ્યવસ્થા રાખવામા જ રાજાનું ડહાપણ છે." ફિરોજના ડહાપણ અને પ્રજા કલ્યાણના પ્રયત્ન માટે મુસલમાની ઇતિહાસમા એનું નામ યાદગાર બન્યુ છે તે વખતના જમાનાને અનુસરી હિંદુ ધર્મ પ્રત્યે એનો કંઇક કટાક્ષ હતો ખરો, તથાપિ એના અમલમા પ્રજા એકંદરે સુખી અને આબાદ થઇ હતી. ખેડુતોની સ્થિતિ સુધારવા માટે એણે ખાસ પ્રયત્ન કર્યા હતા. પાછલા વખતની બાકી પડતી મહેસુલ અને તગાવીની રકમો માફ કરી તેને લગતા તમામ કાગળપત્રો તેણે ફાડી નાખ્યાં હતા, તથા નહેરો વાટે પાણી પુરૂ પાડી ખેતીવાડીની સુધારણાના કામમા ખાસ ઉત્તેજન આપ્યું હતું. વળી રૈયતની દાદ સાભળવા માટે તે દર વર્ષે રાજ્યના જુદા જુદા ભાગમાં જતો

અને ન્યાય ને પરોપકારથી તેમનાં દુઃખ દૂર કરતો. લોકો ફિરોજશાહ પર અત્યંત પ્રેમ રાખતા અને તેને પોતાના બાપ સમાન ગણતા. ગરીબોને મન તો તે તેમનો અન્નદાતા જ હતો. તેણે સદાવ્રતો, મુસાફરખાનાં અને દવાખાનાં સ્થાપ્યાં હતાં. મુસલમાન રાજ્યકર્તાઓમાં ફિરોજશાહ ખરે જ એક ન્યાયી અને ભલો સુલતાન થઈ ગયો. ઇ. સ. ૧૩૮૮ માં ૯૦ વર્ષની ઉમરે તે મરણ પામ્યો.

૭. વજીર મકબુલખાનઃ—એ ફિરોજશાહનો બહુ માનીતો વજીર હતો. ફિરોજના યશસ્વી કારકીર્દિનો ઘણોખરો યશ એને જ છે. એ મૂળ તૈલંગણ તરફનો કુલીન હિંદુ હોઈ વટલીને મુસલમાન થયો હતો. મહંમદ તઘલખના વખતમાં ઘણાં વર્ષ સારું કામ કરી તે ઊંચે દરજ્જે ચડ્યો હતો. ફિરોજશાહ તો તેની મુઠ્ઠીમાં હોય તેમ હતું. ફિરોજ ઘણીવાર કહેતો કે " મારો 'ખાન-ઇ-જહાન '* જ ખરો સુલતાન છે " ફિરોજને એના પર સંપૂર્ણ વિશ્વાસ હોઈ તેના પર તે પુષ્કળ મહેરબાની રાખતો. વજીરના જનાનામાં જુદા જુદા દેશની ૨૦૦૦ સ્ત્રીઓ હોઈ તેના એ મોટા પરિવારનું ભરણપોષણ સરકારી ખજાનામાંથી થતું. તે ઉપરાંત ફિરોજશાહે વજીરના પ્રત્યેક છોકરા છોકરીને એક હજાર રૂપિયાનું વર્ષાસન બાંધી આપ્યું હતું. મકબુલખાન પણ ફિરોજના એ વિશ્વાસ અને મહેરબાનીને તદ્દન પાત્ર હતો. ફિરોજ બહાર સવારીઓમાં કે રાજ્યની તપાસણી માટે જતો, ત્યારે આ વજીર જ સઘળો રાજ્યકારભાર ઉત્તમ રીતે ચલાવતો અને સુલતાનને કોઈ જાતની તસ્દી પડવા દેતો નહિ. આવા ભરોસાપાત્ર વજીરને લીધે જ ફિરોજશાહને લોકકલ્યાણના કામો કરવાનો અવકાશ મળ્યો હતો. આ સુલતાન વજીરની જોડ ખરેખર વખાણવા લાયક હતી. એ બંનેની નસોમાં

* 'ખાન-ઇ-જહાન ' એ તે વખતમાં પ્રત્યેક વજીરનો ખિતાબ હતો.

હિંદુ લોહી વહેતુ હોવાથી તેમની કારકીર્દીમા પહેલાના જેવા અત્યંત ક્રૂરતાના બનાવો બનવા પામ્યા નહિ વજીર મકબુલખાન ઈ. સ. ૧૩૭૧ મા મરણ પામતા તેનો વજીરનો ઓદ્ધો ફિરોજશાહે તેના પુત્રને આપ્યો.

૮. ફિરોજ તઘલખનાં લોકકલ્યાણનાં કામો:—પ્રજાના સુખ સગવડ માટે ફિરોજશાહે અનેક કામો કર્યા હતા. પ્રસિદ્ધ મુસલમાની ઇતિહાસકાર ફેરિસ્તાના જણાવ્યા પ્રમાણે મસીદો, ધર્મશાળા, નિશાળો, દવાખાના, હમામખાના, નદીઓના બંધ અને પૂલો, વાવ, તળાવ, મહેલો અને શહેરો વગેરે મળી કુલ ૮૪૫ બાંધકામો ફિરોજશાહે કર્યા હતા. એ ઉપરાંત ખેતીવાડીના ફાયદા સારૂ એણે અનેક નહેરો બંધાવી હતી, જેમાની ત્રણ બહુ પ્રસિદ્ધ હોઈ હજુ પણ ચાલુ છે. ખેતીની સુધારણા માટે ઉત્તર હિંદુસ્તાનમા નહેરો દાખલ કર્યાનુ માન ફિરોજ તઘલખને જ ઘટે છે. એની પહેલા ઉત્તર હિંદુસ્તાનમા એવો પ્રયત્ન કોઈ તરફથી થયો નહોતો. અલબત દક્ષિણમા પાંડય અને ચોલ રાજાઓ તરફથી એવા કામો કેઈ કાળથી થતા આવ્યા હતા, અને તેમની માહિતી ફિરોજને પોતાના વજીર મારફત મળવાથી જ તેને એ બાબતનો વિચાર સુઝ્યો હતો. ફિરોજની આ ઉપયોગી યોજનાથી ઘણી પડતર જમીન ખેડાણમા આવી અને કેટલીક જમીન તો ફર વર્ષે બમ્મે પાક આપતી થઈ. આ બાંધકામો સિવાય પણ પ્રજાના કલ્યાણ માટે બીજા અનેક ઉપાયો એણે લીધા હતા માજી રાજાએ દાખલ કરેલા ઢોર હાક અને ધંધા રોજગાર ઉપરના જુલમી કરો માફ કરી, અવયવો કાપવાના કે રીબાવીને મારવાની સજા એણે બંધ પાડી હતી તેમજ દેહાન્ત દંડ માટેના ગુન્હાઓની સંખ્યા પણ ઘટાડી હતી એકંદરે આ સુલતાનને ખીલજી વંશના પહેલા સુલતાન જલાલુદ્દીન જેટલો જ લોહી રેડવાનો કંટાળો હતો લાંચ રૂશવત લેનાર કિંવા મળેલી સત્તાનો દુરૂપયોગ કરનાર સરકારી અધિકારીઓ માટે એણે હદપારની

સજા ઠરાવી હતી. ફિરોજશાહની આ લોકકલ્યાણની લાગણી માટે તેની પ્રજા એને અંતઃકરણપૂર્વક આશિષ દેતી, અને એ આશિષને પ્રતાપે જ તે લાંબું અને શાંતિભર્યું રાજ્યસુખ ભોગવી શક્યો* એના એ પ્રજાપ્રેમનાં આજ પણ વખાણ થાય તેમાં શી નવાઇ ?

ફિરોજનાં સત્કૃત્યોની ખ્યાતિ ઇજીપ્ત પહોંચતાં ત્યાંના ખલિફે એને શાબાશી સાથે બહુમાન પોષાક મોકલી આપ્યો હતો.

**૯. હિંદુઓ પ્રત્યે ફિરોજશાહનું વલણઃ**—ફિરોજશાહ ઇસ્લામ ધર્મનો ચુસ્ત અભિમાની હતો. તેથી હિંદુઓ પ્રત્યે તેનું વર્તન એકંદરે ભાયાળુ હોવા છતાં, તેમની જાહેર મૂર્તિપૂજા કે ચિત્રામણોને તે ચાલવા દેતો નહિ. જાહેર મૂર્તિપૂજા કરવાની એણે બંધી કરેલી હોઇ જાહેર મંદિરો અને મૂર્તિઓનો નાશ કરાવી નાખ્યો હતો.× બ્રાહ્મણો પર તો એને ખાસ ઇતરાજી હતી. તેમને તો એ મૂર્તિપૂજાની ચાવી રૂપ ગણતો. તેથી આગલા સુલતાનોએ બ્રાહ્મણોને જજીયા કરમાંથી જે માફી આપી હતી તે એણે પાછી ખેંચી લીધી. બ્રાહ્મણોએ ઘણીયે તકરાર લીધી, રાજમહેલની સામે લાંઘણ ખેંચીને કે ચિતામાં બળીને જીવ આપવા સુધીની તૈયારી કરી, છતાં સુલતાને પોતાનો ઠરાવ ફેરવ્યો નહિ. છેવટે બ્રાહ્મણોના વતીનો કર બીજા લોકોએ ભરી સમાધાન કર્યું.

એક બ્રાહ્મણની વાત ખાસ ચમત્કારિક છે. તે બ્રાહ્મણ દિલ્હીનો રહીશ હોઈ સુલતાનના ફરમાનની પરવા ધર્યા વગર પોતાને ઘેર ભારે ઠાઠથી ચિત્રામણ પૂજા કરતો હતો. લાકડાના એક પાટીયા પર રંગીત ચિત્રો કાઢીને તેમની તે પૂજા કરતો. એના દેવ ઘણા માણસોને પરચો બતાવતા હોવાથી અનેક લોકો તેનાં દર્શને આવી

---

* "ઐતિહાસિક વાર્તામાળા મોગલવંશ"ની ૫૩ મી વાર્તાનો સંબંધ સમજાવવો.

× સંભવ છે કે ઘેરઘેર દેવસેવાનો રિવાજ આ સમયથી વધુ પ્રચારમાં આવ્યો હોય.

બાંધા આંબડી કરવા લાગ્યા, તેમાં કેટલાક મુસલમાનો પણ આવતા. વળી અમુક દિવસોએ તો મોટા મોટા સરકારી અમલદારો પણ તેને ત્યાં છૂપી રીતે એકઠા મળતા. આમ હોવાથી ઘણા મુસલમાન સ્ત્રી પુરુષોની તે બ્રાહ્મણ પર આસ્થા બેઠી, ને તેના દેવની મુસલમાનોમાં પણ માનતા મનાવા લાગી. એ વાતની ફિરોઝશાહને ખબર પડતાં જ તે ખીજવાયો, અને તે બ્રાહ્મણને તેના દેવ સાથે દરબારમાં પકડી મંગાવ્યો; ને પછી ઉલમાઓના અભિપ્રાયથી તેને જીવતો બાળી મૂકવાની સજા ફરમાવી. બ્રાહ્મણે પણ સહર્ષ સ્વધર્મની ખાતર પ્રાણનું બલિદાન આપ્યું.

ફિરોઝનું આ વર્તન હાલની દૃષ્ટિએ, અલબત, નિંદ્ય જ લેખાય, છતાં તે વખતના મુસલમાનોની ધર્મભાવના જ કંઈ એવી હતી. સુલતાનના સઘળા ગુણો છતાં તેનો આ ધર્માંધપણાનો દોષ હિંદુઓને ઘણો સાલ્યો હશે એમાં શક નહિ તથાપિ જાહેર મૂર્તિપૂજાના પ્રતિબંધ સિવાય બીજી રીતે કોઈ જુલમ હિંદુઓ પર ધર્મને નામે થયો લાગતો નથી.

૧૦. ફિરોઝશાહના છેલ્લા દિવસો —ફિરોઝશાહની કારકીર્દિનો છેલ્લો ભાગ અશાંતિ અને ચિંતામાં પસાર થતો ચાલ્યો. વજીર મકબુલ પછી તેના પુત્રને ફિરોઝશાહે ખાન-ઈ-જહાન બનાવ્યો હતો, એ તો આગળ કહેવાઈ જ ગયું છે. ફિરોઝશાહે અતિશય વૃદ્ધ થતાં રાજ્યની તમામ લગામ આ નવીન વજીરના હાથમાં સોંપી દીધી હતી પરંતુ પછી વજીર અને શાહજાદા વચ્ચે અણબનાવ થતાં ફિરોઝે વજીર પાસેથી સત્તા પાછી લઈને શાહજાદાને સોંપી અને વજીરને તેના હાથ તળે કામ કરવાની ફરજ પાડી. શાહજાદા મહમ્મદે વજીરનો ઈ. સ. ૧૩૮૭માં ઘાત કરાવ્યો. શાહજાદામાં રાજ્યનો સઘળો કારભાર ચલાવવાની લાયકાત નહોતી, તેથી જ્યાં ત્યાં ધાંધળો ઊભો થઈ તોફાન થવા લાગ્યાં. ખુદ રાજધાનીમાં એની અને તેના બે ભત્રીજાઓની વચ્ચે ચડભડાટ થઈ તકરાર વધી પડી. તે એટલે સુધી કે વૃદ્ધ સુલતાનને પોતાને આવીને

રાજ્યની લગામ પાછી પોતાના હાથમા લેવાની જરૂર પડી. મહંમદને દિલ્હીમા રહેવું ભારે થઇ પડ્યાથી તે તેનો ત્યાગ કરી ગયો. તેથી પોતાની પાછળ પોતાના પૌત્ર ફતેહખાનને ગાદીવારસ નીમી આ ભલો અને લોકપ્રિય સુલતાન ૯૦ વર્ષની ઉમરે ઇ સ. ૧૩૮૮મા મરણ પામ્યો.

૧૧. ફિરોજ તઘલખ પછીની અવ્યવસ્થાઃ—ફિરોજશાહની ભલમનસાઇ અને પરોપકારી વર્તનને લીધે પ્રજાના તેના પર પ્રેમ બધાયો હતો, છતા સાથે સાથે સુલતાન માટેની ધાક પણ રહી નહોતી. તેથી એના પછી ગાદીએ આવનારા નબળા અને નાલાયક નીકળ્યાથી તુરત જ રાજ્યમા બધે ગડબડાધ્યાય મચી રહ્યો સુલતાન બલબને નાબુદ કરેલી ગુલામોની પ્રથા ફિરોજશાહે પાછી સજીવન કરી હતી અને અનેક ગુલામો સત્તાધીશ થયા હતા. તેમના તરફથી એ ધાધલને ઉત્તેજન મળવા લાગ્યુ. ફિરોજ પછી એનો પૌત્ર ગ્યાસુદ્દીન ગાદીનશીન થયો ખરો, પણ પાચ મહિનામા જ એના એક ભાઇ અને પિત્રાઇએ મળી એને મારી નાખ્યો એ ગડબડમા અબુબકર નામનો ફિરોજશાહનો બીજો એક પૌત્ર ગાદીએ ચડી બેઠો. પણ તે રાજ્ય ચલાવવાને નાલાયક જણાયાથી ઉમરાવોએ તેને ઉઠાડી મૂકી ફિરોજના નાસી ગયેલા શાહજાદાને પાછો બોલાવી ગાદીએ બેસાડ્યો. એ મહમદશાહ ઇ. સ. ૧૩૯૦થી૧૩૯૪ સુધી ચાર વર્ષ રાજ્ય ભોગવી તાવથી મરણ પામ્યો. તેની પછી એનો છોકરો હુમાયુન 'સિકદર' નામ ધારણ કરી ગાદીએ બેઠો પણ તે એકાએક મરણ પામતા મહમદશાહનો બીજો પુત્ર મહમૂદ સુલતાન થયો. આ મહમૂદ તઘલખવશનો છેલ્લો સુલતાન હોઇ મોગલવશના એના નામરાશી મહમદશાહના જેવો જ કમનસીબ હતો. એના સુબાઓ અને બીજા અધિકારીઓએ બડ કરી જોનપુર પંજાબ, ગુજરાત, માળવા અને ખાનદેશમા સ્વતત્ર મુસલમાની રાજ્યો સ્થાપ્યા. અલ્લાઉદ્દીને નાબુદ કરેલી જાગીર આપવાની નીતિ

ફિરોઝે ફરી શરૂ કરેલી હોવાથી સ્વાર્થી સરદારોને સ્વતંત્ર થવાની ઠીક લોભ મળી. (ફિરોઝશાહની એ જાગીરી પદ્ધતિને લીધે જ તઘલખશાહીના એની પછી તરત જ ટુકડા થવા પામ્યા એમ ઘણા ઇતિહાસકારોનું માનવું છે.) સુલતાનની સત્તા માત્ર દિલ્હીની આજુ બાજુના પ્રદેશ પર જ રહેવા પામી હતી. તેવામાં પ્રસિદ્ધ મોગલ બાદશાહ તૈમૂરલંગે સ્વારી કરી મરવા બેઠેલી તઘલખશાહીને કાયમનો ફટકો માર્યો

૧૭. તૈમૂરલંગની સ્વારી—તૈમૂર મધ્ય એશિયામાં આવેલા સમરકંદનો પ્રતાપી બાદશાહ હોઇ તેણે એશિયાના સઘળા મોગલ રાજ્યોને જીતી લઇ યુરોપી રાજ્યો પર પણ પોતાની ધાક બેસાડી હતી. તૈમૂરલંગે અફઘાનિસ્તાન જીતી લીધા પછી હિંદુસ્તાનની લક્ષ્મીથી લોભાઇ તેના પર ચડાઇ કરવાનો ઇરાદો કર્યો, અને તે મુજબ ઇ સ ૧૩૯૮માં તે પ્રચંડ લશ્કર સાથે સિંધુ ઓળંગી ગુજરાતમાં પેઠો. દિલ્હી આવતા લગી એની ફોજને કોઇએ રોકી નહિ રસ્તે અનર્થ ગુજારતા ગુજારતા મોગલો છેક દિલ્હીની લગોલગ આવી પહોંચ્યા ત્યારપછી મહમૂદશાહ પોતે લડવા નીકળ્યો. એના વજીર ઇકબાલખાને બહુ બહાદુરી બતાવ્યા છતાં દિલ્હીના લશ્કરની હાર થઇ અને મહમૂદશાહ ગુજરાત ને માળવા તરફ નાસી ગયો તે પછી વિજયી તૈમૂરે દિલ્હીમાં પેસી બાદશાહપદ ધારણ કર્યું સાત દિવસ શાંતિપૂર્વક કારભાર ચાલ્યા પછી મોગલો અને દિલ્હીવાસીઓ વચ્ચે કોઇ કારણસર રમખાણ મચ્યું એટલે પછી મોગલ સિપાઇઓ ભૂખ્યા વરુની માફક દિલ્હી શહેરમાં ફરી વળ્યા અને લૂંટફાટ તેમજ તરવાર અને અગ્નિથી એ રાજનગરીની પાયમાલી કરી નાખી એ પ્રમાણે બનાવ પાંચ દિવસ ચાલ્યા પછી લૂંટી લેવાનું કંઇ જ ન રહ્યું ત્યારે મોગલો ટાઢા પડ્યા, ને તૈમૂર અઢળક લૂંટ લઈ પોતાને દેશ પાછો ફર્યો. જતી વખતે ખીજર ખાન નામના સુબાને તે પોતાના વતી પંજાબમાં મુકતો ગયો

**૧૩. તઘલખ વંશની આખર:**—તૈમૂરના પાછા ફર્યા પછી વજીર ઈકબાલખાને પાછા આવી મહા મહેનતે દિલ્હીમાં કંઈક શાંતિ સ્થાપી અને નાસી ગયેલા મહમૂદને માળવામાંથી પાછો બોલાવ્યો; પણ વજીરનો વિચાર અંદરખાનેથી ગાદી પચાવી પાડવાનો હોવાથી તેને અને મહમૂદને બન્યું નહિ. તેથી મહમૂદ કંટાળીને કનોજ જઇ રહ્યો. વજીર અને સુલતાન વચ્ચેનો આ ઝઘડો પત્યો નહોતો, તેવામાં તૈમૂરના સુબા ખીજરખાન સાથે ઈકબાલને ટંટો થયો; અને લડાઇ થતાં ખીજરખાનને હાથે ઈકબાલ માર્યો ગયો, ઈ. સ. ૧૪૦૫. તે પછી દિલ્હીના એક સરદાર દોલતખાન લોદીએ મહમૂદને ફરી બોલાવી ગાદીએ બેસાડયો, પણ તેની સત્તા જોઇએ તેવી જામી નહિ. ખીજરખાન સાથેના વાધા પણ ચાલુ જ હતા. તેવામાં મહમૂદ તાવથી માંદો પડી ઇ. સ. ૧૪૧૧ મા મરણ પામ્યો. એની જ સાથે તઘલખશાહીનો અંત આવ્યો.

મહમૂદના મરણ પછી દોલતખાન લોદીએ દિલ્હીની ગાદી પચાવી પાડી, પણ તેની સાથે ખીજરખાન તૈમૂરની વતી લડવા લાગ્યો. પરિણામે દોલતખાનની હાર થઇ અને ખીજરખાને દિલ્હી નો કબજો કરી સૈયદોની સત્તા સ્થાપી, ઈ. સ. ૧૪૧૬.

---

# પ્રકરણ ૨૪ મું

## સૈયદ વંશ

ઈ. સ. ૧૪૧૬થી ઈ. સ. ૧૪૫૦

૧. ખીજરખાનઃ—એ હિંદુસ્તાનમાં જન્મેલો સૈયદવંશી પઠાણ હતો. તૈમૂરના સ્વારી વખતે એણે એ મહાન મોગલ બાદશાહની મરજી સંપાદન કરી લીધાથી તૈમૂરે પાછા ફરતી વખતે એને હિંદ ખાતેના પોતાના સૂબા તરીકે નીમ્યો હતો. તઘલખશાહીની આખર આણનાર દૌલતખાન લોદી પાસેથી રાજ્યસત્તા છીનવી લીધા બાદ પણ ખીજરખાને પોતે રાજ્યચિહ્નો ધારણ કર્યાં નહોતાં. તૈમૂરના નામથી જ તે સઘળો કારભાર ચલાવતો. તૈમૂરના મરણ બાદ તેનો પુત્ર શાહરૂખ મીરઝા સમરકંદનો બાદશાહ થયો. તેને ખીજરખાન કોઈ કોઈ વાર ખંડણી મોકલતો. ખીજરખાન જાતે બહાદુર હોઈ રાજ્યકુશળ પણ હતો. છતાં તૈમૂરની સ્વારી પછી સરદારોમાં જામેલી બંડખોર વૃત્તિને તે દાબી શક્યો નહિ. એનું રાજ્ય ઘટીને છેક જ નાનું થઈ ગયું, અને એ નાના રાજ્યનું મહેસુલ પણ સ્વારી કર્યા વગર ભાગ્યે વસુલ થતું એ સ્થિતિમાં સાત વર્ષ રાજ્યકારભાર ભોગવી ખીજરખાન ઈ. સ. ૧૪૨૩ માં મરણ પામ્યો નીતિ, ઉદારતા અને પરોપકાર વૃત્તિના ગુણોથી એણે પ્રજાના દિલ જીતી લીધેલા હોવાથી પ્રજા તેને બહુ ચહાતી.

૨. સૈયદ મુબારક—ખીજરખાન પછી એનો પુત્ર મુબારક ગાદીએ બેઠો. એ પણ એના બાપ જેવો ભલો હોઈ રાજ્યકારભાર માટે લાયક હતો. પરંતુ તે વખતનો જમાનો ખટપટનો હતો, ત્યારે તેની પોતાની પ્રકૃતિ શાંતિપ્રિય હતી. તેથી તેની કારકીર્દી સરળ નીવડી નહિ. પોતાના બંડખોર અમલદારોને વશ કરવામાં જ એની કારકીર્દી ખલાસ થઈ. સદર-ઉલ-મુલ્ક નામે મુબારકનો વજીર હતો.

તેની સાથે કંઈ કારણસર એને અણબનાવ થયો. તેથી એ દુષ્ટ વજીરે મુબારક એક દિવસ મસ્જીદમાં નમાજ પડતો હતો તે વખતે મારાઓ મોકલી તેનું ખૂન કરાવ્યું. મુબારક બહુ ન્યાયી અને દયાળુ હોવાથી એની પ્રજાનો એના પર ખૂબ ચાહ હતો. એના આ અકાળ મત્યુથી રૈયતને ઘણુંજ દુઃખ થયું.

૩. સૈયદ મહમદઃ—મુબારકના ખૂન પછી વજીર સરવર-ઉલ-મુલ્કે તેના મહમદ નામના છોકરાને ગાદીએ બેસાડી સઘળી રાજસત્તા પોતાના કાબુમા લીધી. આ સુલતાન વજીરની જોડીને થોડો વખત તો ઠીક બન્યું. પણ પછી વજીરના અત્યાચારથી લોકો એટલા બધા ત્રાસી ગયા કે તેમણે વજીર અને સુલતાનને મારવા માટે કાવતરૂ રચી ખુલ્લો બળવો કર્યો. એ પ્રસગે સુલતાન એ દુષ્ટ વજીરનો સાથ છોડી દઇ લોકપક્ષમા ભળ્યાથી વજીર અને સુલતાનને દુશ્મનાવટ થઇ, અને તેઓ એકબીજાનો જીવ લેવાની ખટપટમા પડ્યા. તેમા છેવટે સુલતાનને યશ મળતા સદ્દર-ઉલ-મુલ્ક માર્યો ગયો એ રીતે સુલતાન મહમદ વજીરના પંજામાથી તો છુટો થયો. પણ તે જાતે દુરાચરણી હોવાથી તેનાથી રાજ્યનો બદોબસ્ત થઇ શક્યો નહિ. સરહિંદમા બહિલોલ લોદી નામના એક અફધાને બળવાન થઇ પંજાબ પ્રાત કબજે કર્યો હતો. વખત જતા એનુ જોર એટલુ વધી પડયું હતુ કે સુલતાન મહમદને પોતાને એની મદદ માગવી પડી હતી એક બે વાર બહિલોલે એવી મદદ કરી પણ હતી પણ તે પછી સુલતાન અને બહિલોલ વચ્ચે અણબનાવ થતા બહિલોલ દિલ્હીની ગાદી કબજે કરવાની તૈયારી કરવા લાગ્યો. તેવામા જ મહમદ માંદો પડી મરણ પામ્યો, ઇ. સ. ૧૪૪૫.

૪ સૈયદ અલ્લાઉદ્દીનઃ—મહમદ પછી તેનો પુત્ર અલ્લાઉદ્દીન દિલ્હીપતિ થયો. પણ તે એના બાપ કરતા પણ વધારે નમાલો હોવાથી દિલ્હીપતિની સત્તા રાજધાનીની બહાર ઝાઝી રહી નહિ. એ રહીસહી સત્તા પણ છીનવી લેવા બહિલોલની ખટપટ ચાલુ જ હતી.

તેવામાં અલાઉદ્દીને દિલ્હીથી એ માઇલ પૂર્વમાં પોતે વસાવેલા બદાઉન નામના શહેરમાં વસવાનો મનસુબો કર્યો. તેના એ વિચાર સામે વજીર હુમીદ પઠાણથી એ બંનેને અણબનાવ થયો. પરિણામે વજીરે બહિલોલની મદદ માગી એટલે બહિલોલે વજીરને સજા કરવાને બ્હાને દિલ્હી ભણી કૂચ કરી. અલાઉદ્દીનને તે વખતે શાંતિ એટલી બધી વ્હાલી લાગી અને બદાઉન માટેનો એનો મોહ એટલો બધો હતો, કે એણે દિલ્હીની પોતાની રાજ્યસત્તા રાજીખુશીથી બહિલોલના હાથમાં સોંપી દીધી ને પોતે બદાઉનમાં જઇ રહ્યો, ઇ સ ૧૪૫૦. એ રીતે દિલ્હીમાંની સૈયદ સત્તાનો અંત આવી લોદી સુલતાનોનો અમલ શરૂ થયો અલાઉદ્દીન તે પછી ૨૮ વર્ષ જીવી બદાઉનમાં જ મરણ શરણ થયો

---

પ્રકરણ ૧૫ મું

---

## લોદી વંશ

ઇ. સ ૧૪૫૦ થી ઇ સ ૧૫૨૬

૧. લોદીઓનો ઉદય —લોદી લોકો પણ અફઘાન જ હતા તેમનો અસલ ધંધો વેપારનો હતો કાબુલ અને હિંદુસ્તાન વચ્ચે વેપાર ખેડીને તેઓ શ્રીમંત થયા હતા ફિરોઝ તઘલખના વખતમાં તેમનો રાજકાજમાં પ્રવેશ થયો. બહિલોલનો દાદો મુલતાનનો સુબે દાર હતો સૈયદોના અમલમાં તેનો બાપ અને કાકો સરહદી અધિ કાર પર હતા સૈયદ મહમદને લોદીઓ સાથે અણબનાવ થતાં તેણે એમને બહુ રંજાડ્યા હતા છેવટે બહિલોલ લોદીએ લાગવગ

ચઇ પ્રથમ સરહિંદ અને પછી પંજાબ પ્રાંત કબજે કર્યાં, અને પછી લાગ મળતા દિલ્હીની ગાદી પણ હાથ કરી, ઇ સ ૧૪૫૦.

**૨ બહિલોલ લોદીઃ**—ગાદીએ બેસતા જ બહિલોલ જોઇ શકયો કે વજીર હુમીદના પ્રતાપ આગળ પોતે ઝાખો પડતો હતો તેથી યુક્તિથી એણે વજીરને કેદ કરી લીધો, અને તેની સઘળી સત્તા તોડ્યા બાદ તેને એક ખાનગી ગૃહસ્થ તરીકેની જીદગી ગુજારવાની શરતે છૂટો કર્યો. પંજાબ અને સરહિંદના પ્રાંતો બહિલોલના તાબામા પહેલેથી હોવાથી તેના રાજ્યની સીમા એકદમ વધી ગઇ તે પછી સૈયદોના વખતમા સ્વતંત્ર થઇ ગયેલા મુલતાનને તાબે કરવા માટે બહિલોલે મુલતાન પર સ્વારી કરી પરંતુ તે જ અરસામા જૌનપુરના શર્કી રાજાએ દિલ્હી પર ચડાઈ કર્યાથી બહિલોલને મુલતાનથી પાછા ફરવું પડયુ. શર્કી રાજા સાથે બહિલોલે સતત ૨૮ વર્ષ લગી લડી જૌનપુરને ફરી દિલ્હીના તાબામા આણ્યુ. બહિલોલ તે પછી દશ વર્ષ જીવ્યો. તે અરસામા એણે બીજી નાની નાની લડાઇઓ કરી પંજાબથી બનારસ સુધીનો ઉત્તર હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ પોતાના રાજ્યમા સામેલ કર્યો. એ પ્રમાણે ૩૮ વર્ષના સતત ઉદ્યોગ અને પરાક્રમથી દિલ્હીની રાજ્યસત્તાને ફરી તેજીમા લાવી બહિલોલ લોદી ઇ. સ ૧૪૮૮ મા ગુજરી ગયો

**૩ સિકંદર લોદી**—બહિલોલખાનને નવ પુત્ર હતા તેમા ના પાચ એના મૃત્યુ વખતે હયાત હતા. બહિલોલે વીલ કરી એ પાચ પુત્રો વચ્ચે પોતાનુ રાજ્ય વહેંચી આપવાની વ્યવસ્થા કરી. પરંતુ ઉમરાવોને એ ગોઠવણ રાજ્યના હિતની દૃષ્ટિએ ઠીક નહિ લાગ્યાથી તેમણે એને પોતના સૌથી વડા પૌત્રને વારસ નીમતા જવાની વિનંતિ કરી. બહિલોલખાન એક સોનીની સુંદર છોકરી વેરે પરણ્યો હતો તેના પર બહિલોલનો બહુ પ્યાર હતો એ રાણીએ પણ પોતાના પુત્ર નિજામખાનને ગાદી મળે તે માટે ખટપટ આદરી. દરમ્યાન કોઈ પણ જાતની ચોક્કસ વ્યવસ્થા કર્યા વગર બહિલોલ

ગુજરી ગયો. એટલે થોડી ઘણી તકરારને અંતે કેટલાક ઉમરાવોની મદદથી નિઝામખાન ફાવ્યો અને સિકંદરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એ સુલતાન પણ એના બાપના જેવો શૂરો અને ઉદ્યોગી હતો. ગાદીએ બેસતાં જ એણે પોતાના રાજ્યની અંદર સારો બંદોબસ્ત કર્યો, અને પછી બુંદેલખંડ તથા ઉત્તર માળવા વગેરેના હિંદુ રાજાઓ પર ચડાઈ કરી તેમને વશ કર્યા. તે પછી બિહાર પ્રાંત જીતવાનું તેના બાપે અધુરૂં મૂકેલું કામ તેણે પાર મેલ્યું. તેમજ ધોળપુર, ચંદેરી, ગ્વાલિયર વગેરે ઠેકાણાંનાં હિંદુ રાજ્યો જીતવાથી દિલ્હીનું રાજ્ય ફરીને લગભગ આખા ઉત્તર હિંદુસ્તાનમાં વિસ્તાર પામ્યું. સિકંદરનો સ્વભાવ દયાળુ અને પરોપકારી હોઈ રાજકાજમાં પણ તે કુશળ હતો. તેથી એની કારકીર્દીમાં એકંદર રીતે અખંડિત શાંતિ જળવાઇ હતી. પ્રજાનાં સુખ સગવડ માટે એણે પોલિસ ખાતાની તથા ઘોડેસ્વાર ટપાલની વ્યવસ્થા કરી હતી, તેમજ સડકો, પૂલો વગેરે વ્યવહારનાં ઘણાં નવીન સાધનો તૈયાર કરાવ્યાં હતાં. તે પોતે વિદ્વાન, કવિત્વ શક્તિવાળો અને કાયદાઓમાં કુશળ તથા ન્યાયી, પણ ધર્માંધ હતો. સિકંદર શાહ ૧૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૫૦૭ માં મરણ પામ્યો.

૪. સુલતાન સિકંદર લોદીની **ધર્માંધતા**—સુલતાન સિકંદર લોદીમાં રાજ્યકર્તાને લાયક અનેક સારા ગુણો હોવા છતાં ધર્મની બાબતમાં તેનું મન ઘણું સાંકડું હતું. હિંદુ ધર્મનો તેને પક્કો દ્વેષ હતો, તેથી પોતાના રાજ્યમાંનાં સઘળાં હિંદુ દેવાલયો તેણે તોડાવી નંખાવ્યા, એટલું જ નહિ પણ હિંદુ લોકોની જાત્રાઓ તેમજ પર્વણીને દિવસે નદી અને બીજાં તીર્થોમાં સ્નાન કરવાની પણ બંધી કરી. સુલતાનના આવા ધર્મદ્વેષથી હિંદુ પ્રજામાં હાહાકાર થઇ રહ્યો. ઘણા સમજુ મુસલમાન સાધુઓએ પણ સુલતાનને એ કામમાં વાર્યો હતો. કહે છે કે હિંદુઓના જાત્રા વિરુદ્ધના ફરમાન સંબંધમાં એકવાર એક દર્વેશે સુલતાનને જરા નરમાશ ધારણ કર-

વાની ભલામણ કરી. તે પર સિકંદરે "રે ! નરાધમ, શું તું બુત-પરસ્તી (મૂર્તિપૂજા) ની વકીલાત કરવાની હિંમત ધરે છે ?"—એમ કહી મ્યાનમાંથી તરવાર ખેંચી. પણ તે દર્વેશે "નહિ જી હુજુર, મારૂં કહેવું તો માત્ર એટલું જ છે કે રાજા લોકોએ પોતાની રૈયત પર જૂલમ ન ગુજારવો?"—એમ કહી સુલતાનને ટાઢો પાડ્યો. છતાં સિકંદરનો ધર્મદ્વેષ મોળો પડ્યો લાગતો નથી. ઇ. સ. ૧૪૯૯ ના અરસામાં લખનૌ પાસેના એક ગામમાં બુદ્દ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે એમ પ્રતિપાદન કરતો હતો કે "હરકોઇ ધર્મ શ્રદ્ધાપૂર્વક પળાતાં ઇશ્વર તેને મંજૂર રાખે છે, કારણ ખુદાને મન તો સઘળા જ ધર્મો સરખા છે." એ બ્રાહ્મણે પોતાનો મત એવી તો સ્પષ્ટ રીતે દર્શાવ્યો કે તેની આગળ લખનૌનો કાજી પણ મોંઠો પડ્યો. આખરે સિકંદરને કાને એ વાત પહોંચતાં તે અત્યંત ચીડાયો, અને મોલવીઓ પાસે ઇન્સાફ કરાવી તે બ્રાહ્મણને કાં તો મુસલમાન થવાનું કે જાન ખોવાનું ફરમાવ્યું. સ્વધર્મપ્રેમી બ્રાહ્મણે ખુશીથી શિરચ્છેદ કબૂલ કર્યો.

૫. લોદી સુલતાનોની રાજ્યવ્યવસ્થાઃ—બહિલોલ અને સિકંદરની બહાદુરીને લીધે દિલ્હીના રાજ્યનો વિસ્તાર પાછો ઘણો જ વધ્યો, તથાપિ રાજ્યમાં બંધારણ જેવું કંઇ જ રહ્યું નહોતું. જુદા જુદા પ્રાંતોના સુબેદારો, જમીનદારો અને નાના અમલદારો સુદ્ધાં દિલ્હીના સુલતાનની પરવા ન કરતા, પોતપોતાની હકુમતમા ફાવે તેમ વર્તતા હતા. રૈયતને પણ ખુદ સુલતાનની પરવા કરવાની જરૂર નહોતી ભાસતી, કારણ કે તેમને પોતાને રાત દહાડો જે નાના મોટા અમલદારો સાથે કામ પડતું તેમની મરજી સચવાય એટલે બસ થતું. અર્થાત્ કે સઘળું રાજ્ય કાયદાથી નહિ, પણ જે તે સ્થળની અમુક વ્યક્તિની મરજી અનુસાર ચાલતું. લોદીઓનું એ વિશાળ રાજ્ય માત્ર તેમના બાહુબળથી જ એકત્ર રહ્યું હતું. અમરાવોનું જોર ઘણું વધી જવાથી તે લોકોને સંપૂર્ણ છૂટ આપ્યા વગર ચાલે

તેમ નહોતું. તેથી તેમને રાજી રાખવા માટે બહિલોલ અને સિકંદરે તેમને અનેક પ્રકારની સવલતો આપી હતી. દરબારમાં બીજા લોકો ઉભા રહેલા હોય તે વખતે માત્ર અફઘાનોને નીચે બેસવાની છૂટ હતી. ઈબ્રાહિમ સુલતાને એ સવલતો બંધ પાડવાનો પ્રયત્ન કરતાં અફઘાનોમાં અસંતોષ ફેલાયો અને એ અસંતોષ તેના રાજ્યના નાશનું એક કારણ નીવડ્યું.

૬. સુલતાન ઇબ્રાહિમ અને લોદી વંશનો આખર:— સિકંદર પછી એનો પુત્ર ઈબ્રાહિમ સુલતાન થયો. તે શૂરો હોવા છતાં તેનામાં રાજ્ય ચલાવવાનું ડહાપણ નહોતું. ગાદીએ બેસતાં જ તેણે અફઘાન સરદારોને અપાયેલી સવલતો બંધ કરી તેમની શિરજોરી તોડવાનો પ્રયત્ન કર્યો. તેથી ઘણા અફઘાન સરદારો તેના પર ખીજી ઉઠ્યા, અને જલાલખાન નામના તેના એક ભાઇની સાથે મળી જઇ બંડ કર્યું. ઇબ્રાહિમે જલાલખાન સાથે લડાઇ કરી તેને તેમ જ પોતાના બીજા ભાઇઓને અને ઘણા બંડખોર અમીરોને મારી નાખ્યા. આથી કોરા પ્રાંતનો સુબેદાર કે જે જલાલખાનનો મિત્ર થતો હતો તેણે બંડ કર્યું. તે સમાવતા ઇબ્રાહિમને બહુ મુશ્કેલી પડી તે પછી ઇબ્રાહિમને સર્વત્ર શાંતિ સ્થપાયેલી લાગી પણ એ સ્થિતિ ઝાઝો વખત ટકી નહિ. બિહારનો સુબેદાર દરીયાખાન લોહાણી મરણ પામતા તેના પુત્ર બહાદુરખાન લોહાણીએ બળવો કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ, અને અનેકવાર દિલ્હીની ફોજને હરાવી. રાણા સંગને હાથે પણ ઈબ્રાહિમને શિકસ્ત મળી. પંજાબના સુબેદાર દોલતખાન લોદીએ પણ બંડ કરી કાબુલના મોગલ બાદશાહ બાબરને હિંદ પર ચડાઇ લાવવા ઉશ્કેર્યો બાબર પણ હિંદુસ્તાનની પાદશાહી મેળવવા તલાસી રહ્યો હતો તેથી એણે દોલતખાનનુ આમંત્રણ ખુશીથી સ્વીકારી લીધું. ઇબ્રાહિમનો કાકો અલ્લાઉદ્દીન ક્યારનોયે બાબરને શરણે જઈ રહ્યો હતો. બાબરે પ્રથમ તો એ અલ્લાઉદ્દીનને લશ્કર આપી મોકલ્યો. પરંતુ તેમાં એનો પરાભવ થતા અલ્લાઉદ્દીનને પાછા હઠી જવું પડયું.

દરમ્યાન બાબર તેની મદદે આવ્યો પંજાબનો સુબો દોલતખાન શરૂઆતમા તો બાબરને મળી ગયો, પણ પાછળથી બન્ને પક્ષ વચ્ચે કંઇ ગેરસમજુત ઉભી થતા તે બાબરથી છુટો પડી તેની સામે થયો. તેથી એ વખતે બાબરને દિલ્હી જીત્યા વગર પાછુ ફરવુ પડ્યું. પણ બીજે વર્ષે પાછો તે ૧૨૦૦૦ બળવાન મોગલો અને કેટલીક તોપો સાથે ચડી આવ્યો, અને પ્રથમ દોલતખાનને મારી દિલ્હી પર ધસ્યો. તેને રોકવા ઈબ્રાહિમ એક લાખ સ્વાર અને ૧૦૦૦ હાથીઓના લશ્કર સાથે પાણીપતના મેદાનમા આવી ઉભો એ ઠેકાણે પઠાણ અને મોગલો વચ્ચે ખૂનખાર યુદ્ધ થયુ. તેમા ઈબ્રાહિમ બહાદુરીથી લડ્યો છતા હાર્યો અને માર્યો ગયો.

ઈબ્રાહિમના અંત સાથે જ દિલ્હીના પઠાણ રાજ્યની સમાપ્તિ થઇ જગપ્રસિદ્ધ મોગલ સામ્રાજ્યનો પાયો નંખાયો, ઇ.સ. ૧૫૨૬

---

## પ્રકરણ ૧૬ મુ

---

## સોળમા સૈકાનાં બીજાં સ્વતંત્ર રાજ્યો

**૧. હિંદમાં મુસલમાની સત્તાનો વિસ્તાર**—ઇ સ ૧૨૦૬ થી ૧૫૨૬ સુધીના સવાત્રણ સૈકામા ઇસ્લામી રાજ્યસત્તા લગભગ આખા દેશમા પ્રસરવા પામી એ સવાત્રણ સૈકા પૈકીના પ્રથમ અર્ધ ભાગમા થયેલો ઇસ્લામી સત્તાનો વિસ્તાર દિલ્હીના સુલતાનોના ઉદ્યોગ અને બાહુબળને આભારી હતો ગુલામ વંશના કુતુબુદ્દીન, અલ્તમશ અને બલબન સુલતાનોએ સિંધુથી બ્રહ્મપુત્રા સુધીનુ વિશાળ સામ્રાજ્ય ઉભું કર્યું, સુલતાન અલાઉદ્દીન ખીલજીએ તેને વિસ્તારી દેશ કન્યા

કુમારી સુધી ઇસ્લામી સત્તાનો દોર જમાવ્યો, અને મહંમદ તઘલખે વરંગુળના બળવાન હિંદુ રાજ્યનો અંત આણી ઇ. સ. ૧૩૨૩માં મુસલમાનોનો ભારતવિજય પૂરો કર્યો. તે પછી દિલ્હીની રાજ્યસત્તા ની પડતી બેઠી. છતાં ઇસ્લામી સત્તાની ચડતી કળા તો તે પછીયે તેવી ને તેવી જ ચાલુ રહી; બલ્કે દેશના જુદા જુદા ભાગમાં સ્થપાયેલાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોને લીધે હિંદમાંની મુસ્લીમ સત્તા ઓર પગભર બની. બંગાળાનું સ્વતંત્ર મુસલમાની રાજ્ય અને દક્ષિણનું બ્રાહ્મણી રાજ્ય તો તઘલખ સુલતાન મહંમદ ગાંડાની હયાતિમાં જ ઉદય પામ્યાં હતાં. તે પછી તૈમૂરની સ્વારીની ગડબડનો લાભ લઇ ગુજરાત, માળવા, ખાનદેશ અને જોનપુરના મુસલમાન સુબેદારોએ પણ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં હતાં. સોળમા સૈકાની શરૂઆતમાં એ બધાં રાજ્યો હયાતિમાં હતાં. તે સિવાય રજપૂતાનામાં મેવાડ અને દક્ષિણાત પ્રદેશમાં વિજયનગરનાં હિંદુ રાજ્યો પણ પ્રબળ હતાં. તેવી જ રીતે સિંધ, કાશ્મીર, નેપાળ અને આસામ વગેરે સરહદ પરનાં રાજ્યો પણ સ્વતંત્ર હતાં.

એ બધા મુખ્ય રાજ્યોની હકીકત આ પ્રકરણમાં આપણે ટૂંકમાં તપાસીશું.

૨. બંગાળાના પૂર્બી સુલતાનોઃ—સુલતાન ગ્યાસુદ્દીન તઘલખે બકારાખાનના પૌત્ર નાસિરૂદ્દીનને બંગાળાના કારભાર પર કાયમ કર્યા પછી એ પ્રાંતનો વહીવટ એના જ વંશમા ચાલુ રહ્યો. મહંમદ તઘલખના અમલમાં કદરખાન નામનો સરદાર ત્યાંના અધિકાર પર હતો. એ કદરખાનને ફખીરૂદ્દીન નામના શખ્સે બંડ કરી મારી નાખ્યો, અને પોતે બંગાળા બિહારનો સ્વતંત્ર સુલતાન બન્યો. પણ અઢી વર્ષમા જ મલેક અલી મુબારક નામના સરદારે તેને મારી નાખી રાજ્યગાદી બથાવી પાડી. મલેક અલી પણ બે વર્ષમાં માર્યો જતાં હાજી ઇલિયાસ હર્ફે શમ્સુદ્દીન પૂર્બી બંગાળા બિહારનો સુલતાન થયો. એ સુલતાન ભાંગ ઘણી પીતો હોવાથી તેને 'ભાંગરા' નું ઉપનામ મળ્યું હતું. આ 'ભાંગરા' સુલતાન બહુ શૂરો અને રાજ્યકુશળ હોવાથી, તેમજ તે વખતે દિલ્હી સામ્રાજ્યમાં જ્યાં

ત્યા અડબડ મચેલી હોવાથી તે પોતાની સત્તા મજબૂત કરવામા ફાવી શક્યો મહંમદ તઘલખના મરણ પછી સુલતાન ફિરોજશાહ તઘલખે ઇ સ ૧૩૫૩મા બંગાળા પર સ્વારી કરી, પણ તેમા એને ચશ ન મળતા પાછા ફરવુ પડ્યુ સુલતાન શમ્સુદ્દીન બાગરાએ લખ્નૌતી ઉર્ફે ગૌડને રાજધાની બનાવી તેને જન્નતાબાદ (સ્વર્ગપુરી)નુ નામ આપ્યુ એ સુલતાન ઇ સ ૧૩૫૭મા મરણ પામ્યો. એના પછી એના પુત્ર સિકંદરે દશ વર્ષ રાજ્ય ભોગવ્યુ. એની કારકીર્દિમા ફિરોજશાહ તઘલખે બીજીવાર ચઢાઇ કરી પરંતુ તેમાયે એને ઝાઝો યશ ન મળતા સિકદર પાસે માત્ર નામનુ ઉપરી પણુ કબૂલાવી પાછા ફરવુ પડ્યુ, ઇ સ. ૧૩૫૯ સિકદર પછી તેના પુત્ર ગ્યાસુદ્દીને સાત વર્ષ, અને તેના પછી સુલતાન-ઉસ-સલાતીને નવ વર્ષ રાજ્ય કર્યું સલાતીન પછી તેનો પુત્ર શમ્સુદ્દીન બીજો સુલતાન થયો તે દુરાચરણી હોઇ ત્રણ વર્ષમા જ મરણ પામ્યો એટલે તેનુ રાજ્ય કસ નામના એક હિંદુ જમીનદારે બથાવી પાડી હિંદુ અમલ શરૂ કર્યો, ઇ સ ૧૩૮૬ કસના મરણ પછી તેના પુત્ર જિતમલ્લે રાજીખુશીથી મુસલમાન ધર્મમા વટલાઈ જઇ બગાળામા ફરી પાછો મુસલમાન અમલ ચાલુ કર્યો, ઇ સ ૧૩૯૨ એણે જલાલુદ્દીન નામથી ઈ સ ૧૪૦૯ સુધી પરાક્રમપૂર્વક રાજ્ય ર્યું તેના પછી અહમદ, નાસિરશાહ, બૂર્બક અને ચુસફશાહ નામના સુલતાન થયા યુસફશાહ પછી ચાર વર્ષમા ઘણી જ ધાલમેલ થઇ છેવટે સન ૧૪૬૧મા ફિરોજ પૂર્બી નામનો એક હબસી સરદાર સુલતાન થયો એણે ગૌડ રાજધાનીમા સન ૧૪૯૩ સુધી નિરંતિ રાજ્યસુખ ભોગવ્યુ એના મરણ પછી પાછા ટટા ચાલી આખરે સને ૧૪૯૬મા અલાઉદ્દીન પૂર્બી નામનો સુલતાન સ્થિર થયો એણે હબસી અને હિંદુ સરદારોનુ જોર તોડ્યુ એ સુલતાન બહુ પરાક્રમી અને સજ્જન નીવડી ઇ સ ૧૫૨૩ સુધી બાદશાહી સુખ ભોગવી મરણ પામ્યો એના પછી એનો પુત્ર નસીબખાન સુલતાન થયો બાબરની જીત વખતે આ નસીબખાન જ બગાળાની ગાદી પર હતો

આ પૂર્બી સુલતાનોના અમલમા બંગાળાની જાહોજલાલી પુષ્કળ વધી દેશમા ધનધાન્યની ભરપટ થઇ ગૌડ ઘણુ માતબર, વિશાળ અને શોભીતું શહેર બન્યુ. બંગાળાનો વેપાર પૂર્વ અને પશ્ચિમે ઘણે દૂર લગી પુષ્કળ પ્રમાણમા ચાલતો હોવાથી લોકો ઘણા

શ્રીમંત હતા. ગુલામ હુસેન નામનો ઇતિહાસકાર લખે છે કે—" ઘણે ભાગે સઘળા શ્રીમંત લોકો સોનાના થાળમાં જમતા હતા." ઇ. સ. ૧૫૭૫માં ચાલેલી મહામારીમાં ગૌડ નગર તૂટ્યું તે ફરી આબાદ થવા પામ્યું નહિ. હાલમા તે ઠેકાણે મોટા મોટા જંગલો ઉગ્યાં છે.

૩. જોનપુરના શર્કી સુલતાનો:—જોનપુર શહેર બનારસથી ઉત્તરે ૫૦ માઈલ પર ગોમતી નદીને કાંઠે આવેલું છે. એ શહેર ફિરોજ તઘલખે ઇ. સ ૧૩૫૧માં વસાવી પોતાના પૂર્વગામી સુલતાન મહમદના લાડકા નામ 'જોના' પરથી એનું નામ જોનપુર પાડ્યું. ફિરોજશાહે ખ્વારખાન નામના સરદારને મલેક-ઉસ-શર્કીના ખિતાબ સાથે જોનપુરની સુબાગીરી આપી હતી તઘલખ વંશના છેલ્લા સુલતાન મહમૂદની નબળાઇનો લાભ લઈ એ સુબેદારે જોનપુરમા શર્કી વંશનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ, ઈ. સ ૧૩૯૪. એના મરણ પછી એનો પુત્ર મુબારકશાહ અને તેના પછી ઈબ્રાહિમશાહ નામના સુલતાન થયા એ ઈબ્રાહિમશાહે શર્કી રાજ્યની સત્તા ઘણી મજબૂત કરી સૈયદોના અમલમા તો એક બે વાર એણે ખુદ દિલ્હી પર ચડાઈ કરી હતી. છેવટે સૈયદો અને એની વચ્ચે સમજૂત થતા સૈયદ સુલતાન મુબારકે પોતાની શાહજાદી શર્કી શાહજાદા વેરે પરણાવી જોનપુરના ઇતિહાસમા આ ઈબ્રાહિમ શર્કીનુ નામ પ્રખ્યાત છે. એ સુલતાન વિદ્યા-કળાનો પોષક હોઇ 'અટાલા મસીદ' નામની સુંદર અને શુદ્ધ ઈસ્લામી બાંધણીની મસીદ બંધાવી પોતાનુ નામ યાદગાર કરતો ગયો છે. ઈબ્રાહિમ શાહ ઈ સ ૧૪૪૦મા મરણ પામતા તેનો વડો શાહજાદો મહમૂદશાહ સુલતાન થયો બહિલોલ લોદી સુલતાન લેવાની ખટપટમા હતો, તે વખતે એણે જ દિલ્હી પર ચડાઈ કરી હતી પરંતુ બહિલોલના પરાક્રમ આગળ તેનુ કંઇ નહિ ચાલ્યાથી એને દિલ્હીથી પાછા ફરવુ પડ્યુ હતુ. બહિલોલ સાથેનુ એનુ યુદ્ધ ઈ સ ૧૪૫૭મા એનુ મૃત્યુ થયુ ત્યા લગી ચાલુ જ રહ્યુ આ શર્કી સુલતાને પણ 'લાલદરવાજા' નામની સુંદર મસીદ બંધાવેલી છે મહમૂદશાહ પછી તેનો પુત્ર મહમદશાહ ગાદીનશીન થયો તે શૂરો છતા ક્રૂર હોવાથી બધાને અપ્રિય થઇ પડ્યો, અને પાંચ મહિનામાં જ માર્યો ગયો. એની પછી એનો ભાઈ હુસેનશાહ સુલતાન થયો એણે ઓઢીયા જીતવાનો પ્રયત્ન કર્યો, પણ તેમા એને યશ મળ્યો નહિ. લોદી સુલતાનો

સાથેનો ઝગડો પણ હજી ચાલુ જ હતો. સુલતાન બહિલોલે ઈ. સ. ૧૪૭૩માં મોટી ફોજ સાથે ફરી સ્વારી કરી જોનપુરના લશ્કરને ત્રણ વાર હરાવ્યું, અને પછી ઇ. સ. ૧૪૭૮માં એ રાજ્યને ખાલસા કરી દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું.

તે પછી ઈબ્રાહિમ લોદીના અમલમાં લોહાણી અફઘાનોએ સ્વતંત્ર થઈ જોનપુરને પોતાના તાબામાં લીધું હતું. મુસલમાની અમલના સુંદર બાંધકામો માટે જે કેટલાંક સ્થળો પ્રખ્યાત છે તેમાં જોનપુરની ગણના થાય છે.

૪. મેવાડઃ—ઇ. સ. ૧૩૧૩માં મહારાણા હમીરે મુસલમાનોના હાથમાંથી ચિતોડનો ઉદ્ધાર કરી મેવાડની રાજ્યસત્તાને રાજસ્થાનમાં ફરી સર્વોપરી બનાવી. હમીર પછી તેનો પુત્ર ખેતસિંહ રાણો થયો. તેના વખતમાં ફિરોજશાહની સરદારી તળે દિલ્હીની ફોજે મેવાડ પર ચડાઇ કરી. પરંતુ શૂરા ખેતસિંહે તેનો પરાભવ કરી ઠેઠ દિલ્હી લગી તેની પૂઠ પકડી. ખેતસિંહ પછી તેનો પુત્ર લાખો રાણો થયો. તેણે પણ બાપદાદાના જેવા પરાક્રમ કરી મેવાડની કીર્તિ વધારી, અને અનેક સત્કાર્યોથી પ્રજાને આબાદ ને સુખી કરી. લાખો રાણો ગયાજીમા નિવૃત્ત થતાં પિતૃભક્ત ચંદ્રસિંહે પિતાની ઇચ્છાને માન આપી ગાદી પરનો પોતાનો હક્ક જતો કર્યો, એટલું જ નહિ પણ પોતાને હાથે પોતાના પાંચ વરસના ઓરમાન ભાઇ મોકળને ગાદીએ બેસાડ્યો, અને પોતે પ્રથમ દરજ્જાની સરદારી સ્વીકારી જીવનપર્યંત વફાદારીથી તેના રાજ્યનું રક્ષણ કર્યું. મોકળ રાણાનું તેના કાકાઓને હાથે ખૂન થતાં તેનો પુત્ર કુંભો રાણો થયો. એ રાણાનુ નામ મેવાડમા તેમજ ગુજરાતમા બહુ મશહૂર છે. એણે બંધાવેલો ચિતોડગઢ પરનો વિજયસ્તંભ, ગુજરાત અને માળવાના સુલતાનો પર મેવાડી વીરોએ મેળવેલા મોટા વિજયોની આજ પણ સાખ પૂરે છે. એ સિવાય કુંભારાણાએ નાગોરની મુસલમાન સત્તાને તોડી. દિલ્હીની ફોજને પણ મારી હઠાવી હતી. એ પ્રમાણે મેવાડના કીર્તિમંદિરને પૂર્ણ કરી કુંભોરાણો પરલોકની તૈયારી કરી રહ્યો

હતો, તેવામાં એના પોતાના પુત્ર ઉદયસિંહે રાજ્યલોભથી તેનું ખુન કર્યું. આ ઉદયસિંહ મેવાડના ઇતિહાસમા 'હત્યારા' ના નામથી ઓળખાય છે. એ હત્યારાએ પાંચ વર્ષ રાજ્ય ભોગવ્યુ, અને સીસોદીઆ રાજકુળની ઉજ્જ્વળી કીર્તિને બટ્ટો લગાડવા જેવું કામ કરવા જતા વીજળીથી તેનો ઘાત થયો. હત્યારા પછી કુંભારાણાનો વડો પુત્ર રાયમલ મેવાડપતિ થયો. એ રાણો બહાદુર છતાં નરમ હતો. એની કારકીર્દી એના પુત્રોના માહોમાંહેનાં ઝઘડાથી બહુ કથળી. એનો વચટ પુત્ર પૃથુરાજ પોતાના નામરાશી ચોહાણરાયના જેવો જ પરાક્રમી હોઇ ભારે મહત્ત્વાકાક્ષી હતો. એની ઉદ્ધતાઇભરી મહત્ત્વાકાંક્ષાએ જ ભાઇએ ભાઇ વચ્ચેનો ઝઘડો ઉભો કર્યો હતો. આ પૃથુરાજે માળવાના સુલતાનને તેની પોતાની રાજધાનીમાથી કેદ પકડી આણી બાપને ચરણે નમાવ્યો હતો. આ અને એવા જ પ્રકારના બીજાં સાહસોને લીધે એનું નામ રાજસ્થાનમા આજ પણ સર્વ કોઇને વ્હાલું લાગે છે. એ શૂરા અને સાહસિક રાજકુમારનું એના દગાબાજ બનેવી પ્રભુરાવને હાથે ઝેરથી મૃત્યું થયું. રાયમલનો નાનો કુંવર જેમલ પણ તે પહેલા રાવ સુરતનને હાથે માર્યો ગયો હતો. તેથી રાયમલ પછી તેનો જ્યેષ્ઠ પુત્ર સંગ બિનતકરારે રાણો બન્યો. લોદીશાહીના અંતકાળમા આ સંગ રાણો જ મેવાડના તખ્ત પર હતો એ રાણો એના બાપદાદા હમીર, લાખા અને કુંભા જેવો જ પરાક્રમી હોઈ કુંભાએ પૂરા કરેલા મેવાડના કીર્તિમંદિરને એણે કળશ ચડાવ્યો. હિંદના સઘળા રજપૂત રાજાઓ તેને પોતાનો ઉપરી ગણતા હતા. એ રીતે આખા રાજસ્થાનનું બળ એણે મેવાડના કીર્તિવંત વાવટા તળે એકઠું કર્યું હતું તેનું દિવસે દિવસે વધતું જતું જોર તોડવાના હેતુથી સુલતાન ઈબ્રાહિમ લોદીએ એક વાર વડે તેના પર સ્વારી કરી હતી. પણ તેમા રાણા સંગે તેને હરાવી નસાડયો હતો, એટલું જ નહિ પણ ઠેઠ દિલ્હી લગી તેની પૂંઠ પકડી લોદી સત્તાને ડોળી કરી નાખી હતી બાબર આવ્યો તે વખતે

સંગ દિલ્હીમા પુનઃ હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની તૈયારી કરી રહ્યો હતો.

રજપૂતાનામા મેવાડ સિવાય જોધપુર, અંબર (જેપુર), બુંદી, કોટા વગેરે સ્થળોના રજપૂત રાજ્યો પણ ધીરે ધીરે કરી ઠીક જામ્યા હતા. તેમા જોધપુરનું રાજ્ય તો દિલ્હીની બાદશાહી સાથે ટક્કર ઝીલે તેવું બળવાન બન્યું હતું. જેસલમેરનું ભાટી રાજ્ય પણ ચાલુ જ હતું

૫. ગુજરાત —સુલતાન અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીતીને ખાલસા કર્યા પછી ઇ. સ. ૧૩૯૬ સુધી ગુજરાત પર દિલ્હીથી આવેલા સુબાઓનો અમલ ચાલ્યો. સન ૧૩૯૧મા ફેરહતુલ્મુલ્ક રાસ્તીખાન નામના સુબાએ હિંદુ જમીનદારોની મદદથી ગુજરાતને સ્વતંત્ર કરવાની તજવીજ ચલાવી એ હકીકત દિલ્હી પહોચતા સુલતાન મહમૂદ તઘલખે એક વટલેલા શૂરા હિંદુને મુજફ્ફરખાનનો ખિતાબ તથા છત્ર વગેરે રાજ્યચિહ્નો સાથે ગુજરાતમા મોકલ્યો. તેની અને રાસ્તીખાનની વચ્ચે સિદ્ધપુર આગળ ખૂનખાર લડાઇ થઇ, તેમા રાસ્તીખાન હાર્યો અને માર્યો ગયો. એ જમાનામા એક સુબેદારને કાઢી બીજાને નીમવાનુ કામ બહુ કપરૂં હતુ. લડાઈ વગર પહેલો સુબેદાર પોતાનો અધિકાર ભાગ્યે જ છોડતો. એવી લડાઇઓમા રૈયતનો બમણો મરો થતો મુજફ્ફરખાને કારભાર હાથમા લઇ થોડા જ વખતમા આસપાસના રાજાઓને જીતી વશ કર્યા હિંદુ ધર્મનો એ કટ્ટો વેરી હોઇ હિંદુ દેવળોનો એણે પુષ્કળ નાશ કર્યો સોમનાથનું દેવળ તોડી તેના પત્થર વડે તે ઠેકાણે એણે મસીદ બધાવી. એ પછી ઇ. સ. ૧૩૯૬મા મુજફ્ફરશાહ નામ ધારણ કરી તે ગુજરાતનો કારભાર સ્વતંત્રપણે કરવા લાગ્યો, અને તૈમૂરની સ્વારીની ધામધુમમા તો એણે પોતાના નામનું નાણું અને ખુત્બો પણ ચાલુ કર્યા તૈમૂરથી નાઠેલો દિલ્હીનો દુર્ભાગી સુલતાન મહમૂદ મુજફ્ફરને શરણે આવ્યો, પણ કૃતઘ્ની મુજફ્ફરે પોતાના એ આગલા

માલિકને આશરો સરખો આપ્યો નહિ. એ કૃતઘ્નીપણાનો બદલો મુજફરને થોડા જ વખતમાં મળ્યો. એના પોતાના પૌત્ર અહમદે એને કેદ કરી ઝેરથી માર્યો અને પોતે અહમદશાહ નામે રાજ્ય કરવા લાગ્યો. અહમદશાહે ઇ. સ. ૧૪૧૧ થી ઇ. સ. ૧૪૪૩ સુધી પરાક્રમપૂર્વક રાજ્ય કરી ગુજરાતના રાજ્યને મજબૂત બનાવ્યું. એણે પોતાના નામથી 'અહમદાબાદ' નામનું શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. એ જ શહેર આજ 'અમદાવાદ' નામથી ઓળખાતું હોઇ આજ પણ ગુજરાતના રાજનગરનું માન ભોગવે છે. અહમદશાહ પણ એના બાપના જેવો હિંદુ ધર્મનો વિરોધી હોઇ હિંદુ દેવળો અને મૂર્તિઓના નાશ માટે એણે ખાસ ખાતું ખોલ્યું હતું. છતાં એ ઘણો ન્યાયી હતો. અપરાધ બદલ તેણે પોતાના એક જમાઇને શૂળીએ ચડાવ્યો હતો, એ વગેરે વાતો પ્રસિદ્ધ છે. એણે રજપૂત કુમારિકાઓ સાથે લગ્ન કર્યાં હતાં. અહમદશાહ પછી એનો પુત્ર મહમદ કરીમ અને તેના પછી કુતુબશાહ નામના સુલતાન થયા. આ કુતુબશાહને કુંભારાણા સાથે લડાઇ સળગતાં કુંભાની એક ફોજને એણે હરાવી હતી, પણ પછી ખુદ કુંભારાણા આગળ તેનું કંઇ ન ચાલતાં એને પાછા હઠવું પડયું હતું. કુતુબશાહ ઇ. સ. ૧૪૫૮માં મરણ પામતાં તેનો કાકો દાઉદખાન સુલતાન થયો. પણ તે રાજ્ય કરવાને નાલાયક જણાયાથી અમીરોએ તેને ઉઠાડી મુકી તેના ઓરમાન ભાઇ મહમદને ગાદીએ બેસાડ્યો. આ મહમદશાહે ૫૩ વર્ષ રાજ્ય કરી પુષ્કળ નામના મેળવી. જુનાગઢ અને ચાંપાનેરના અજીત ગણાતા બે ગઢો એણે હિંદુ રાજાઓ પાસેથી જીતી લીધાથી ઇતિહાસમા તે 'મહમદ બેગડા' નામે ઓળખાયો. પરાક્રમ, શક્તિ, ન્યાયી વર્તન અને જનહિત માટેની લાગણી માટે એનું નામ ગુજરાતમા સિદ્ધરાજ જયાસંહના જેટલું જ મશહૂર છે. છતાં ધર્માંધતાને લીધે મુસલમાન સિવાયના લોકોને એકંદરે ઘણો જ ત્રાસ વઠવો પડ્યો હતો. ગુજરાતની પ્રસિદ્ધ વહોરા અને મોલેસલામ કોમો

મૂળ હિંદુ હોઈ આ મહમદ બેગડાના વખતમા જ વટલાયેલી કહેવાય છે. એનાં બાધકામોની સંખ્યા એટલી મોટી હતી કે ગુજરાતમાં જે કંઇ પ્રસિદ્ધ ઇસ્લામી ઇમારતો આજે હયાત છે તે સુલતાન બેગડાની બંધાવેલી મનાય છે. અમદાવાદ પાસેનું મહેમદાવાદ શહેર એ બેગડા સુલતાને જ વસાવેલું. મહમદ બેગડા પછી તેનો પુત્ર ખલીલ મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. ગાદીએ બેસતા જ એને માળવાના સુલતાનની મદદે જવું પડ્યું. મેદનીરાયની સત્તા તોડી તથા સુલતાન મહંમદ ખીલજીને માંડુગઢની ગાદીએ બેસાડી તે પાછો ફર્યો. તે જ અરસામા ઇડરના રજપૂત રાજાએ બંડ કર્યાથી તે ઇડર પર ચડ્યો અને ઇડર શહેરનો નાશ કર્યો. ઇડરના મુસલમાન થાણદારે સંગ રાણાને ચીડવ્યાથી તે પરાક્રમી રાણાએ ગુજરાત પર સ્વારી કરી અનેક સ્થળે મુસલમાનોની પૂરેપૂરી ખબર લીધી. મુજફ્ફરશાહને ઇરાનના શાહ સાથે સારો સબંધ હોઇ તેના તરફથી એને ઘણું નજરાણું મળ્યું હતું. બાબરે દિલ્હી જીત્યું તેના એક વર્ષ પહેલા જ મુજફ્ફરશાહ મરણ પામી તેનો વડો શાહજાદો બહાદુરશાહ સુલતાન થયો હતો.

જુજ અપવાદ સાથે ગુજરાતના બધા જ મુસલમાન રાજ્યકર્તાઓ હિંદુ ધર્મના કટ્ટા વિરોધી હોઇ તેમના તરફથી હિંદુઓ પર પુષ્કળ જૂલમ ગુજર્યો. એથી કરી જૈન ધર્મની અસરથી નિર્માલ્ય થવા બેઠેલી ગુજરાતની પ્રજા છેક જ નિર્માલ્ય થવા પામી.

૬. માળવા—ગુલામવંશી સુલતાન અલ્તમશે ઇ સ ૧૨૩૪મા માળવાના રજપૂત રાજ્યની આખર આણ્યા બાદ માળવા પ્રાંતની વ્યવસ્થા દિલ્હી દરબાર તરફથી થતી હતી સુલતાન ફિરોજ તઘલખે દિલાવરખાન ઘોરી નામના સરદારને માળવાનો સુબેદાર નીમ્યો હતો તેણે ફિરોજશાહ પછી દિલ્હીમા ચાલેલી ગડબડનો લાભ લઇ માળવાનો કારભાર સ્વતંત્રપણે કરવા માંડ્યો એણે ઉજ્જેનને બદલે માંડુગઢમા રહેવા માંડ્યાથી માંડુગઢ માળવાની રાજધાની બન્યુ તૈમૂરથી નાઠેલા મહમૂદ સુલ્તાનને દિલાવરખાને માનપૂર્વક આશ્રય આપ્યો હતો. તઘલખશાહના દિલ્હી ગયા બાદ

તરત જ તેણે પોતાના નામના સિક્કા અને ખુત્બા ચાલુ કર્યાં, ઇ સ. ૧૪૦૧. દિલાવરખાન સન ૧૪૦૫મા મરણ પામતા તેનો પુત્ર હુસંગશાહ નામ ધારણ કરી માળવાની ગાદીએ બેઠો. એને ગુજરાત અને ખાનદેશી રાજ્યના સુલતાનો સાથે અણબનાવ થઇ તેમને હાથે અનેકવાર હાર ખમવી પડી હતી એણે માંડુગઢના કિલ્લાની મજબૂતી ઘણી જ વધારી તથા તેમા એક સુંદર મસીદ ચણાવા માડી, જે એના પછી થએલા સુલતાન મહમદશાહે પૂરી કરાવી એ મસીદને ૩૬૦ કમાન અને ૨૦૦ ઘુમટ હોઈ તે ઘણી જોવા લાયક છે હુસંગશાહ બહારના શત્રુઓ સામે પોતાનો બચાવ કરી શક્યો નહિ, છતા તે પોતાના રાજ્યમા ઘણો લોકપ્રિય હતો હિંદુઓના દેવળોને કે તેમના ધર્મને બીલકુલ હરકત ન કરતા, સર્વ પ્રજા તરફ તે મમતા અને નિષ્પક્ષપાતથી વર્ત્યો, તેથી માળવી પ્રજા આજે પણ તેને સભારે છે માળવામા હુસંગાબાદ નામનુ શહેર છે તે એનુ જ વસાવેલુ હુસંગ પછી તેનો પુત્ર ગીજનીખાન ગાદીએ બેઠો, પણ તેના વજીર મહમદખાન ખીલજીએ થોડા જ વખતમા તેને મારી નાખી માળવાનુ તખ્ત પોતે દીનવી લીધુ એટલે માળવામા ઘોરી સુલતાનોને બદલે ખીલજી સુલતાનોનો અમલ શરૂ થયો, ઇ સ ૧૪૩૫

સુલતાન મહમદ ખીલજી શૂરા અને ચતુર હોઇ રાજ્યમા બહુ બાહોશ હતો મેવાડના પ્રખ્યાત કુંભારાણા સાથે એણે લડાઇ કરી, તેમા એનો પરાજય થતા કુંભાના હાથમા તે કેદ પકડાનો પણ પછી કુંભાના આદરાતિથ્યથી ખુશ થયેલા મહમદશાહ અને તેના સાથીઓએ દિલ્હીના સુલતાન સાથેના યુદ્ધમા રાણાજીને જીગર-પૂર્વક મદદ કર્યાથી કુંભાએ તેને માનપૂર્વક છોડી મેલી માળવાની ગાદી તેને પાછી મેળવી આપવામા મદદ કરી મહમદશાહ અને કુંભારાણા વચ્ચે થયેલી મૈત્રી તેમના જીવન પર્યંત અસ્ખલિત ચાલુ રહી ગુજરાત અને ખાનદેશી રાજ્યો સાથે મહમદશાહને હમેશનો અણબનાવ હતો ઈ સ ૧૪૫૧ની ગુજરાત પરની તેની સ્વારી નિષ્ફળ નીવડી હતી પરતુ ખાનદેશી સુલતાન પર તો તેણે પોતાની સરસાઈ સિદ્ધ કરી તેનુ ઇલિચપુર પરગણુ કબજે કર્યું હતુ આ સુલતાન ઈ સ ૧૪૬૮મા મરણ પામતા તેનો પુત્ર ગ્યાસુદ્દીન માળવાનો સુલતાન થયો આ ગ્યાસુદ્દીન સુલતાનને જ મેવાડ નો બહાદુર રાજકુમાર પૃથુરાજ સાદસ કરી તેની પોતાની રાજધાનીમાથી

કેદ પકડી ગયો હતો એ સુલતાને ઘણાં વર્ષ શાંતિથી રાજ્ય કર્યું એના અમલમાં માળવી પ્રજાને જેટલું સુખ મળ્યું તેટલું તે પછીના ઘણાં વર્ષોમાં મળ્યું નહોતું સન ૧૫૦૦માં ગ્યાસુદ્દીન મરણ પામતાં તેના પુત્રો વચ્ચે ગાદી માટે ટંટા થયા, તેમાં આખરે નાસિરૂદ્દીન ફાવ્યો એણે મેવાડ પર ચઢાઈ કરી થોડી ઘણી ફતેહ મેળવી, તે સિવાય બીજી મહત્વની બીના એની કારકીર્દીમાં બની નથી સુલતાન નાસિરૂદ્દીન સન ૧૫૧૨માં મરણ પામતાં તેના પુત્ર મહમદને કેટલીક ખટપટ પછી, મેદનીરાય નામના રજપૂત સરદારની મદદથી ગાદી મળી મેદનીરાયનું ચલણ અતિશય વધી પડતાં તેની અને સુલતાનની વચ્ચે અણબનાવ થયો તેમાં પરિણામે સુલતાનને ગુજરાતમાં નાસી જવું પડ્યું ગુજરાતના સુલતાન મુઝફ્ફર બીજાએ મેદની-રાયની સત્તા તોડી મહમદશાહને ફરી ગાદીએ બેસાડ્યો પણ મેદનીરાયનો પક્ષ ખેંચી સંગ રાણાએ માળવા પર ચઢાઈ કરી અને સુલતાનને જીવતો કેદ પકડી લીધો છતાં તેના ઘા બરાબર રૂઝાવરાવી રાણાએ તેને માનભેર માંડુગઢ જવા દીધો તે પછી ઈ સ ૧૫૨૫માં ગુજરાતના મુઝફ્ફરશાહના મરણ પછી તેના પુત્ર બહાદુરની વિરુદ્ધમાં જે ખટપટો થઈ તેમાં મહ-મદશાહે ભાગ લીધાથી સુલતાન બહાદુરે માળવા પર સ્વારી કરી માંડુ-ગઢ જીત્યો, અને સુલતાન મહમદને કેદ પકડી માળવાના સ્વતંત્ર મુસલ-માની રાજ્યનો અંત આણ્યો, ઈ સ ૧૫૨૬ અભાગી મહમદશાહને કેદી તરીકે ચાંપાનેર લઈ જતાં રસ્તામાં તેનું ખૂન થયું

માળવાના આ સુલતાનોનો અમલ પ્રજાને એકંદર રીતે સુખ કર જ નીવડ્યો તેમાંના કોઇએ પણ પ્રજા પર ધર્મ કે બીજી બાબત સંબંધે જુલમ કર્યો ન હતો, તેથી કેટલાક સુલતાનોને તો આજ પણ ત્યાંના લોકો સંભારે છે.

૭ **ખાનદેશનો ફરૂકીવંશ**—સુલતાન ફિરોજ તઘલખ પછીની અવ્યવસ્થામાં ફિરોજે નીમેલા ખાનદેશના સુબેદાર મલેક ફરૂકીએ પણ ગુજરાત અને માળવાનું અનુકરણ કરી સ્વતંત્રતા જાહેર કરી, તથા માળવાના દિલાવરખાન ઘોરીની પુત્રી સાથે લગ્ન કરી પોતાનો પક્ષ મજબૂત કર્યો આ ફરૂકી વંશનો સ્થાપનાર પોતે ખલિફા ઉમરનો રરૂંવો વંશજ હોવાનો દાવો કરતો હતો એણે ખેતીવાડી સુધારીને પ્રજાની સારી

સંભાળ લીધી. એની રાજધાની તાલનેરમાં હતી. ઇ. સ. ૧૩૯૯માં એનું મૃત્યુ નીપજતાં તેનો વડો પુત્ર નાસિરદ્દીન ખાનદેશનો સુલતાન થયો. આ નાસિરદ્દીને આસિરગઢનો મજબૂત કિલ્લો ત્યાંના હિંદુ રાજા પાસેથી કપટ કરી લીધો. આસિરગઢના હિંદુ રાજાને નાસિરના બાપ સાથે સારી દોસ્તી હતી. એ સ્નેહ સંબંધનો લાભ લઈ, નાસિરદ્દીને ત્યાંના રાજા પાસેથી પોતાનાં બૈરાં છોકરાંને પોતે શત્રુના ભયથી મુક્ત થાય ત્યાં લગી આસિરગઢમાં આશ્રય આપવાની પરવાનગી મેળવી. પછી બૈરાં છોકરાંને બદલે પડદાવાળી પાલખીઓમાં હથિયારબંધ સિપાઈઓ મોકલી એણે તે મજબૂત ગઢનો કબજો મેળવ્યો. ત્યાંના રાજા અને તેના માણસોની અલબત, કતલ કરવામા આવી. નાસિરના આ સાહસ માટે તેને મુબારકબાદી આપવા સારૂ 'ઝૈનુદ્દીન' અને 'બુરાનુદ્દીન' નામના બે મુસલમાન સાધુઓ ખાસ દોલતાબાદથી ખાનદેશમાં આવ્યા. તેમના માનમાં નાસિરદ્દીને ઝૈનાબાદ અને બુરાનપુર નામનાં બે શહેરો તાપીને કાંઠે સામસામાં વસાવ્યાં. તે પૈકી બુરાનપુર સારૂં આબાદ થઇ ખાનદેશની રાજધાની બન્યું. નાસિર ૪૦ વર્ષ રાજ્ય કરી સન ૧૪૩૭માં ગુજરી ગયો. નાસિર પછી ખાનદેશની ગાદીએ ગીઝની આદિલખાન, ગીઝની મુબારકખાન અને બીજો આદિલખાન નામના સુલતાન થયા. એમને બ્રાહ્મણી અને ગુજરાતી સુલતાનોની બારે દહેશત હતી. ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ આદિલખાનના વખતમાં ખાનદેશને પોતાનું ખંડીઉં બનાવ્યું. તે પછી ઘણાં વર્ષ શાંતિથી રાજ્યસુખ ભોગવી આદિલખાન સન ૧૫૦૩માં મરણ પામ્યો. એણે અનેક મહેલો, મસીદો અને વિલાસભવનો બંધાવી તથા પાણીના નળની યોજના કરી બુરાનપુરમાં પોતાનું નામ અમર કર્યું છે. એના અમલમાં બુરાનપુરની આબાદી પુષ્કળ વધી. તે શહેર વેપારનું મોટું મથક થઈ પડ્યું. સોના ચાંદીના સુંદર નકશીકામ તથા રેશમી વસ્ત્રો અને મલમલના બારીક વણાટકામમાં બુરાનપુરની બરોબરીનું બીજું કોઇ સ્થળ આખા દેશમાં નહોતું. હાલ પણ તેટલું સુંદર કામ કોઇ સ્થળે થતું નથી, તો પછી તે વખતની તો વાત જ શી કરવી ?

આદિલખાન પછી તેનો ભાઇ દાઉદ, અને તેની પછી મહમદ એમદાનો બાહેજ આદિલ ત્રીજો ખાનદેશની ગાદીએ બેઠો. આ આદિલશાહે ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહ બીજાની કુંવરી સાથે લગ્ન કર્યું હતું.

ઇ. સ. ૧૫૨૦માં તેનું મરણ થતાં તેનો પુત્ર મીરન મહંમદ ગાદીનશીન થયો. બાબરના આગમન વખતે આ મીરન મહંમદ જ ખાનદેશનો અધિપતિ હતો. તે પછી મહાન મોગલ સમ્રાટ અકબરશાહે ઈ. સ. ૧૫૯૯માં ખાનદેશના રાજ્યને ખાલસા કર્યું, ત્યાં સુધી તે આ ફરૂકીવંશ માં જ ચાલ્યું.

૮. **સિંધના જામશાહ**:-ઇ. સ. ૧૨૨૪માં સુલતાન અલ્તમશે સિંધ પ્રાંતને ખાલસા કરી દિલ્હીના સામ્રાજ્યમાં જોડી દીધા પછી ઇ. સ. ૧૩૨૬ સુધી તે દિલ્હીના સુલતાનોના તાબામાં રહ્યો લાગે છે તે પછી જામ અફ્રા નામના સુમરાવંશી રજપૂત રાજાએ દિલ્હીની ધુંસરી ફગાવી દઇ સિંધ પ્રાંતને સ્વતંત્ર કર્યો. ઇ સ ૧૩૩૮મા જામ અફ્રાનુ મરણ નીપજતા સિંધની ગાદીએ જામ ચૌભાન રાજા ગયો આ જામ ચૌભાને ગુજરાતના રજપૂત બળવાખોરોને આશ્રય આપ્યાથી સુલતાન મહમદ તઘલખે સિંધ પર સ્વારી કરી. પરંતુ એ ચડાઇ દરમ્યાન ઠઠ્ઠા મુકામે સુલતાનનું મૃત્યુ થવાથી જામને સજા કરવાનું કામ અધુરૂ રહી ગયું; તે એના પછી થયેલા સુલતાન ફિરોજ તઘલખે પૂરૂ કરી જામ પર ખંડણી બેસારી. જામ ચૌભાન મરણ પામતા જામ બની સિંધનો રાજા થયો. તેણે ખંડણી આપવી બંધ કર્યાથી સુલતાન ફિરોઝે સિંધ પર ફરી સ્વારી કરી અને જામ બનીને પકડી દિલ્હી લઇ ગયો પણ ત્યા એનો સત્કાર કરી પોતાના માંડલિક રાજા તરીકે તેને પાછો સિંધ જવા દીધો જામ બની ઇ સ. ૧૩૬૭મા મરણ પામ્યા પછી તેનો ભાઇ જામ તિમાજી સિંધનો રાજા થયો તે ઇ સ ૧૩૮૦મા ગુજરી જતા એના વારસે મુસલમાની ધર્મ સ્વીકાર્યો ત્યારથી 'જામ' એટલે મુસલમાની રાજા સમજવામા આવે છે. જામ તિમાજીથી ૧૦મી પેઢીએ નિજામુદ્દીન નંદ નામનો જામ થયો. તેની કારકીર્દીમા કંદહારના તુર્કોએ સ્વારી કરી સિંધનો ઉત્તર ભાગ અને બક્કરનો મજબૂત કિલ્લો જીતી લીધા. તેના શોચમા જામ નિજામુદીનનુ ઇ સ ૧૪૯૨મા મૃત્યુ થયુ, અને તેનો પુત્ર જામ ફિરોજ સિંધની ગાદીએ બેઠો એને અને સલાદીન નામના બીજા એક રાજકુમાર વચ્ચે ગાદીના હક સંબંધી તકરાર હતી, તેમા ગુજરાતના સુલતાન મુજફ્ફરશાહ બીજાએ પોતાના સંબધી સલાદીનનો પક્ષ લીધો, અને ફિરોજને હાંકી કાઢી સિંધમાં પોતાનો અમલ સ્થાપ્યો પરંતુ

થયો હિ. ૧૮ મુલતાનના સુલતાન શાહબેગ અર્ઘૂનને હરાવ્યું જ્યારે તેણે એને નદદ કરી અને સલાહ્દીનને માર્યો પણ પછી ફિરોઝને સુલતાન મેળી અર્ઘૂન પોતે જ સિંધની ગાદી બથાવી પડતા સિંધની જામસત્તાનો લોપ થયો બાબરની સ્વારી વખતે આ શાહબેગ અર્ઘૂનનો પુત્ર શાહ હુસેન અર્ઘૂન સિંધ અને મુલતાનનો અધિપતિ હતો.

૬ કાશ્મીર—સુલતાન મહમૂદ ગીઝનીના સમકાલીન સંગ્રામરાજ પછી ત્રીજી પેઢીએ હર્ષ નામનો રાજા કાશ્મીરના સિંહાસન પર થયો. એ રાજા કનોજના પ્રખ્યાત ગુપ્ત સમ્રાટ હર્ષના જેવો જ વિદ્વાન હોઈ વિદ્યા કળાનો મોટો આશ્રયદાતા હતો. એનું નામ પણ કનોજના હર્ષ જેટલું જ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે હર્ષ પછી કાશ્મીરના સિંહાસન પર ઉચ્ચલ, સુસ્સલ અને જયસિંહ નામના રાજા થયા. રાજતરંગિણીનો લેખક પ્રસિદ્ધ કલ્હણ પંડિત આ જયસિંહના દરબારમાં જ હતો. જયસિંહ પછી સોળ વર્ષની પછી થઈ કાશ્મીરના રાજ્યતંત્રમાં મોટી ઉથલપાથલ થઈ તે પછી ઈ. સ. ૧૩૧૫માં સેનદેવ નામનો રાજા કાશ્મીરની ગાદીએ થયો તેણે શાહમીર નામના એક તુર્ક મુસલમાનને પોતાની નોકરીમાં રાખ્યો હતો તે વધતાં વધતાં સેનદેવના પુત્ર રણચંદ્રની કારકીર્દિમાં પ્રધાન પદે પહોંચ્યો હતો. તેવામાં રણચંદ્રનું મૃત્યુ થતાં કાશ્મરનો રાજા આનંદદેવ કાશ્મીરનું રાજ્ય બથાવી પડ્યો. એ આનંદદેવે સઘળા મુસલમાનોને નોકરીમાંથી બરતરફ કર્યાથી શાહમીરની સરદારી તળે મુસલમાનોએ બંડ કર્યું તેના રાજાનું ખૂન થઈ શાહમીરના હાથમાં કાશ્મીરની ગાદી આવી. ઈ. સ. ૧૩૨૬ આનંદદેવની રાણી કંવળદેવીએ રાજ્ય પાછું મેળવવા બહુ મથામણ કરી, પણ તેમાં એનું કંઈ નહિ વળ્યાથી અંતે કંટાળીને તેણે ઈ. સ. ૧૩૩૯માં શાહમીર ઉર્ફે શમ્સુદ્દીન સાથે લગ્ન કર્યું શમ્સુદ્દીનથી પાંચમી પેઢીએ સિકંદર નામનો સુલતાન કાશ્મીરના તખ્ત પર થયો. તેણે અનેક હિંદુઓને બળાત્કારે વટાળ્યા તથા હિંદુઓના દેવળો તોડી 'બુતશિકન' નું નામ મેળવ્યું. એ કામમાં એના પ્રધાન તરફથી એને સારી મદદ મળી હતી એ પ્રધાન મૂળ બ્રાહ્મણ હોઈ પાછળથી વટલીને મુસલમાન થયો હતો. એ ધ્યાનમાં રાખવા જેવું છે તૈમૂરની સ્વારી વખતે આ સિકંદર જ કાશ્મીરની ગાદીએ હોઈ તે તૈમૂરને શરણે જતાં કાશ્મીર તેના જાલિમ સપાટામાંથી બચી ગયું સિકંદરની પછી ત્રીજી પેઢીએ ઝૈન-ઉલ-આબિદીન

બહુ સારો સુલતાન થઈ ગયો. એણે હિંદુધર્મને વિરોધ કરનારા કાયદાઓ રદ કર્યા, તથા પાછલા રાજાઓએ પાડી નાંખેલાં દેવળો બંધાવી આપ્યાં એ રીતે નિષ્પક્ષપાત ન્યાયથી રાજ્ય કરી તે ઈ. સ ૧૪૭૨માં મરણ પામ્યો. ઝૈન-ઉલ-અબિદીન પછી કાશ્મીરમાં દંગાફિસાદનું જોર પુષ્કળ વધી ગયું, ગાદી માટે પક્ષો બંધાયા અને ધામધુમ મચી રહી. એ સ્થિતિમાં કાશ્મીરનું રાજ્ય ઇ. સ. ૧૫૮૬ સુધી ચાલી, આખરે મહાન અકબરને હાથે ખાલસા થયું.

---

## પ્રકરણ ૧૭ મું

---

## સોળમા સૈકાનાં બીજાં સ્વતંત્ર રાજ્યો–(ચાલુ)

### બ્રાહ્મણી રાજ્ય

**૧. હસન ગંગુ અને બ્રાહ્મણી રાજ્યની સ્થાપના:—** સુલતાન મહમદ તઘલખના સમયમા દિલ્હીમા ગંગુ નામનો એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેના પર સુલતાનની બહુ મહેરબાની હતી. એ ગંગુ બ્રાહ્મણને ત્યા હસન નામનો ગુલામ હતો. હસનની ઇમાનદારીથી ખુશ થઈ ગંગુએ તેને થોડીક જમીન અને બળદની એક જોડ આપી છૂટો કર્યો. તે જમીન ખેડતા ખેડતા નસીબસંજોગે હસનને તેમાથી સોનામહોરો ભરેલો એક ચરૂ જડી આવ્યો. હસને તે ચરૂ પોતે ન રાખતા જમીનના મૂળ માલિક ગંગુ શેઠને અર્પણ કર્યો. ગંગુએ તેની આ ઇમાનદારીની વાત સુલતાન આગળ કરતાં સુલતાને હસનને પોતાની પાસે તેડી મંગાવ્યો અને તેને ૧૦૦૦૦ ઘોડેસ્વારની સરદારી આપી. ગંગુ બ્રાહ્મણે તેની જન્મકુંડળી બનાવી

ભવિષ્ય ભાખ્યુ કે "તને રાજ્ય મળશે" એ વચન સિદ્ધ થાય તો પોતાના રાજ્યના નામ સાથે 'ગંગુ' નુ નામ જોડવાનુ હસને વચન આપ્યુ. આ બનાવ પછી થોડેક વર્ષે દક્ષિણનુ બંડ સળગ્યુ, તે સમાવવા સુલતાન મહમદ દક્ષિણમા ગયો અને ત્યાનો જેવો તેવો બંદોબસ્ત કરી તે ગુજરાતનુ બંડ સમાવવા તે તરફ દોડયો જતી વખતે હસનને તે દક્ષિણના સુબેદારના મદદનીશ તરીકે મૂકતો ગયો તે પછી ગુજરાતના બંડખોરોને દક્ષિણના સુબેદારે આશ્રય આપ્યાથી 'સુલતાન દક્ષિણના બધા મુસલમાન અધિકારીઓને સજા કરનાર છે' એવી ગપ ઉડી એટલે દક્ષિણના સઘળા મુસલમાનોએ ખુ નો બળવો કરી ઇસ્માઇલખાનને પોતાનો સુલતાન બનાવ્યો હસન પણ એ બળવામા સામેલ થયો તેણે સુલતાનની ફોજને વિખેરી નાખી બેદર તથા કંધારીના કિલ્લા કબજે કર્યા તે પછી હસન દોલતાબાદ પાછો ફરતા ઇસ્માઇલ ખાને રાજ્યનો કારભાર રાજીખુશીથી હસનને હવાલે કરી દીધો (તા ૧૨ ઑગસ્ટ ઇ સ ૧૩૪૭) હસને અલ્લાઉદ્દીન નામ ધારણ કરી તેની સાથે 'ગંગુબ્રાહ્મણી'નો ખિતાબ જોડતા તે 'અલ્લાઉદ્દીન હસન ગંગુ બ્રાહ્મણી' નામે પ્રસિદ્ધ થયો સુલતાન થતા જ હસને ગંગુ બ્રાહ્મણને દિલ્હીથી બોલાવી લઇ તેને બહુ માનપૂર્વક પોતાના દરબારમા રાખ્યો એણે કુલબર્ગને રાજધાની કરી તેનુ હસનાબાદ નામ પાડયુ હસનગંગુ અગીઆર વર્ષ ન્યાય અને સદાચરણથી રાજ્ય કરી ઇ સ ૧૩૫૮મા ૬૭ વર્ષની ઉમરે ગુજરી ગયો ધર્મની બાબતમા હસનશાહ દુરાગ્રહી નહોતો અબ્બાસી ખલિફાઓની પેઠે તે પોતાને માથે રાતુ છત્ર ધારણ કરાવતો

૨. હસનગંગુ પછીના બ્રાહ્મણી સુલતાનો —હસનગંગુએ સ્થાપેલુ બ્રાહ્મણી રાજ્ય ઇ સ ૧૫૨૬ સુધી એટલે ૧૭૦ વર્ષ ચાલ્યુ તેની ગાદી પર હસનશાહ પછી કુલ ૧૪ સુલતાન થયા

થયેલો સુલતાન અહંમદશાહ પહેલો બહુ દયાળુ, સદ્દગુણી અને ન્યાયી હોઇ વિદ્યા અને વિદ્વાનોનો પોષક હતો. ગુલામવંશી સુલતાન નાસિરૂદ્દીનની માફક આ બ્રાહ્મણી સુલતાન અહંમદશાહ પણ એક-પત્નીવ્રત પાળનાર હતો. એના રાજ્યમાં એક વાર દુષ્કાળ પડતાં એણે ૧૦૦૦૦ પોઠીઆ તૈયાર કરાવી તેમની મારફત પોતાના રાજ્યમાં બધે સસ્તે દરે ધાન્ય મળે એવી તજવીજ કરી હતી. મહંમદ પહેલા પછી થયેલા સુલતાન ફિરોજની કારકીર્દિમાં બ્રાહ્મણી રાજ્યનો વૈભવ છેક ટોચે પહોંચ્યો. એ સુલતાનને ઘણી ભાષા આવડતી હોઇ પરદેશી વિદ્વાનો સાથે તે તેમની જ ભાષામાં વાતચીત કરતો હતો. એણે આસપાસના રાજાઓને હરાવી બ્રાહ્મણીરાજ્યનો વિસ્તાર વધાર્યો, તથા વિજયનગરના હિંદુરાજા દેવરાયને હરાવી તેની કુંવરીને પોતાની વેરે પરણાવવાની ફરજ પાડી. રંગીલા સ્વભાવને લીધે ફિરોજશાહનું નામ આજ પણ મહારાષ્ટ્રમાં મશહૂર છે. ફિરોજશાહે પોતાની પાછળ અહમદશાહ વલ્લીને વારસ ઠરાવી તેને પોતાને હાથે જ ગાદીએ બેસાડયો, ને તે પછી દશ દિવસ રહીને તે ગુજરી ગયો. આ અહમદશાહ પડે મોટો વિદ્વાન હોઇ સાધુ લોકોને અતિશય માન આપનો હોવાથી એને 'વલ્લી'નું ઉપનામ મળ્યું હતું. એણે વિજયનગરના રાજાને અનેક વાર હરાવી પુષ્કળ લૂંટ મેળવી, તથા વરંગુળના રાજાને હરાવી તેનો ઘણો મૂલક જીતી લીધો. વરંગુળની એ સ્વારી વખતે અહમદશાહને હીરાની એક ખાણ મળી આવી. આ સુલતાને 'અહમદાબાદ બેદર' નામનું શહેર વસાવ્યું, જે આગળ જતા બ્રાહ્મણી સુલતાનોની રાજધાની બન્યું. આ અર્વાચીન બેદરની ધરતી પર જ દમયંતીના પિતા ભીમક રાજાનું કુંદનપુર હતું એવી દંતકથા છે. અહમદશાહ વલ્લી ઇ. સ. ૧૪૩૫માં મરણ પામ્યો. એણે વરંગુળની સ્વારી વખતે અનેક હિંદુઓને બળાત્કારે વટલાવી દક્ષિણમાં મુસલમાન ધર્મનો ફેલાવો કર્યો. અહમદશાહ પછી અલ્લાઉદ્દીન, હુમાયુન જાલીમ અને નિઝામશાહ નામના સુલતાન

થયા. પછી ઇ. સ. ૧૪૬૩ મા મહમદશાહ બીજો બેદરની બ્રાહ્મણી ગાદી પર આવ્યો. એ સુલતાનની નાનપણમા સારી સંભાળ લેવાયાથી તે ઘણો વિદ્વાન થયો. બ્રાહ્મણી સુલતાનોમા ફિરોજશાહથી બીજે નંબરે આ મહમદશાહ જ વિદ્વાન ગણાતો. મહમદ ગવાન નામના બાહોશ અને ચતુર મુત્સદ્દી વજીરને લીધે મહમદશાહની કારકીર્દિ ઘણી જ યશસ્વી નીવડી છતા અદેખા ઉમરાવોની ભંભેરણીથી ભોળવાઇ જઇ મહંમદશાહને હાથે જ એ બાહોશ અને ઇમાની વજીરનુ ખૂન થયુ. તે પછી મહમદશાહ પણ શોક અને પશ્ચાત્તાપ કરતો ઇ. સ. ૧૪૮૨મા મરણ પામ્યો. આ મહમદશાહની કારકીર્દિમા અનાવૃષ્ટિ થઇ ભયંકર દુકાળ પડ્યો, તેમા અસંખ્ય માણસો મરણ પામ્યા. પ્રસિદ્ધ ભક્ત ઠાકુર દામાજીપંત કે જેણે સરકારી કોઠારો લૂટાવ્યા હતા તે આ જ અમલમા થયો હોય એમ લાગે છે. એ મહંમદશાહ પછી તેનો પુત્ર મહમદ ત્રીજો સુલતાન થયો. તેણે ઘણા વર્ષ રાજ્ય કર્યું, પણ તે અરસામા 'દક્ષણી' અને 'પરદેશી'* એ બે મુસલમાન પક્ષોના ટંટા બેહદ વધી ગયા, અને તેને પરિણામે એ સુલતાનની હયાતિમા જ આ મૂળ બ્રાહ્મણી રાજ્યના પાચ ટુકડા પડી પાચ જુદા રાજ્યો સ્થપાયા; તે નીચે પ્રમાણે —

(૧) વરાડની ઇમાદશાહી ઇ. સ. ૧૪૮૪
(૨) અહમદનગરની નિજામશાહી ઇ. સ. ૧૪૮૯
(૩) બીજાપુરની આદિલશાહી ઇ. સ. ૧૪૮૯

* દક્ષિણમા પ્રથમ આવેલા તેમજ દક્ષિણમા જન્મેલા મુસલમાનો સુન્ની પંથના હતા ત્યારે બ્રાહ્મણી રાજ્યની નોકરીમા આવેલા ઇરાની-ઓ તથા મોગલો ઘણે ભાગે શિયા હતા. શરૂઆતમા તો દક્ષિણના સુન્ની મુસલમાનો 'દક્ષણી' નામથી અને પરદેશના શિયા પંથીઓ 'પરદેશી' નામથી ઓળખાયા, પણ પછી વખત જતા દેશી પરદેશીના ભેદ વગર સુન્ની એટલા 'દક્ષણી' અને શિયા એટલા 'પરદેશી' કહેવાયા. બ્રાહ્મણી રાજ્યમા

(૪) બેદરની બેરીદશાહી ઇ. સ. ૧૪૯૨
(૫) ગોવલકોંડાની કુતુબશાહી ઇ. સ ૧૫૧૨

એ રીતે વસ્તુતઃ સન ૧૪૯૩મા બ્રાહ્મણી ગજ્યની સત્તાનો લોપ થયો. છતા તે પછી પણ ચાર નામધારી સુલતાનો થયા. છેલ્લો સુલતાન કરીમઉલ્લા ઇ સ. ૧૫૨૬મા મરણ પામતા હસન ગંગુએ સ્થાપેલા બ્રાહ્મણીવંશનું નામ નિશાન પણ ભુસાઇ ગયુ.

૩. વજીર મહમદ ગવાન—ગવાનનો જન્મ ઇરાનના ગજ-ઉદ્દુમમા ઇ. સ. ૧૪૦૩મા થયો હતો. મોટા થયા પછી તે શાહ તમાસ્પની ઇતગાજીમા આવી પડવાથી ઇરાન છોડી વેપારીને વેશે દેશદેશાવરની મુસાફરીએ નીકળ્યો. ફરતા ફરતા ઇ. સ. ૧૪૪૫મા તે દક્ષિણના દાભોળ બદરે ઉતર્યો, અને બ્રાહ્મણી ગજ્યમા આવ્યો ત્યાના વિદ્વાનોની મુલાકાત લઈ દિલ્હી જવાનો તેનો વિચાર હતો. પણ બ્રાહ્મણી સુલતાન અલાઉદ્દીન બીજાના દિલ પર એના સદ્ગુણોની એવી તો ઉંડી છાપ બેસી ગઇ કે તેણે એને દિલ્હી ન જવા દેતા પોતાના દરબારમા જ રાખી લીધો તે પછી ગવાન પાયરી દર પાયરી આગળ વધી સુલતાન મહમદશાહના વખતમા વજીરપદે પહોચ્યો હતો સુલતાન મહમદ શાહની યશસ્વી કારકીર્દી આ ગવાન વજીરને જ આભારી છે. ગવાન બ્રાહ્મણીરાજ્યનો અત્યત ઇમાની અને હુશિયાર નોકર હોઇ ન્યાય, લશ્કર, કેળવણી વગેરે રાજ્યના સઘળા ખાતામા તેણે અનેક ઉત્તમ સુધારા કર્યાં હતા; એટલુ જ નહિ પણ જમીનની નવેસર માપણી કરી તેણે સરકારને ભરવાના મહેસુલના દર ઠરાવી આપ્યા હતા. એની એ મહેસુલ પદ્ધતિનો અવશેષ આજ પણ મહારાષ્ટ્રમા નજરે પડે છે. મુસલમાનોમા એના જેવો મહાન અને ડાહ્યો પુરુષ તે જમાનામા કોઇ નીપજ્યો નથી એમ કહેવાય છે તેની નિઃસ્વાર્થ બુદ્ધિ અને અનુપમ રાજ્યભક્તિ માટે તેનુ નામ ઇતિહાસ-

માં અમર થયેલું છે. ડહાપણ અને રાજ્યકુશળતા ઉપરાંત તેનામાં બહાદુરી પણ તેવી જ હતી. અજીત મનાતી કોકણપટ્ટી જીતી લઇ તેણે બ્રાહ્મણી રાજ્યમાં સારો વધારો કર્યો હતો. તે જાતે મોટો વિદ્વાન અને કવિ હોઇ અનેક વિદ્વાન નરોને એના તરફથી આશ્રય મળ્યો હતો. ગણિતમાં તેની બરોબરી કરનાર તે વખતે કોઇ નહોતો. સુલતાન મહમ્મદશાહનો પણ એના પર પુષ્કળ પ્રેમ હતો. એના જેવો એકનિષ્ઠ નોકર આપવા માટે પ્રભુનો તેણે અનેક વાર જાહેર આભાર માન્યો હતો. છતાં એ જ સુલતાનને હાથે પોતાના એ માનીતા વજીરનો ઘાત થયો, એ બહુ ખેદની વાત છે. વાત એમ બની કે ગવાન પરદેશી પક્ષનો હતો તેથી દક્ષણી અમીરો તેની સત્તા તોડવાને બહુ જ ઉત્સુક હતા. 'દક્ષણીઓ'ના સઘળા પ્રયત્નો નિષ્ફળ જતા છેવટે તેમણે એક કાવતરૂં રચ્યું. ગવાનની મહોર છાપવાળો ઓરિઆના રાજાને સંબોધી એક બનાવટી કાગળ દક્ષણીઓએ તૈયાર કર્યો, અને પછી તે કાગળ સુલતાનના હાથમાં જાય તેવી યુક્તિ રચી. નીશામાં ચકચૂર બનેલા સુલતાનના હાથમાં એ બનાવટી કાગળ જતા જ તેણે ગવાનને પોતાની રૂબરૂ બોલાવી નિર્દય રીતે મારી નખાવ્યો. એ રીતે ગવાન જેવા સ્વામીનિષ્ઠ વજીરને મારી નખાવી 'રાજાઓ કાચા કાનના હોય છે' એ લોકમાન્યતા મહમ્મદશાહે ખરી કરી બતાવી.

કોકણની જીત પછી ગવાને પોતાની બધી દોલત ગરીબોને ખેરાત કરી દીધી હતી, તેમજ દર શુક્રવારે તે છુપા વેશે શહેરમ ફરી ફરી પોતાની પાસે ભેગા થયેલા પૈસા ગરીબોને વહેંચી દેતો અને કહેતો કે "આ દાન રાજાએ મોકલ્યું છે." છતાં ગવાન પાસે અઢળક દોલત છે એમ મહંમદશાહનું માનવું હતું. પણ એના મૃત્યુ પછી શાહે એના ખજાનાની ખોળ કરાવી તો સઘળાના આશ્ચર્ય વચ્ચે એના મહેલમાંથી એક સૂવાની ચટાઇ અને રાંધવા સારૂ માટીનાં ઠોબરાં એટલું જ એની પોતાની ઇસ્કયામત તરીકે નીકળ્યું.

બાકી જે બે ખજાના નીકળ્યા તે પૈકી એક સરકારી હોઈ તેમાં ૧૫૦૦૦ ની શીલક હતી, અને બીજો ગરીબોનો ખજાનો હોઈ તેમાં રૂ. ૩૦૦ની શીલક હતી. વિશેષમાં એવું પણ માલુમ પડ્યું કે ઇરાનથી પોતાની સાથે આણેલી રૂ. ૪૦૦૦૦ ની રકમમાંથી તે વેપાર કરતો, અને તેમાં જે નફો થતો તેમાંથી દરરોજ બે રૂપિયા તે પોતાના ખાણા માટે અને બે રૂપિયા પોષાક વગેરે માટે ખર્ચતો. આ પ્રમાણે તેનો ખાનગી વર્તનક્રમ જાણી શાહને તેમજ ગવાનનાં શત્રુઓને બહુ અજાયબી ઉપજી. શાહને પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ થયો અને એ પરિતાપમાં જ તે ઝુરી ઝુરીને મરણ પામ્યો. મહમદ ગવાન ખરે જ ! એક મહા પુરુષ થઈ ગયો.

**૪. બ્રાહ્મણી અમલમાં દેશની સામાન્ય સ્થિતિઃ—**

સમાજ

બ્રાહ્મણી સુલતાનો પ્રજાને સુખ આપતા, અને હિંદુઓને ધર્મની બાબત વગરજોગટનો ત્રાસ આપતા નહોતા. છતાં પણ હિંદુઓને દરબારમાં મોટા મોટા અધિકાર મળતા નહોતા. બ્રાહ્મણી રાજ્યમ મુખ્યત્વે કરીને હિંદુઓની જ વસ્તી હતી, છતાં પણ હબસી, તુર્કી, ઇરાની, મોગલ વગેરે પરદેશી લોકોની જ રાજકાજમાં ભરતી થતી. એ પરદેશી લોકોને જ રાજ્યાશ્રય અને જાગીરો મળતાં. હિંદુઓને નોકરી મળતી તો તે હલકા દરજ્જાની જ—કારકુનીની જ. વસ્તીનો મોટો ભાગ ખેતી, દુકાનદારી વગેરે ખાનગી ધંધા કરીને શાંતિપૂર્વક રહેતો. ધર્મનો પ્રતિબંધ નહિ હોવાથી બ્રાહ્મણી રાજ્યની પ્રજાને ઉત્તરનાં મુસલમાની રાજ્યોની સરખામણીમાં વધારે નિરાંત રહેતી. હિંદુ લોકોની 'ગ્રામસંસ્થા' અથવા 'ગ્રામપંચાયત પદ્ધતિ' આ બ્રાહ્મણી અમલમાં દિવસે દિવસે મજબૂત બનતી ગઈ.

વેપાર

બ્રાહ્મણી રાજ્યના સમયમા પરદેશ સાથેનો વેપાર ખૂબ ખીલ્યો હોઈ, તે ઘણે ભાગે કાફલાઓના હાથમાં હતો. એ વેપારી કાફલાઓ યૂરોપનો તથા ઉત્તર અને

પશ્ચિમ એશિયાનો દરેક પ્રકારનો માલ દક્ષિણમા લાવતા, અને દક્ષિણનો માલ તે મૂલકોમા લઇ જતા પશ્ચિમ કિનારા પર પોર્ટુગીઝ લોકોએ કોઠીઓ ઘાલી ધીરે ધીરે પોતાનો પગદંડો જમાવવા માડ્યો હતો

રાજ્યવ્યવસ્થા

પરદેશી વેપારીઓએ લખેલી હકીકત પરથી જણાય છે કે બ્રાહ્મણી રાજ્યમા વેપારની સગવડ માટે સારી સડકો હોઇ રસ્તા ઉપર ચોર લૂટારાનો ભો નહોતો તેમજ બબ્બે માઇલને છેટે ગામો વચ્ચેના હોઇ સર્વ મુલક આબાદ હતો આ ઉપરથી જણાય છે કે બ્રાહ્મણી સુલતાનોની રાજ્યવ્યવસ્થા પણ સંગીન હતી

વિદ્યાકળા

એ રાજ્યમા સઘળી કોમના લોકોને શિક્ષણ મળવાની સવડ જો કે નહોતી થઇ, તોપણ મુસલમાનો માટે તેવી ગોઠવણ તો દરેક ગામડામા હતી ફારસી અને અરબી ભાષા વગરખર્ચે શીખી શકાતી બેદરની પાઠશાળા બહુ વખણાતી નૃત્ય, ગાયન વગેરે રાજ્યાશ્રયથી ખીલનારી લલિત કળાઓ પણ પૂર્ણ આબાદીમા હતી

## વિજયનગરનું હિંદુ મહારાજ્ય

૫. ઉત્પત્તિ અને હકીકત —ફેરિસ્તાની હકીકત મુજબ વરંગુળના નાશ પછી હરિહર અને બુક્ક નામના બે રાજવંશી ભાઇઓ અનાગોંડીના રાજાને આશ્રે આવી રહ્યા હતા ત્યા એમને દીવાનગીરી અને બીજાને ખજાનચીના ઓદ્ધા મળ્યાથી તેઓ થોડા જ સમયમા નામાંકિત થયા તે પછી અનાગોંડીના રાજાએ સુલતાન મહમદ તઘલખના એક બડખોર ભત્રીજાને આશ્રય આપ્યાથી સુલતાને અનાગોંડી પર ચઢાઈ કરી તે રાજ્યને તોડ્યુ, અને ત્યા મલેક નામના સુબાને મૂક્યો એ રીતે અનાગોંડી રાજ્યનો નાશ થવાથી હરિહર અને બુક્કે માધવાચાર્ય ઉર્ફે વિદ્યારણ્ય નામના એક વિદ્વાન સાધુના ઉત્તેજનથી તુંગભદ્રા નદીને તીરે, રામાયણમા પ્રસિદ્ધ થયેલી કિષ્કિંધા નગરીના ખંડિયેર પાસે એક નવીન શહેર

વસાવ્યું. અને તેનું નામ વિજયનગર પાડ્યું, ઇ. સ. ૧૩૩૫. આણી તરફ મલેકથી અનાગોંડીનો બંદોબસ્ત રખાયો નહિ. તેથી સુલતાને છેવટે હરિહરને ત્યાંનો માંડલિક રાજા બનાવી બુક્કને તેનો દીવાન નીમ્યો, ઇ. સ. ૧૩૪૪. એ રીતે વિજયનગરના રાજ્યની શરૂઆત થઇ. આગળ જતાં તે દક્ષિણાંત હિન્દુસ્તાનનું જબરદસ્ત મહારાજ્ય થઇ પડ્યું, અને એણે બસો વર્ષ લગી મુસલમાનોને કૃષ્ણા નદી ઓળંગતા ખાળ્યા. એ રાજ્યને દક્ષિણના બ્રાહ્મણી સુલતાનો સાથે સતત લડાઇઓ થયા કરતી, અને તેમાં મોટે ભાગે વિજયનગરને જ ખમવું પડતું છતાં એ બ્રાહ્મણી સલ્તનતના ભાગલા પડયા પછી તો વિજયનગરની જ સરસાઇ થઇ હતી.

વિજયનગરની ગાદી પર ત્રણ રાજવંશો થયા. પહેલો વંશ હરિહર અને બુક્કનો ઇ. સ. ૧૪૯૦ સુધી ચાલ્યો. એ વંશમાં દેવરાય પહેલો નામનો રાજા પંદરમા સૈકાના પ્રારંભમા થયો. તેણે બ્રાહ્મણી હકુમતમા આવેલા મુદ્દગળના એક સોનીની ખુબસુરત છોકરી પર મોહ પામી તેને બળાત્કારે હરી લાવવાનો યત્ન કર્યો. તેથી બ્રાહ્મણી સુલતાને ક્રોધે ભરાઇ તેના પર ચડાઇ કરીને તેને હરાવ્યો, અને તેની રાજકુંવરીને પોતાની વેરે પરણાવવાની ફરજ પાડી. આ પહેલા વંશના રાજા નબળા પડતા વિરૂપાક્ષરાયની કારકીર્દીમાં નરસિંહરાય નામનો સરદાર રાજગાદી પોતાના વંશમા લઈ ગયો.

આ બીજો વંશ 'નરસિંહ વંશ' તરીકે ઓળખાય છે. એ વંશ જોકે ચાલ્યો તો ઠેઠ લગી, પણ છેલ્ના બે રાજાઓને મરાઠી રાજ્યના પેશ્વાઓની માફક તમના પ્રધાનોએ છેક જ સત્તાહીન કરી સઘળી રાજસત્તા પોતાને હાથ કરી લીધી હતી. તેથી એ પ્રધાનોનો વંશ તે ત્રીજો વંશ કહેવાયો.

નરસિંહ વંશમાં કૃષ્ણદેવરાય નામનો રાજા બહુ પરાક્રમી થઇ ગયો. વિજયનગરના રાજાઓમા એ જ સૌથી મહાન ગણાય છે. એણે

દખ્ખણનાં મુસલમાની રાજ્યો પર સ્હે બેસાડી બીજાપુરના આદિલ-શાહ પર મોટી ફત્તેહ મેળવી હતી. વિજયનગરની એ જીતથી મુસલમાની રાજ્યો હરખડી ગયાં, ત્યારે વિજયનગરવાળા ગર્વથી ફુલાઇ ગયા. ગર્વમાં ને ગર્વમાં કૃષ્ણદેવરાયે આદિલશાહનું ઘણું અપમાન કર્યું, તેથી મુસલમાનો અત્યંત ચીડવાયા.

કૃષ્ણદેવરાય ઇ. સ. ૧૫૩૦માં મરણ પામતાં તેનો ભાઇ અચ્યુત રાય ગાદીએ બેઠો પણ તે તદ્દન બીકણ હોઇ રાજ્ય ચલાવવા માટે બીલકુલ નાલાયક હતો. તેથી રંગરાય ઉર્ફે તિમ્માપા નામના પ્રધાનના હાથમાં સઘળી રાજસત્તા ગઇ. રંગરાય પછી તેના ત્રણ પુત્ર રામરાય, તિરૂમલ અને વ્યંકટાદ્રિએ એકસંપે કારભાર કર્યો. છેલ્લો રાજા સદાશિવરાય તો લગભગ કેદીની સ્થિતિમાં હતો. આમ છતાં કાગળ પત્રોમાં તેનું નામ ચાલતું અને વર્ષમાં એક દિવસ ત્રણે પ્રધાનભાઇઓ તેને મુજરો કરી આવતા. બ્રાહ્મણી રાજ્યોના કુસંપનો લાભ લઇ રામરાયે તેમના પર પોતાનું સર્વોપરીપણું ઠોકી બેસાડયું હતું. પણ આખરે તેના ઉદ્ધત વર્તનથી કંટાળી જઇ દખ્ખણના પાંચે મુસલમાની રાજ્યોએ સંપ કર્યો, અને તાલિકોટની પ્રસિદ્ધ લડાઇમાં તેનો તથા વિજયનગરના મહારાજ્યનો નાશ કર્યો, ઇ. સ. ૧૫૬૫.

૬. માધવાચાર્ય ઉર્ફે વિદ્યારણ્ય અને સાયણાચાર્યઃ—એ બને મહાપુરુષ ભાઇઓ ઇ. સ. ના ચૌદમા સૈકામાં થઇ ગયા. એમના પિતાનું નામ <u>માયણ</u> અને માતાનું નામ <u>શ્રીમતિ હતું</u>. તેઓ બંને સમર્થ વિદ્વાનો હોઇ તેમણે અનેક ગ્રંથો રચ્યા છે, જેમાના કેટલાક તો આજ પણ પ્રમાણભૂત મનાય છે. માધવની ઉત્તમ વિદ્વત્તાને લીધે એને વિદ્યારણ્યનો ઇલ્કાબ મળ્યો હતો; એટલું જ નહિ પણ શૃંગેરી મઠના શંકરાચાર્ય તરીકે પણ એની નીમણુંક થઇ હતી. તેવામાં મુસલમાનોએ શૃંગેરીમઠનો નાશ કીધાથી માધવનો ધર્માભિમાનનો જુસ્સો જાગૃત થયો, અને તેણે હરિહર તથા બુક્ક

નામના રાજવીરોને ઉશ્કેરી વિજયનગરના હિંદુ રાજ્યની સ્થાપના કરાવી ચંદ્રગુપ્તના ચાણાક્ય જેવા આ માધવાચાર્યે અનેક વર્ષ લગી વિજયનગરનું પ્રધાનપદ કરી એ રાજ્યની કીર્તિ અને વિસ્તાર ખૂબ વધાર્યો તે પછી ૬૦ વર્ષની ઉંમરે તેમણે સંન્યાસ લઇ આનંદતીર્થ નામ ધારણ કર્યું, અને શ્રી રામાનુજાચાર્યના વૈષ્ણવ સંપ્રદાયના કેટલાક સિદ્ધાંતોમાં સુધારો વધારો કરી મધ્વસંપ્રદાય* ચલાવીને દક્ષિણમાંના જૈન ધર્મનું જોર તોડયું. ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, ન્યાય, વ્યાકરણ, વૈદક વગેરે અનેક વિષયો પર એમણે પુષ્કળ ગ્રંથો લખ્યા છે, જેમાંના કેટલાકમાં એમણે પોતાના નાનાભાઇ માયણાચાર્યની મદદ લીધી હતી એ ગ્રંથો પૈકી પારાશરમાધવ, માધવનિદાન, શંકરદિગ્વિજય, પંચદશી વગેરે તો આજ પણ પ્રસિદ્ધ છે માધવાચાર્યે પોતાના ગ્રંથોની અનેક નકલો કરાવી તેમાંની કેટલીક જમીનમાં દટાવી હતી તે પૈકી કેટલીક નકલો કર્નલ કૉલિન મેકેન્ઝી નામના ગૃહસ્થે ઇ સ ૧૮૨૬માં મજૂરો પાસે ખોદાવી કઢાવી હતી। માધવાચાર્યે ૮૦ વર્ષની ઉંમરે પંપાક્ષેત્રમાં દેહત્યાગ કર્યો

માધવાચાર્ય પછી સાયણાચાર્યે પણ વિજયનગરનું પ્રધાનપદ લાંબો વખત ભોગવી સારો યશ મેળવ્યો વેદ ઉપર લખેલું સાયણાચાર્યનું ભાષ્ય આજ પણ પ્રમાણભૂત મનાય છે

ધર્મ અને રાજ્યસત્તાને પરસ્પર સહાયભૂત બનાવવા માટે આ બે વિદ્વાન મુત્સદ્દી ભાઇઓનાં નામ હિંદુસ્તાનના ઇતિહાસમાં ખાસ યાદ રાખવા જેવાં છે સત્તરમા સૈકામાં થયેલા શિવાજી મહારાજે પણ એમનું જ અનુકરણ કર્યું લાગે છે

૭ **વિજયનગરનો વૈભવ**—પંદરમા સૈકામાં આવેલા ઘણા પરદેશી મુસાફરોએ વિજયનગરની જાહોજલાલીના વૃત્તાંત લખ્યા

* મધ્વ સંપ્રદાયના પ્રવર્તક માધવાચાર્ય ઉર્ફે મધ્વાચાર્ય અને આ માધવાચાર્ય જુદા હતા, એમ કેટલાકનું માનવું છે

છે. તેમાં વેનિસના નિકોલાકોંટી અને ઇરાનના અબ્દુર : વૃત્તાંત મુખ્ય છે. એ વૃત્તાંતો પરથી જણાય છે કે વિ શહેર એક ઉંચા ડુંગરની તળેટીમાં વસેલું હોઇ તેનો ઉત્તર લંબાઇ ૧૨ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૦ માઇલ શહેરને ફરતા સાત કોટ હોઈ તેમની બીતો પર્વતની હારો ઉંચી હતી, અને તેની આજુબાજુ ઉંડી ખીણો આવેલી નગરમાં ભવ્ય મહેલો, સુંદર દેવાલયો, ઉત્તમ પાઠશાળાઓ મોટા મોટાં હાટ ને બાગબગીચાની શોભા અવર્ણનીય હતી. વાટે નગરજનોને પાણી પૂરૂં પાડવાની ગોઠવણ હોઇ ઠામ ઠામ ફુવારા અને નળની ટાંકીઓ જોનારને છક કરી દેતા. વિજયન સર્વ પ્રકારના વેપારની ભારે ધમાલ હોઇ ઝવેરાતના વેપાર તેની ખાન ખ્યાતિ હતી. વિજયનગરના રાજ્યમાં હીરાની મોટી ખાણો હતી અને તેમાંથી સઘળા જગતને હીરા પૂરા હતા. હીરાની એવી મોટી ખાણો પૃથ્વી પર તે વખતે બીજે ઠેકાણે નહોતી. દેવાલયોમાં તેમજ સરદાર અને અન્ય ગૃહસ્થ ઘરોમાં અપાર સંપત્તિ એકઠી થઇ હતી. મહાનવમીના વા ઉત્સવ પ્રસગે એ સઘળી દોલત બહાર નીકળતી, જે જોઇ પર લોકો દિઙ્મૂઢ બની જતા. કોંટીના જણાવ્યા પ્રમાણે રાજાની નાતમા ૧૨૦૦૦ સ્ત્રીઓ ખડેપગે તૈયાર રહેતી, તેમાંની ચાર હ રાજાની સ્વારી સાથે પગે ચાલતી, ચાર હજાર રસોઇખાનામાં રે ઘોડા પર સ્વારી કરતી, અને બાકીની ચાર હજાર જનાનખાન સેવામાં રહી બહાર નીકળતી વખતે પાલખીમાં બેસતી.

ઇતિહાસકાર ફેરિસ્તો લખે છે કે "વિજયનગરના રાજ સત્તા બ્રહ્મણી સુલતાન કરતાં ઘણી જ મોટી હતી. સઘળું દક્ષિણ હિંદ અને ઓડીસા સુદ્ધા સઘળો પૂર્વ કિનારો તેમના તાબા હોઇ ગોવા વગેરે અનેક બદરો તેમના કબજામા હતાં માંગલોર તેમનો એક મોટો દરિયાઇ કાફલો રહેતા હતા, ને તેની ધાકે સીલોન

તેનાસરીમ વગેરે સ્થળોના વકીલો મૂલ્યવાન નજરાણાં લઈને રામની પાસે આવતા હતા.”

અર્થાત્ કે વિજયનગર મહારાજ્યનાં વૈભવ અને કીર્તિ અનુપમ હતાં, એમાં તો જરાયે શક નહિ.

---

## પ્રકરણ ૧૮ મું

---

## તુર્ક–પઠાણ અમલમાં દેશની સ્થિતિ

૧. રાજ્યવ્યવસ્થાઃ—મુસલમાની અમલના આ કાળમાં રાજ્યવ્યવસ્થાનું કોઈ ચોક્કસ ધોરણ ઠરેલું નહોતું. સામાન્ય રીતે સબળા જ સુલતાનોનો અમલ આપખુદ હતો. માત્ર પોતાનું ખૂન થવાની કિંવા બંડ થઈ રાજ્ય જતું રહેવાની ધાસ્તી સિવાય તેમની એ આપખુદી પર બીજો કોઈ જ પ્રકારનો અંકુશ નહોતો. રાજ્યકર્તાઓના સ્વભાવ અને લહેર ઉપર પ્રજાનાં સુખ-દુઃખનો સંપૂર્ણ આધાર રહેલો હોવાથી રાજ્યકારોબાર ક્ષણમાં સુખરૂપ તો બીજી ક્ષણે દુઃખરૂપ થઈ પડતો. એકાદા અમલમાં રાજ્યચક્ર આખા દેશમાં ફરી વળતું, તો બીજાની કારકીર્દીમાં તે એટલો સંકોચ પામી જતું કે તેની આગલી નિશાની મળવી મુશ્કેલ થઈ પડતી. એકંદરે એ સમયના મુસલમાની રાજ્યોને ટકી રહેવા માટે લશ્કરી બળ સિવાય બીજો કોઈ જાતનો આધાર નહોતો. રાજ્યકર્તાઓ લોકોની મુલાકાત લેવામાં આળસ કરતા નહિ, પોતે

ઘણું કામ કરતા, અને કુરાનના નિયમો મુજબ વર્તીને રૈયતની ખબર અંતર જોતા. ન્યાયના કામ માટે કુરાન ભણેલા કાજીઓની ગોઠવણ થતી. આરંભના મુસલમાનો ધર્મઝનૂનથી ભરેલા હોવાથી તેમણે હિંદુઓના કાયદા માન્યા નહિ. ધર્મશાસ્ત્રનો ઉપયોગ બહુ બહુ તો મિલ્કતનો વારસ ઠરાવવા વગેરે પ્રશ્નોમાં તાણી તુસીને થતો. અમુક સુલતાન ન્યાયી હતો એમ કહેવાનો અર્થ એટલો જ કે તે સગાસંબંધીની શરમ રાખ્યા વગર કુરાનના કાયદા મુજબ નિષ્પક્ષપાતપણે વર્તતો. રાજ્યકારભારમાં હિંદુઓનો બીલકુલ હાથ નહોતો, કારણ કે કારકુની અને એવી હલકી નોકરી સિવાય માન અને અધિકારવાળી જગાઓ તેમને મળતી જ નહિ જજીયા વેરો સઘળા જ સુલતાનોએ વસૂલ કર્યો લાગે છે. મહેસુલ ધાન્યને બદલે નાણાંમાં લેવાનો રિવાજ મુસલમાનોએ દાખલ કર્યો મોટા શહેરોમાં પોલીસ અને કોટવાળોની નીમણુક થતી, પણ ગામડાઓના રક્ષણ અને બંદોબસ્તનું કામ તો સ્થાનિક ગ્રામપંચાયતો દ્વારા જ થતું. સરકારના ઉપયોગ માટે ઘોડેસ્વાર તેમજ પેદલ ટપાલની સવડ કરવામા આવી હતી. જાહેર કેળવણી માટે પાઠશાળાઓ સ્થપાઇ હતી, પણ તેમાં અરબી અને ફારસી ભાષા જ શીખવાતી હોવાથી સામાન્ય રૈયતને તે ઉપયોગની નહોતી. ઘણા સુલતાનો વિદ્વાના આશ્રયદાતા હતા એમ કહ્યું છે, તેનો અર્થ એટલો જ કે સિરિયા, અરબસ્તાન, ઇરાન વગેરે દેશોમાથી આવેલા અનેક વિદ્વાનોને તે સુલતાનો તરફથી આશ્રય મળતો. પરંતુ એવા વિદ્વાનોને હાથે દેશોપયોગી કંઇ કામ થયાનું જણાતું નથી.

૨. લોકસ્થિતિઃ—તેરમા, ચૌદમા અને પંદરમા સૈકામા, યુરોપની પેઠે હિન્દુસ્તાનની રાજ્યવ્યવસ્થા પણ એકંદર રીતે અણઘડ અને જુલમી હતી ઝનૂની મુસલમાનોને હાથે દેવાલયો અને મૂર્તિઓ તૂટવાના તથા લૂંટફાટ વગેરેના અનેક નહિ ઇચ્છવા જોગ બનાવ બન્યા, છતાં કેટલીક બાબતોમાં તે પરદેશી રાજ્યકર્તાઓ તરફથી

હિંદુઓને બીલકુલ ઉપદ્રવ થતો નહોતો. હિંદુઓની પ્રાચીન 'ગ્રામ-પંચાયત પદ્ધતિ' જેમની તેમ ચાલુ રહી હતી. પ્રત્યેક ગામ પોતાની હદમાં એક નાના સરખા પ્રજાસત્તાક રાજ્ય જેવું હતું. રાજ્યતંત્રમાં વારંવાર થતી ઉથલપાથલોની અસર રાજધાનીને અને બહુ બહુ તો મોટાં શહેરોને પહોંચતી. ગામડામાં વસતી ૯/૧૦ વસ્તીના વહેવારને ઉની આચ આવતી નહિ. 'જજીયા વેરો અને સરકારી મહેસુલ ભર્યા એટલે આપણો સરકાર સાથેનો સંબંધ પૂરો થયો' એમ સરળ ગામડાવાસીઓને લાગતું. પોતાનું સંરક્ષણ પોતે કરી લેવાની શક્તિ તથા પોતાની ફરિયાદોનો નિકાલ પોતાની 'ગ્રામપંચાયત' મારફત કરાવી લેવાની રીતિનીતિ લોકોમાં હતી. મુસલમાનોનો અમલ ગમે તેટલો જુલમી હશે, છતાં પણ લોકો પોતાના કામની વ્યવસ્થા પોતે જ રાખે, એમાં જે એક પ્રકારની અમૂલ્ય સ્વતંત્રતા રહેલી છે તેની સ્વતંત્રતાની લહેજત લોકોને તે કાળમાં અખંડિત મળ્યા કરી હતી. કદાચ કોઈ જુલમી રાજા ગામનાં ગામ લૂંટી બાળી ઉજ્જડ કરતો એ ખરૂં, તથાપિ એથી આખા દેશને હાનિ પહોંચતી નહિ. અર્થાત્ કે એ 'ગ્રામસંસ્થાઓ' નષ્ટ થઈ જવાથી હાલમા દૂરના ગામડાના ખુણામા રહેનાર માણસને પણ પોતાના જાનમાલની સલામતી અને ન્યાય માટે કેવળ સરકાર પર જ આધાર રાખવાની જે બુરી ટેવ પડી છે અને તેથી જે નિર્માલ્યતા આવી છે તેવી સ્થિતિ નિદાન તે વખતમા નહોતી.

બીજી જે એક બાબતમા હિંદુઓની સ્વતંત્રતા કાયમ રહી હતી તે વિદ્યાશિક્ષણની બાબતમા. ઠેકાણે ઠેકાણે હિન્દુઓની જે વિદ્યાપીઠો હતી, તેમની તરફથી પ્રજાના શિક્ષણનું કામ સારી રીતે થતું હતું. સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથો રચવાનું કામ પહેલાની પેઠે જ આ કાળમા ચાલુ હતું. કારીગરી અને ઉદ્યોગ ધંધો પહેલાની પેઠે જ હિંદુઓના હાથમા હતો. ઉલટું મુસલમાનો મોજ-શોખી થતા ગયાથી કારીગરીને એક પ્રકારનું ઉત્તેજન જ મળતું ગયું. ખેતી અને તેને લગતા સર્વ ધંધા હિંદુઓ કરતા. અંદરોઅંદર

ચાલતા વેપારની લાવલદેજ હિંદુઓના જ હાથમાં હતી, અને વહાણોનો ધંધો પણ તેમના જ હાથમાં હતો. તેમાં મુસલમાન રાજ્યકર્તાઓએ સ્વાર્થદષ્ટિ કદી રાખેલી નથી. દેશમાં ઠેકઠેકાણે શાળો ચાલતી હોઇ તેના પર તૈયાર થતું વિવિધ તરેહનું ઉંચી જાતનું કાપડ દેશને પૂરૂં પડવા ઉપરાંત જથાબંધ દેશવર ખાતે નિકાશ થતું અને તેની યુરોપ અને એશિયાનાં બજારોમાં હોંસે હોંસે ખપત થતી હતી. પ્રસંગોપાત્ લૂંટફાટના પ્રસંગ બનતા, પરંતુ રાજ્યકર્તાઓએ હિંદુસ્તાનમાં જ કાયમનો વસવાટ કરેલો હોવાથી એ લૂંટનો પૈસો પણ દેશમાં જ રહેતો અને દેશમાં જ ખર્ચાતો. અર્થાત્ કે ખાધાપીધાની અને પહેરવાઓઢવાની બાબતમાં તે વખતે કોઇને દુઃખ નહોતું.

**૩. ધાર્મિક ચળવળોઃ**—આગળ જણાવ્યા પ્રમાણે શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયો જ આ સમયમાં પણ જનસમૂહના સામાન્ય ધર્મો હતા. રામ અને કૃષ્ણની ભક્તિ લાખો લોકોમાં પ્રસરી બહુ લોકપ્રિય બની હતી. ઇ. સ.ના ૧૨ થી ૧૫ મા સૈકાના અરસામાં રામાનુજાચાર્ય, માધવાચાર્ય, રામાનંદ, ચૈતન્ય અને વલ્લભાચાર્ય જેવા ધુરંધર આચાર્યોએ એક પછી એક પેદા થઈ ભક્તિમાર્ગના વિવિધ મતો સ્થાપ્યા. તેને લઈ વૈષ્ણવ સંપ્રદાયનો દેશભરમાં પ્રચાર થયો. હિંદુ મુસલમાનોના સહવાસની પરસ્પર અસર નીપજી તે બંનેને માટે સામાન્ય ધર્મ નીપજાવવાના પ્રયત્નો પણ એ જ અરસામાં થયા. એવા પ્રયત્ન કરનારામાં કબીર, નાનક અને દાદુ મુખ્ય હતા.

**૪. શ્રીરામાનુજાચાર્યઃ**—વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરનારા આચાર્યોમાં શ્રીરામાનુજ પહેલા આચાર્ય ગણાય છે. એ મહાપુરુષનો જન્મ ઇ. સ ૧૧૧૯ માં થયાનું જણાય છે. એમનું જન્મસ્થાન દ્રાવિડ દેશનું શ્રી પેરુમુદુર—ભૂતપુરી નામનું ગામ હોઇ તેમના પિતાનું નામ કેશવાચાર્ય અને માતાનું નામ કાન્તિમતી હતું. યજ્ઞોપવીત પછી પોતાના મામાને ઘેર રહી તેમણે વેદશાસ્ત્રોનો

અભ્યાસ શરૂ કર્યો, અને યોગ્ય સમયમાં તેમાં પારંગત થઇ તેઓ મહા વિદ્વાન થયા. તે પછી તેમણે પોતાના ગામમાં એક આંબલીના ઝાડ તળે આસન જમાવી કેટલોક વખત શ્રીરામચંદ્રની ઉપાસના કરી, અને અનુભવને અંતે સંસારસુખની તીવ્ર ઇચ્છાવાળા જીજ્ઞાસુ જીવોનું લક્ષ ઇશ્વરભક્તિ તરફ વાળવાનો દૃઢ સંકલ્પ કર્યો. તે માટે તેમણે વેદ અને ઉપનિષદ્‌નો કંઇક ગૂઢ આધાર લઈ જનપ્રિય લાગે એવી ઉપાસના તથા ભક્તિનો મનોરંજક વિશિષ્ટાદ્વૈત સંપ્રદાય ચલાવ્યો. શૈવમાર્ગની સામે માથું ઉઠાવીને તેમણે કહ્યું કે "વિષ્ણુ એ જગતનું આદિકારણ અને સરજનહાર એક અદ્વિતીય બ્રહ્મ છે." ઘણા શૈવમાર્ગીઓ વૈષ્ણવ પંથમાં દાખલ થયા અને તેમનો સંપ્રદાય ધીમે ધીમે વધવા લાગ્યો. તેવામાં દક્ષિણના ચોલ રાજાના જુલમથી તેમને મ્હૈસુર નાસી જવું પડ્યું. ત્યાંના રાજાની કુંવરીને ભૂત વળગ્યું હતું, તે તેમણે કાઢ્યાથી રાજાએ ખુશી થઇ તેમનો વૈષ્ણવ માર્ગ અંગીકાર કર્યો. તે પછી શ્રીરામાનુજાચાર્યે પર્યટણ કરી પોતાના સંપ્રદાયનો પ્રચાર કર્યો. પચાસ વર્ષની ઉમરે તેમણે સંન્યાસ લઇ ભજન મનનમાં બાકીનું આયુષ્ય ગાળ્યું. તેમના શિષ્યો તેમને શેષનો અવતાર માને છે. તેમની આબેહુબ ધાતુની મૂર્તિ કરીને તેમના મઠમાં રાખવામાં આવી છે. આ સંપ્રદાયના મૂળ ૭૦૦ મઠ હતા, પણ હાલ તેમાંની માત્ર ચાર જ ગાદી કાયમ છે. એક ગાદી તાદીરમાં છે તેનું નામ તિંગળ છે. બીજી ગાદી ગળતા ગામમાં છે. ત્રીજી અહોબળી મઠમા વડમળ નામે છે, અને ચોથી ગાદી રેવાસામા છે. રામાનુજ સંપ્રદાયને 'શ્રી' સંપ્રદાય પણ કહે છે. એ સંપ્રદાયમાં સાધુઓ તેમ જ ગૃહસ્થીઓ બંને પ્રકારના લોક હોય છે. એ મતવાળાઓ કપાળમા 'શ્રી' આકારનું તિલક કરે છે, ને ગોપીચંદન વગેરે વાપરે છે. સાધુઓ દંડકમંડળ રાખતા નથી.

શ્રીરામાનુજાચાર્યે વ્યાસસૂત્રભાષ્ય, ગીતાભાષ્ય, વિષ્ણુસહસ્રનામ ઇત્યાદિ અનેક સારા ગ્રંથો રચ્યા છે.

૫. રામાનંદ—આ મહાપુરુષ ઇસ્વીસનના ૧૪મા સૈકાના આરભમા થઇ ગયા તેઓ શ્રીરામાનુજ સ્વામીની ગાદીના પાચમા આચાર્ય હતા. તેમણે પુરાણ, ન્યાય, અને યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તેમણે વિષ્ણુના સાતમા અવતાર શ્રીરામચંદ્રજીની પ્રતિમાપૂજા દાખલ કરી. તેમનો મુખ્ય મઠ કાશીમા હતો પણ તેમા પડી ન રહેતા તેમણે દેશદેશ ફરીને પોતાનો પથ ફેલાવ્યો એમના મતનો પ્રચાર ઉત્તર હિંદુસ્તાનમા ઘણો થયો એમણે હિંદી ભાષામા અનેક ગ્રથો લખ્યા છે, અને તેમા રામ, સીતા, લક્ષ્મણ અને હનુમાનનો મહિમા ઘણો વર્ણવ્યો છે રામાનદે પોતાના મુખ્ય બાર શિષ્યો ઠરાવ્યા હતા. તે બધા બ્રાહ્મણ કે ક્ષત્રિય નહોતા, પણ નીચ વર્ણના જ્ઞાની પુરુષો હતા તેઓમા એક ચમાર અને બીજો હજામ જાતિનો હતે, અને ત્રીજો જે સર્વથી વધારે પ્રખ્યાત થયો છે તે (કબીર) વણકરનો છોકરો કહેવાતો હતો. અર્થાત્ કે રામાનદ સ્વામીએ હિંદુ હિંદુ વચ્ચેનો ઉચનીચનો ભેદ તોડવાનો પ્રયત્ન કર્યો હતો. આ રામાનંદી સંપ્રદાયમા તુલસીદાસ મહા પ્રતાપી પુરુષ થયા તેમણે રામાયણનું હિંદીમા વર્ણન કરી રામ-ચંદ્રનો મહિમા વધાર્યો એ 'તુલસીકૃત રામાયણ' આજ પણ હજારો લોકો હોસે વાચે છે

૬. શ્રીચૈતન્યસ્વામી—આ મહાપુરુષનો જન્મ ઇ સ. ૧૪૦૪મા બંગાળાના નવદ્વીપ અથવા નદીઆ ગામમા બ્રાહ્મણ જ્ઞાતિમા થયો હતો. એમના પિતાનું નામ જગન્નાથ મિશ્ર અને માતાનું નામ શુચિ હતું ચૈતન્ય સ્વામીનું મૂળ નામ વિશ્વભર હોઇ લાડમા તેમને 'નિમાઈ' પણ કહેતા વળી તેઓ શરીરે ગૌર વર્ણના હતા, તેથી લોકો તેમને 'ગૌરાગ' પણ કહેતા હતા નવદ્વીપની પ્રખ્યાત વિદ્યાપીઠમા વાસુદેવ સાર્વભૌમ નામના ગુરુની પાસે વિદ્યા-ભ્યાસ પૂરો કરીને તેમણે વિલક્ષણ બુદ્ધિ અને બહુદર્શીપણું મેળવ્યું હતું શરૂઆતમા તેઓ વેદાન્તી હતા. પણ પિતૃશ્રાદ્ધ માટે એકવાર

તેમને ગયાજી જવાનું થયું. ત્યાં ઇશ્વરપુરી નામના એક સાધુના સંગથી તેમનું ચિત્ત ભક્તિમાર્ગ તરફ ઢળ્યું. અને તેઓ હરિકીર્તન અને ઉપાસનામાં તલ્લીન બન્યા. નિત્ય ભાગવતનો પાઠ કરવાનો તેમનો નિયમ હતો. 'નાતજાત કે કોમના ભેદ વગર સર્વ કોઇ મનુષ્યને પ્રભુની ભક્તિ કરવાનો સમાન અધિકાર હોય સર્વ કોઇ ભક્તિથી સરખા શુદ્ધ થાય છે' એવો એમનો મત હતો. વીસ વરસની ઉમરે તેમણે સંસારનો ત્યાગ કરીને પોતાના એ ઉદાર મતનો પ્રચાર કરવા માંડયો. કાશી, જગન્નાથ, રામેશ્વર ઇત્યાદિ સર્વ ઠેકાણે ફરી તેમણે ઉપદેશ કર્યો અને અનેક શિષ્યો મેળવ્યા. કેટલાક પઠાણોને પણ એમણે દીક્ષા આપેલી હોવાથી ઉત્તર હિંદુસ્તાનમા તેઓ 'પઠાણ ગોસાઇ' નામે પ્રસિદ્ધ થયા. શ્રીચૈતન્યસ્વામી અત્યંત માતૃભક્ત હતા. સંન્યાસ લીધા પછી પણ તેઓ માતૃસ્નેહના બંધનને તોડી શકયા નહોતા. ચૈતન્ય પંથમા પ્રત્યેક જાતના માણસો હોય બંગાળા અને ઓરિસામા તેનો સારો પ્રચાર થયેલો છે. એ પંથમાં પરણેલા તથા કુંવારા યાને ગૃહસ્થાશ્રમી અને ત્યાગી બેઉ દાખલ થઇ શકે છે. છેલ્લી અવસ્થામા શ્રીચૈતન્યસ્વામી પ્રભુચિંતનમા એવા તો આસક્ત થઇ ગયા હતા કે તેમનુ મન બીજે કયાય જતું નહોતું. કોઇ કોઇ વાર તો તેઓ દેહભાન છેક જ ભૂલી જઇ ગાડાની માફક આચરણ કરતા. એવી સ્થિતિમા એકવાર વસંત ઋતુની પૂર્ણિમાની ચાંદની સમુદ્રના શ્યામરંગી પાણી પર પથરાઇ હતી તે જોઇ તેમને 'કાલિંદીના કાળા નીરમા શ્રીકૃષ્ણ જળક્રીડા કરી રહ્યા છે' એવો ભાવ પ્રગટયો, અને એ ભાવના આવેશમા દેહભાન ભૂલી તેમણે એકદમ દરિયામા પડતુ મેલ્યું. તેમને ડુબતા જોઇ એક માછીએ પોતાની જાળ વતી તેમને કિનારે કાઢયા, પણ તેમને ચેતના ન આવી તે ન આવી. એ રીતે શ્રીચૈતન્યસ્વામી પોતાની અચેતન અવસ્થામા ૮૦ વર્ષની ઉમરે સ્વધામ સિધાવ્યા. ચૈતન્ય સ્વામી ઇશ્વરનો અવતાર મનાઇ 'ગૌરાંગ પ્રભુ' નામે પૂજાય છે.

૭. શ્રીવલ્લભાચાર્ય—આ મહાપુરુષનો જન્મ સવત ૧૫૩૫ના વૈશાખ સુ ૧૧ ને દિવસે ચંપારણ્યમા થયો હતો તેઓ જાતે તેલગી બ્રાહ્મણ હોઇ તેમના પિતાનુ નામ લક્ષ્મણભટ અને માતાનુ નામ ઈલમાગારૂ હતુ શ્રીવલ્લભાચાર્ય બચપણથી જ તીક્ષ્ણ બુદ્ધિના ચચળ અને ઉત્સાહી હતા અગિઆર વર્ષની વયે વિદ્યાભ્યાસ પૂરો કરી તેઓ વિજયનગરના કૃષ્ણદેવરાયના દરબારમા ગયા ત્યા સ્માર્ત અને વૈષ્ણવ પથનો વિવાદ ચાલતો હતો તેમા શ્રી વલ્લભે સ્માર્ત મતવાળાઓને જીતી વૈષ્ણવ મતનુ સમર્થન કર્યાથી કૃષ્ણદેવરાયે તેમને વિષ્ણુ સ્વામીની આસન ગાદી જે ઘણા વખતથી ખાલી પડી રહી હતી તે સોંપી ત્યારથી તેઓ આચાર્યપદને પામ્યા, અને ગોસ્વામી અથવા ગોસાઇજી કહેવાયા એમણે રામાનુજ, મધ્વાચાર્ય વગેરેના વૈષ્ણવ સપ્રદાયોને ઉતારી પાડી શુદ્ધાદ્વૈત નામનો પુષ્ટિમાર્ગ ચલાવ્યો એ માર્ગ કચ્છ, કાઠિયવાડ અને ગુજરાતમા સારો ફેલાયલો હોઈ વાણીઆ, ભાટીયા, લુહાણા વગેરે નાતોનો તો એ કુળધર્મ બની રહ્યો છે શ્રીવલ્લભાચાર્યે વેદનુ ભાષ્ય કરી વેદાંત ઉપર ટીકા વગેરેના અનેક ગ્રથો રચ્યા છે, જે બધાનુ એક લાખ શ્લોકનુ પૂર કહેવાય છે શ્રીવલ્લભાચાર્યજીએ સવત ૧૫૮૭ના આષાઢ સુદ ૩ ને દિવસે કાશીધામમા હનુમાન ઘાટ ઉપર બાવન વર્ષની ઉમરે લીલા વિસ્તારી એમના પછી એમના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીના વખતમા પુષ્ટિસપ્રદાય સારો ફેલાયો હાલ એ માર્ગની સાત ગાદી હોઈ મુખ્ય ગાદી મેવાડમા શ્રીનાથજીની છે

૮. કબીર—આ સિદ્ધ પુરુષનો જન્મ ક્યા, ક્યારે અને કઈ જાતિમા થયો હતો એ વિષે અનેક મત છે છતા એટલુ તો નક્કી કે તેઓ વણકરને ઘેર રહી ઉછર્યા હતા અને સિકદર લોદીના વખતમા હયાત હતા તેઓ શ્રીરામાનદના શિષ્ય હોઇ તેમણે અદ્વૈત પ્રભુના ભક્તિમાર્ગમા હિંદુમુસલમાનોને એકત્ર કરવાનો મહાન આદર્શ કલ્પ્યો. પોતાના એ ઉદાત્ત મતના સમર્થનમા તેમણે પોતાનું

નામ જોડેલાં અને પદો હિંદીમાં જોડ્યાં, અને પોતાના સદાચરણ તથા અટલ વિશ્વાસથી અનેક હિંદુ મુસલમાનોનાં દિલ જીતી લઇ તેમને પોતાના શિષ્ય બનાવ્યા. ભગવાને નરસિંહ મહેતાનું રૂપ લઇ અનેક વાર તેમની ભીડ ભાગ્યાની વાતો આપણા ગુજરાતમાં ચાલે છે, તેવી જ વાતો કબીરજીના સંબંધમાં પણ ચાલે છે.

કબીરજીનો ઉપદેશ છે કે "હિંદુઓનો પરમેશ્વર છે તે જ મુસલમાનોનો અલ્લા છે. તેનું સર્વમય નામ અંતર્યામી છે. પછી તેને મુસલમાનના અલી નામે ભજો કે હિંદુના રામ નામે ભજો હિંદુના ઇશ્વરની નગરી (કાશી) પૂર્વમાં છે, મુસલમાનોના અલ્લાનું શહેર (મક્કા) પશ્ચિમમાં છે. પરંતુ તમારૂં પોતાનું હૃદય તપાસો, કેમકે મુસલમાન અને હિંદુ બંનેના પરમેશ્વર તેમાં છે." કબીરજી મોટા આત્મજ્ઞાની હતા, એવું તેમના ભજન કીર્તનો વગેરે ઉપરથી જણાય છે. કબીરજીના સર્વ ઉપદેશોનો સંગ્રહ કાશીના કબીરચોરામાં સાચવી રાખેલો છે કબીરપંથને માનવાવાળાની સંખ્યા દક્ષિણ, મધ્ય હિંદ અને ગુજરાતમાં મોટા પ્રમાણમાં મળી આવે છે. એ કબીરપંથીઓ એક બીજાને મળે છે ત્યારે પરસ્પર 'સતનામ, સત સાહેબ, અથવા બંદગી સાહેબ' ઇત્યાદિ કહે છે. જેમ બીજા મંદિરોમાં હાંડીઓ વગેરે લટકાવવામાં આવે છે, તેમ કબીરપંથના મઠોમાં શાહમૃગના ઇંડાં લટકાવેલાં હોય છે; તે ઉપરથી જાણી શકાય છે કે તે કબીર પંથનો મઠ છે કબીરજી સમાધિસ્થ થતાં તેમના શબ માટે તેમના હિંદુ અને મુસલમાન શિષ્યો વચ્ચે તકરાર ઊઠી. તેવામાં તેમના શરીર પરની પિછોડી ખસેડી લેતાં તેમના અર્ધ શરીરને ઠેકાણે તુલસી અને અર્ધને ઠેકાણે મરવો દેખાયો! તુલસી ને લઇ જઇ કાશીના રાજા વીરસિંહે બાળી અને તેની રાખ ત્યાંના કબીરચોરા નામે સ્થળે દાટી. મુસલમાન શિષ્યોએ મરવાને લેઇ ગોરખપુર નજીક મગર નામે ગામમાં દાટ્યો અને તેના પર કબર

સ્થાન મનાય છે. ભરૂચ પાસે આવેલો કબીરવડ પણ કબીરજીની યાદગીરી તાજી રાખે છે.

૯. ગુરુ બાબા નાનક—શીખ ધર્મના સ્થપનાર આ મહા પુરુષ શ્રીરામચંદ્રજીના પુત્ર લવના વંશજ હોઇ લાહોરની દક્ષિણે ૧૦ માઇલ પર આવેલા 'કાના કુચાન' ગામમા ઈ. સ ૧૪૮૮મા જન્મ્યા હતા. એમના પિતાશ્રીનું નામ કાલુવેદી. નાનકે નાની ઉમરમા ગણિત અને ફારસી ભાષાનું જ્ઞાન અલ્પ સમયમા મેળવ્યુ હતુ. પણ સંસારી ખટપટમા તેમનું મન ઝાઝું લાગતું નહોતું એક વાર તેમના પિતાએ તેમને ૪૦ રૂપિયા આપીને મીઠાનો વેપાર કરવા સારૂ એક જાટ સાથે પરગામ મોકલ્યા. રસ્તે જતા તેમને સાધુઓનું એક ટુડ મળ્યુ. તેમની વાતચીત પરથી તેમના મન પર ઉડી અસર થઇ અને પોતાની પાસેના ૪૦ રૂપિયાનું સીધુ સામાન લાવીને સાધુઓને ભોજન કરાવ્યુ, ને પછી પોતે ખાલી હાથે ઘેર આવ્યા તેમના પિતાને આથી મહા ક્રોધ ઉત્પન્ન થયો અને તેમને મારવા લીધા, પણ એક ભટ્ટી જમીનદારે વચમા પડીને તેમને મૂકાવ્યા જે સ્થળે નાનકે સાધુઓને જમાડયા તે સ્થળ આજ પણ 'ખરા સોદા' ( એટલે કે ખરા લાભ ) નામે ઓળખાય છે. નાનકની પરણવાની પણ ઇચ્છા નહોતી, છતા પણ સગા સબધીઓના અતિશય આગ્રહથી તેમણે સુનક્ષણી નામની કન્યા સાથે લગ્ન કર્યું હતુ. તેનાથી તેમને બે પુત્ર થયા બાદ તેમણે સસારનો ત્યાગ કરી સન્યાસ લીધો બાબા નાનકે જુવાનીમા જ હિંદુ અને મુસલમાન ધર્મના સર્વ સાંપ્રદાયિક ગ્રંથોનો અભ્યાસ કરી તેમના મૂળતત્ત્વો જાણી લીધા હતા તેને પરિણામે ધર્મ સબધી તેમનો મત બહુ ઉદાર અને નિર્મળ બન્યો હતો વ્હેમોથી ભરેલા લૌકિક ક્રિયાકાંડ ઉપર તેમને કંટાળો ઉપજ્યો હતો સંન્યાસ લીધા પછી તેઓ ફરતા ફરતા અરબસ્તાન પહોચ્યા હતા ત્યાના ફકીરોની રીત

રસમ પણ તેમને પસંદ પડી નહિ; તેમાં પણ વ્હેમનું જોર જણાયું. તેથી તેઓએ સ્વદેશ પાછા ફરતાં જ પોતાનો સંન્યાસીનો વેશ છોડી દીધો, અને ઇરાવતી નદીને કાંઠે કીર્તિપુરા નામની ધર્મશાળા બાંધી પોતાનો મત ફેલાવવા માંડ્યો એ મતની સઘળી વાત ગુરુ ગોવિંદસિંહે લખેલા આદિગ્રંથોમાં વર્ણવેલી છે. બાબા નાનક કહેતા કે "મૂર્તિપૂજા અસત્ય છે, ઇશ્વર અવતાર લેતા નથી. ઇશ્વર એક જ છે, અનેક નથી. પ્રાણીની કાયા ગોવિંદનું મકાન છે, તેથી જીવહિંસા ન કરવી. ગુરુની આજ્ઞા એ જ ઇશ્વર આજ્ઞા. ગુરુનો લખેલો ગ્રંથ એ જ વેદ. જુદી જુદી જાતોમાં અને જુદા જુદા મતમાં જુદા થઇને રહેવું ઠીક નથી. સંસારવૈરાગ્ય અને સંન્યાસ ધર્મની ખાસ જરૂર નથી. સાધુઓ અને આત્મનિષ્ઠ ગૃહસ્થો બંને ઇશ્વરની આગળ સરખા છે. જેનું હૃદય ચિંતવે છે તેજ સાચો હિંદુ, અને જેનું જીવન પવિત્ર છે તે જ ખરો મુસલમાન." એ મતનો પ્રસાર પ્રથમ પંજાબના મજબૂત પણ સરળ સ્વભાવના હિંદુઓમાં થયો. પછી ધીરે ધીરે મુસલમાનો પણ એ મતમાં આવવા લાગ્યા. તેથી તે એક જુદો જ સંપ્રદાય થઇ પડ્યો. એ સંપ્રદાય તે જ આજનો **શીખ** ધર્મ. એને નાનકપંથ પણ કહેવામાં આવે છે. એ પંથમાં જાતિભેદ નથી. તેથી ગમે તે જાતનાને શિષ્ય (શીખ) કરવામાં હરકત નથી. એ રીતે બાબા નાનક પોતાના આત્મબળ વડે અને સ્વપરાક્રમથી પંજાબના બહાદુર લોકોને પોતાના નવા પંથમાં દાખલ કરી ૭૦ વર્ષના વયે દેવલોક પામ્યા.

**શીખ** સમાજનો એ દેવતા થઇ ગયાને આજે પોણાચાર સૈકાં થઇ ગયાં, છતાં હજુ સુધી તે **શીખો**ના હૃદયમાં બિરાજમાન છે. **શીખો** પોતાના એ પ્રભુનું નામ સાભળતાં જ હર્ષઘેલા થઇ જાય છે. તેઓ તેની શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરે છે. મુસલમાનો હઝરત મહંમદ પેગંબર સાહેબના પવિત્ર નામને માટે જેટલા મગરૂર છે, તેટલા જ **શીખો** પોતાના પ્રભુ બાબા નાનકના પવિત્ર નામને માટે પણ મગરૂર

છે. જગતમા જ્યા સુધી શીખ ધર્મ કાયમ રહેશે, ત્યાં સુધી બાબા નાનકનું નામ કદી ભુલાશે નહિ

૧૦. દાદુ —એમનો જન્મ અમદાવાદ શહેરમાં ઇ સ ૧૫૪૪ માં થયો હતો. તેઓ પ્રથમ ગ કર સ્વામીના શિષ્ય હતા પછી તેમને વેદાન્તનું યથાર્થ જ્ઞાન થવા બાદ તેમણે યોગ, દત્તાત્રેય નાથ, ગોસાઇ અને કબીર વગેરેના સ પ્રદાયના મૂળતત્વોને લઈ બ્રહ્મજ્ઞાન પર પોતાનો જુદો પ થ ચલા વ્યો એ પ થને માનનારા દાદુપથી કહેવાય છે. તેમનો એવો મત છે કે " નિરાકાર જ્યોતિસ્વરૂપ પરમેશ્વરને માનવો, તથા આપણો આ ત્મા જ પરમેશ્વર છે, બીજો કોઇ નથી તેની જ્યોતિનું ધ્યાન કરવાથી જન્મ મરણ ટળે છે સ ત્ય, યોગાભ્યાસ, એકાંતવાસ, દેહકષ્ટ અને પવિત્રતાથી મોક્ષનો લાભ થાયછે " આત્માની ઓળખ સારૂ દાદુજીએ કેટલાક ગ્રંથો રચ્યા છે

દાદુજીને સુ દરદાસ નામના જ્ઞાની શિષ્ય હતા તેમણે 'સુંદર વિલાસ' તથા 'જ્ઞાન સાગ ' નામના પ્રખ્યાત ગ્રંથો રચ્યા છે.

---

## પ્રકરણ ૧૯ સુ

### ઉપસંહાર

**૧. હિંદુ મુસલમાનોની એક બીજા પર થયેલી અસર**—મુસલમાનોએ હિંદુસ્તાન દેશ જીત્યો, છતા હિંદુઓનો ઉચા પ્રકારનો સુધારો તેમનાથી નાશ કરી શકાયો નહિ બીજા દેશોમા જેમ રાજ્યના ફેલાવા સાથે મુસલમાની ધર્મનો ફેલાવો પણ

કરી શક્યા, તેમ હિંદુસ્તાનમાં થઇ શક્યું નહિ અલબત કેટલાકને બળાત્કારે વટાળીને મુસલમાન કરવામા આવ્યા, અને કેટલાક ખાન પાન ને માનની લાલચથી ગજી ખુશીથી વટ'ળ; છતા એકંદરે તો હિંદુધર્મની અભેદ દીવાલ જેમની તેમ અખંડિત રહી. હિંદુઓનાં યજ્ઞયાગ અને જાહેર જાના ઠાઠ બંધ પડ્યા, છતા એથી તેમનો ધર્મ કંઇ ડૂબ્યો નહિ. મુસલમાની અમલમા હિંદુઓ પરની અસરમા. '<u>પડોશીનું બળે તો છો બળે, મારૂં સલામત રહેજો</u>' એવી પોતપોતાનું સાચવી બેસી રહેવાની સ્વાર્થી બુદ્ધિ તથા 'વાણીઆ મૂછ નીચી તો નીચી' અને 'ધોલ મારી તો કે ધૂળ ઉડી ગઈ' એમ કહી મુગે મોઢે અત્યાચાર ખમી રહેવાની અનિષ્ટ વૃત્તિ—એ બે મુખ્ય કહેવાય. વળી, શીખ, કબીરપંથ, દાદુપંથ વગેરે મૂર્તિપૂજા અને જાતિભેદના બહિષ્કારવાળા પથો, તેમજ રામાનંદ, ચૈતન્ય, વલ્લભ વગેરેના વૈષ્ણવ પથોમા પણ ઉચનીચની ભાવનાની અવગણના— એ પણ ઇસ્લામી ધર્મની હિંદુ ધર્મ પર થયેલી અસર ગણી શકાય.

હિંદુઓની બાહ્ય શક્તિ ઉપર મુસલમાનોની સત્તાનો અમલ થયો. તથાપિ સામાજિક, નૈતિક અને વ્યાવહારિક બાબતોમા તો હિંદુઓએ જ મુસલમાનોને દબાવી દીધા. વ્યવહારની પ્રત્યેક બાબત હિંદુઓના હાથમા હતી. હિંદુઓની મદદ સિવાય મુસલમાનોને ચાલ્યુ નહિ. ધર્મ સબંધમા પણ હિંદુઓની છાપ મુસલમાનો ઉપર બેઠેલી છે. અરબસ્તાનમા મુસલમાનોના જે મૂળ ધર્મ સંસ્કાર હતા, તે પૈકી અહિં પોણો ભાગ નાશ પામીને તેમને બદલે હિંદુઓના સમારંભના ઠાઠ તેમણે સ્વીકારેલા છે. ફકીર ઓલીઆઓની પૂજા, પીરોની બાધા આખડી વગેરે અનેક બાબતો મુસલમાનોએ હિંદુઓ પાસેથી લીધી છે. મરનારની પાછળ કરવામા આવતા ઉત્સવો અને ઉરસો બદલ શરીયતમા ખાસ મના નથી, તોપણ તે પ્રસંગે થતી કેટલીક બાબતોમા હિંદુ રીતરિવાજની છાયા સ્પષ્ટ જણાઇ આવે છે. વળી મરનારની કબરો પર અતિ ખર્ચ કરી તેને મોહક બનાવવી

કિંવા મરનારનું નામ યાદગાર બનાવવા તેના પર સુંદર રોજા કે મકબરા બાંધવા, એ ઇસ્લામમા અયોગ્ય (નકામો ખર્ચ) મનાયેલું હોઇ નિંદ્ય છે ત્યારે તથા ઉલટું આપણે અહિં તાજ મહેલથી માંડી નાના મોટા અનેક બન્ને દાર રોજા અને મકબરા દસ્તી ધરાવે છે સારાંશ કે મુસલમાનોએ હિંદુસ્તાન પર જબરા ધસારા કરીને પોતાની રાજ્યસત્તા સ્થાપી, છતા મુસલમાની છાપ આર્યસુધારા ઉપર બેઠી નહિ ઉલટું મુસલમાનોને જ હિંદુ લોકોએ ઘણે અંશે પોતાના જેવા બનાવ્યા. યુરોપીઅન સુધારણા મુસલમાનોની સુધારણા કરતા ઉતરતા પ્રકારની હોવાથી યુરોપમા જેવી મુસલમાનોએ પોતાની છાપ બેસાડી, તેવી છાપ હિંદુસ્તાનમા બેસાડી શકાય તેમ નહોતું

૨. વટલેલા હિંદુઓએ ભજવેલો ભાગ—હિંદુસ્તાનમાના ઘણાખરા મુસલમાનો મૂળના હિંદુ હેઇ પછીથી વટલાઇને મુસલમાન થયેલા છે અફગાન અમલમા જે ટોળાબંધ મુસલમાનો આ દેશમા બહારથી આવેલા, તે ઘણે ભાગે તુર્ક અને પઠાણ હોઈ તેમની સાથે ઝાઝી સ્ત્રીઓ આવેલી નહોતી તેથી એ બહારથી આવેલાઓએ આ દેશની સ્ત્રીઓ ઘણે ભાગે મેળવી હતી તેમનથી જે પ્રજા થઇ તેને હિંદુ ધર્મમા સ્થાન નહિ મળ્યાથી અનાયાસે જ મુસલમાનોની સંખ્યામા ઉમેરો થયો આમ આપખુશીથી વટલેલા અથવા જોરજુલમથી વટલયેલા મુસલમાનો પરધર્મમા ગયા પછી પોતાના પહેલાના ધર્મનો નાશ કરવા માટે વિશેષ આગ્રહી બની હિંદુસ્તાનને વિશેષ ત્રાસદાયી થઇ પડ્યા હતા દાખલા તરીકે ગુજરાતનો મુજફ્ફરશાહ, કાશ્મીરના સુલતાન 'બુતશિકન' નો પ્રધાન વગેરે વટલેલાઓને હિંદુ લોકોના દોષ અને રહેણી કરણીનું પૂરેપુરૂં જ્ઞાન હોવાથી તે માહિતીનો લાભ તેમણે જીતનારા સરદારોને આપ્યો દેવાલયોનો નાશ કરીને ત્યાની સંપત્તિનું હરણ કરવાના કામમા મુસલમાનોને આ વટલેલા હિંદુઓ જ

વિશેષ ઉપયોગી થયા હતા. અમુક યુક્તિ કરતાં લડાઇમાં હિંદુઓનો પરાભવ થશે, એમ મુસલમાનો વટલાયલા હિંદુઓથી જાણતા. લડાઇ ચાલતાં વચ્ચે ગાય લાવીને ઉભી કરવી; ગાયનું લોહી. માંસ નાખીને હિંદુઓના કૂવા વટલાવવા વગેરે યુક્તિઓ મુસલમાનો આ હિંદુઓ દ્વારા જ જાણતા. પરધર્મી લોકોને શુદ્ધ કરીને પોતાના ધર્મનાં લેવાની છૂટ હિંદુ ધર્મે સ્વીકારેલી નહિ હોવાથી દેશને કેટલું નુકસાન પહોંચ્યું છે, તે આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

મુસલમાનોના રાજ્યવિસ્તારનું ઘણું ખરૂં કામ પણ આ વટલેલા લોકોથી જ થયેલું છે. ખીલજી સુલતાનોની અર્ધ ઉપરાંત જીતો મલેક કાફુર અને ખુશરૂને જ આભારી હતી. ગુજરાતનો મુઝફરશાહ, તેમજ બ્રાહ્મણી રાજ્યમાંથી જુદાં થએલાં પાંચ મુસલમાની રાજ્યોના સ્થાપનારા બહુધા વટલેલા હિંદુઓ કે તેમના વંશજ હતા. મુસલમાનોને આ દેશમાં ઉપરાછાપરી સંપૂર્ણ જય મળતો જોઇને દેશના ઘણા કાર્યકુશળ પુરુષોને એમ લાગતું કે મુસલમાની ધર્મમાં કાંઇ જાદુ ભરેલો છે. તેમને એમ લાગવા માંડ્યું કે હિંદુ ધર્મ હલકો હોવાથી હિંદુ લોકોથી પરાક્રમ થતાં નથી. અને તેથી તેવાઓએ રાજીખુશીથી ઇસ્લામનો અંગીકાર કર્યો. વઝીર મકબુલખાન, બંગાળાનો જીતમલ, સિંધના સુમરાવંશી જામરાજા, બરાણનો રાજા હરદત્ત અને તેના ૧૦૦૦૦ સાથીઓ વગેરે આ પ્રકારના દાખલા છે.

૩. ધાર્મિક અત્યાચારો માટે ઇસ્લામ જવાબદાર ગણાય ખરો?:-ઇસ્લામને માથે સાધારણ રીતે એવો દોષ મુકવામાં આવે છે કે તેના અનુયાયીઓ પરધર્મીઓને બળાત્કારે પોતાના ધર્મમાં લેવાના કામને ધર્મનું કાર્ય લેખે છે, અને તેમ કરતા પરધર્મીઓ પર અનેક પ્રકારનો જુલમ ગુજારે છે. ખરૂં જોતાં કુરાને શરીફમાં તો ઠેકાણે ઠેકાણે એવાં વચન આવે છે કે "ખરા મુસલીમની ફરજ તો પર-

ધર્મને સમજાવી સમજાવી સાચો માર્ગ બતાવવાની છે, જો તે સમજે તો ઠીક, નહિ સમજે તો અલ્લાહ તેને જોઈ લેશે " આ ઉપરથી સમજાશે કે પોતાના ધર્મમા વટલાવવા માટે પરધર્મીઓ પર જુલમ કરવો એવુ હઝરત મહમદ સાહેબનું ફરમાન નથી, એટલું જ નહિ પરંતુ તેમનુ પોતાનુ જીવન પણ એ વાતને ખોટી પાડે છે હઝરત સાહેબે ઇશ્વરનું દર્શન મેળવીને ખદીજા બીબીની પાસે મનની વાત જાહેર કરી ત્યારે તલવાર ક્યા હતી ? તેમના કાકા અને પિત્રાઇ ભાઇએ ઈસ્લામ સ્વીકાર્યો ત્યારે અને તે પછી મક્કામા તેમના શિષ્યોની સંખ્યા ધીરેધીરે વધવા લાગી ત્યારે તરવાર ક્યા હતી ? હઝરત સાહેબનો વધ કરવા આવેલા ઉમર* અને

---

*એ મક્કાનો વીર હતો મહમદ સાહેબનો જાન લેવા માટે કુરેશી લોકો એ તેને ઉશ્કેરીને મોકલી આપ્યો તે મહમદ સાહેબના મુકામ પર જતો હતો, તેવામા રસ્તે એક જણે એને ટોક્યો કે ' ક્યા જાઓ છો ?' ઉમરે કહ્યુ કે ' મહમદને મારવા ' તે ઉપર પેલા શખ્સે કહ્યુ કે " મહમદને મારવા પહેલા જરા તપાસ કરી જાવો કે તમારા બેન બનેવી કયો ધર્મ પાળે છે" તે ઉપરથી ઉમર પોતાની બેનને ઘેર આવ્યો, અને જુએછે તો તે દંપતી કુરાન વાચતા હતા આથી ક્રોધે ભરાઇને ઉમરે પોતાના બનેવી ને જમીન પર ઢોળી પાડ્યો અને તેના પર ચઢી બેસી તેને મારી નાખવા તરવાર ઉગામી તે વખત ઉમરની બેને અપૂર્વ હિંમતપૂર્વક કહ્યુ કે " હા, હા, અમે એક ખુદાને માનનારા સાચા ઇસ્લામી છીએ સાચા ઇસ્લામી તરીકે એક ખુદાને સ્વીકારતા અમારા પ્રાણ અમે ખુશીથી અર્પીશું" ઉમરની બેનના આ વચનોમાં કઇ એવો ચમત્કાર હતો કે ઉમર એકદમ હતવીર્ય બની ગયો અને તેની તરવાર છૂટી ભોયપર પડી તે પછી ઉમરે આજીજીપૂર્વક બેન પાસે કુરાન લીધુ, અને તેમાનો એક ફકરો વાચતા જ તેની આખો ખુલી ગઈ અને તે તે જ ઘડીએ પોતાના મનથી ઇસ્લામી બન્યો પછી તે ધીમે પગલે મહમદ સાહેબના મકાન પર આવ્યો અને મહમદ સાહેબને ચરણે નમી કલમાની દીક્ષા લીધી એ જ ઉમર આગળ જતા ખલિફ બન્યા.

દારથાએ[1] પોતાના ખૂની વિચારો છોડી ઈસ્લામને અંગીકાર્યો ત્યારે તરવાર ક્યાં હતી ? તેમજ મદીનાના લોકોએ અરધી રાત્રે તેમની પાસે ઈસ્લામની અમોઘ દીક્ષા લીધી ત્યારે પણ તરવાર ક્યાં હતી? કેવળ વિશ્વાસના બળથી જ બળવાન થઈને મુસલમાન ધર્મનો વિજય વાવટો સર્વત્ર ઉડ્યો છે. ખરી વાત છે કે મક્કાના લોહી-તરસ્યા દુશ્મનોને વશ કરવા માટે મહમદ સાહેબે પોતાના શિષ્યોને હથિયાર સજાવ્યાં હતાં, પરંતુ તે સ્વરક્ષણ પુરતા જ. ઈસ્લામ નહિ સ્વીકારવા માટે મહમદ સાહેબે કોઈની કતલ કરાવી નહોતી. વળી મહમદ સાહેબ પોતે જો કે લશ્કરની સરદારી લેતા હતા, છતાં પેગંબર થયા પછી તેમણે પોતે કદી હથિયાર વાપર્યું નહોતું. લડાઈમાં હારેલા શત્રુઓ પ્રત્યે પણ તેઓ કદી નિષ્ઠુર વ્યવહાર ન રાખતા સદા દયાભાવ અને ઉચ્ચ વિવેક દર્શાવતા હતા. એવા ઘણાક પ્રસંગે તેમનું મહત્ત્વ જોઈને તેમના શત્રુઓ બહુ અજાયબી પામતા. અલબત તલવારના બળે તેઓ રાજ્ય જીતતા, કારણકે બુદ્ધિવાદ અને શક્તિના પરસ્પર આશરા વગર કોઈ પણ ધર્મ લૂલો જ થઈ રહે છે. ધર્મપ્રચારકના હાથમાં રાજ્યસત્તા હોય, કિંવા તેને સમર્થ રાજ્યાશ્રય મળે તો જ નવા ધર્મનું રક્ષણ થઈ તેની જમાવટ થાય છે. બૌદ્ધ ધર્મ અશોકના આશ્રયથી અને ખ્રીસ્તિધર્મ રોમન બાદશાહીના આશ્રયથી જ ખીલ્યા હતા. આરંભના ઈસ્લામીઓ મૂલક

---

[1] એ એક કોરેશ જુવાન હતો. કોરેશી લોકો અને ઈસ્લામીઓ વચ્ચેની એક લડાઈને પ્રસંગે મહંમદ સાહેબ એક ઝાડ તળે સુતા હતા તે વખતે આ દારથાએ આવી તરવાર તાણી તેમના અંગ પર ધર્યો અને બોલ્યો 'મહમદ, બોલ, હવે તને કોણ બચાવે એમ છે ?' મહંમદ સાહેબે કહ્યું 'હા, ખુદા' આ શબ્દો એવા તો અડગ વિશ્વાસથી ઉચ્ચારાયા હતા કે તેના પ્રભાવથી દારથાની તરવાર ક્યાંની ક્યાં જઈ પડી. પછી મહમદ સાહેબે તે તરવાર હાથમાં લઈ દારથાને પૂછ્યું 'બોલ દારથા, હવે તને બચાવનાર કોણ છે ?'. દારથા બિચારો ગર્વગલિત થઈ ગયો, અને મહંમદ સાહેબના તેજથી અંજાઈ તેમને શરણે નમ્યો.

છતતા, પણ તે દેશમાં વસતી પ્રજાઓ પર ધર્મની બાબતમાં જુલમ નહોતા ગુજારતા. રાજીખુશીથી મુસલમાન થનારને તેઓ પોતાના જેટલા જ અધિકાર અને હક્ક આપતા, બાકીનાઓ પાસે 'જજીયા' કર લઇ તેમને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ આપતા. મહંમદ સાહેબ પોતે આ પ્રમાણે કરતા હતા, એટલું જ નહિ પણ તેમના પછી થયેલા ખલિફાઓએ પણ એ જ નીતિ ચાલુ રાખી હતી. ખલિફા હારૂન-અલ-રશીદના દરબારમાં હિંદુ પંડિતો હતા, અને ખલિફા મામુને સર્વને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ આપી હતી; એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે.

દેશનો કારભાર જેણે હાથમાં લીધો હોય તેને લડાઇઓ તો કરવી જ પડે, પણ તેની બધી લડાઇઓ લોકોને બળાત્કારે ઇસ્લામમાં લાવવા માટે કરવામાં આવી હતી એવું માનવા કારણ નથી. અલબત રાજ્ય અમલથી સ્વાભાવિક રીતે રાજ્યકર્તાઓના ધર્મનો પ્રચાર પ્રજામાં થાય તથા સમાન બંધુભાવની ઇસ્લામની ખુબીથી ઘણા લોકો ઇસ્લામને સ્વીકારવા લલચાય, એ કંઇ બળાત્કારનું પરિણામ કહેવાય નહિ. કેટલાક મુસલમાન રાજ્યકર્તાઓએ આ બાબતમાં જુલમ કર્યો હશે, પણ તે તેમનું અંગત કાર્ય છે. ઇસ્લામ ધર્મ તેને માટે જવાબદાર ગણી શકાય નહિ. સૌથી પહેલા અને ખરા સંસ્કારી મુસલમાનો તો આરબ જ હતા, અને એ આરબોને હાથે એવા ધર્મઝનુની કામ ભાગ્યે જ થયાં છે. આપણા દેશમાં આરબો રાજ્યકર્તા તરીકે આવ્યા જ નથી; તુર્ક, પઠાણ અને મોગલો જ આવ્યા છે. એ ત્રણે જાતિના લોકો આરબો પછી ઘણી લાંબી મુદતે મુસલમાન થયેલા હોઇ તેમના કરતા ઓછા સંસ્કારી હતા, એ વાત હિંદુસ્તાનનો મુસલમાની ઇતિહાસ શીખનારે ભૂલવી જોઇએ નહિ.

જજીયાવેરો-એકાદા મુલકની જીત પછી મુસલમાનો ત્યાંની પરધર્મી પ્રજાપર સંરક્ષણ નિમિત્તે જે કાયમનો કર બેસાડતા તે

ઇતિહાસમાં 'જઝીયાવેરા'ના નામથી ઓળખાય છે દરસાલ દરેક આસામીને સોનાનો એક દિનાર આપવો પડતો. બ્રાહ્મણો પાસેથી કે રકન લેવામાં આવતી, ત્યારે સાધુ, નિરાશ્રિત અને ગુલામ લોકોને એ કરમાથી સમૂળગા બાતલ કરવામાં આવતા. અમુક દેશ જીત્યા પછી મુસલમાન લોકો ત્યાંની પ્રજા આગળ બે દરખાસ્ત મેલતા (૧) કાંતો મુસલમાની ધર્મ સ્વીકારી મુસલમાનોના તમામ હક્કો મેળવો, કિંવા (૨) જઝીયાવેરો આપી ઝીમ્મી તરીકેની યાત જીંદગી ગુજારો. આ પ્રમાણે કર ભરનારને પછીથી કોઇ જાતની કનડગત કરવામાં આવતી નહિ. એ કરની ઉપજમાંથી તેમના સંરક્ષણનો અને સુલેહ સાચવવાનો બંદોબસ્ત થતો. સિરિયાના ખ્રીસ્તિઓએ જઝીયાવેરો આપવાનો કબૂલવાથી તેમને જરાયે હેરાન ન કરતા તેમના દેવળો અને તેમને લગતા પસાયતા જેમના તેમ આરબ ખલિફાઓએ ચાલવા દીધા હતા. સિંધનો આરબ અમલ પણ એ વાતની સાક્ષી પૂરે છે. ઈરાન દેશ જીતાતા ત્યાંના વતનીઓએ ઇસ્લામ ધર્મ કબૂલવાથી તેમને મુસલમાનોના સઘળા જ હક્ક પ્રાપ્ત થયા હતા

એ 'જઝીયાવેરો' પરધર્મીઓને, અલબત, દુસહ્ય લાગતો, પરંતુ જેઓ બીજા દેશો જીતે છે, તેમને જીતાયલી પ્રજા પર પોતાની સત્તા અને ધાક બેસાડવા સારૂ, દેશના સંજોગો મુજબ, કોઇ ને કોઇ યુક્તિ કામે લગાડવી પડે છે મરાઠાઓની ચોથ અને સરદેશમુખીની યોજના એવા જ હેતુથી થઇ હતી, તેમજ અંગ્રેજ સરકારે હથિયારબંધીનો કાયદો લાગુ કર્યો છે, તે પણ એ જ હેતુથી અર્થાત્ કે જઝીયાવેરાની મૂળ કલ્પના પરધર્મીઓ પ્રત્યે દ્વેષ કે ક્રૂરતાની લાગણીથી કિંવા તેમને નાહકના દડવાની દાનતથી અસ્તિત્વમાં આવી નહોતી કેટલાક ધર્માંધ રાજ્યકર્તાઓને હાથે એનો દુરૂપયોગ થઈ લોકો ઉપર જુલમ થયા હશે તેની ના નહિ, પણ તેનો મૂળ હેતુ તો ઉપર જણાવ્યા પ્રમાણેનો હતો, એ વિસરવુ જોઇએ નહિ